અદ્‌ભુત રસાત્મક નવલકથા.

# રમાકાન્ત

યાને

## અર્વાચીન ભારત.

( પ્રથમ ભાગ )



મૂલ્ય રૂા. ૮-૬-૦

Printed & Published by Vaidya Bhagvanlal Tribhuvan at the Subodhini P. Press, Bazargate, Fort—BOMBAY.

(પ્રથમાવૃત્તિ—૧૦૦૦ નકલ)

સંવત ૧૯૭૧. ઈ. સ. ૧૯૧૫.

# ઉપોદ્‌ઘાત્

આ વિવિધ રસાત્મક નવલકથા શુરૂ કરતી વખતે એક મોટા પુસ્તકના રૂપમાં બહાર પાડવાનો વિચાર હતો, પરંતુ "મુંબઇ ગુજરાતી" ના કેટલાક સુજ્ઞ વાંચકોના ખાસ દબાણથી આટલા નાના રૂપમાં તેને હાલ તુરતજ પ્રકટ કરવી પડી છે અને તેથી આ પ્રથમ ભાગ જનસમાજ સમક્ષ રજુ કરતાં કોઇ પણ પ્રકારનો દોષ દ્રષ્ટિગોચર થાય તો તે બદલ અમારી ક્ષમા યાચના છે. આ નવલકથામાં ભારતની અર્વાચીન સ્થિતિ, કુરૂઢિઓ અને કુધારાઓ ઉપરાંત બીજી કેટલીક બાબતોનું ખાસ કરીને દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. મનુષ્ય જીવનના ઉદ્દેશ, તે સફલ કરાવવામાં જોઇતું સાહિત્ય અને ઉચ્ચ જીવનક્રમ કયે પ્રકારે શુરૂ કરવો તે વર્ણવવા યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે. હજી આ નવલકથાની ખરી શુરૂઆત હવે પછીથીજ થાય છે અને તે પૃથક્ પૃથક્ ભાગમાં સત્વર બહાર પડશે. આશા છે કે સુજ્ઞ વાંચકો અમારા આ પ્રયાસમાં થતા દોષોપ્રતિ અલક્ષ્ય કરશેજ.

મુંબાઇ: તા૦ ૧લી માર્ચ, ૧૯૧૫. } ભાનુપ્રસાદ મ. વ્યાસ.

# અનુક્રમણિકા



———:૦:———

# રમાકાન્ત.

યાને

## અર્વાચિન ભારત.

લેખક:—ભાનુપ્રસાદ મણિરાય વ્યાસ.

## પ્રકરણ ૧ લું.

### યાત્રામાં.

રવિ બિંબમાં ડાઘા રૂપે, ને ચંડ રવિ થઇ હું તપું.

* * * *

"વિરમો અહીં." પરમાણુંઓને, હું કહું છું ક્ષણમાં,
ફરમાવું હું ગોળા તમોને, "વિચરતા રહો ગગનમાં."

ચકમક સ્ફુલિંગો જ્યોતિ હું, ઉડતા પતંગો તેય હું,

× × × × ×

યજમાન, અતિથિ ને મુસાફિર, પ્યાલો મજાનો હું જ હું.

(રામ.)

અસ્તાચલ પ્રતિ ગમન કરતા સૂર્યનાં નમ્ર પણ પ્રખર કીરણોને પોતાના જલતરંગદ્વારા પ્રસરાવતો, બાહ્ય દ્રષ્ટિએ ઉદ્ધત પરંતુ અંદરથી ઉદરમાં રત્નાદિને ધારણ કરી ગાંભીર્યનું દિગ્દર્શન કરાવતો ઉદધિ, જગજ્જનુની શ્રી મહાલક્ષ્મી દેવીના મંદિરના પૃષ્ટ ભાગે, ઉપરની શિતળ સમીર લહરીવડે જનમન રંજન કરી રહ્યો હતો. વજ્રસમ પાષાણ સાથે અથડાતાં પ્રચંડ મોજાં જન સમાજમાં રહેલી સુખ દુઃખની માન્યતાને જાણે હસી કાઢતાં હોય તેમ પોતાના ફીણ વડે દર્શાવી રહ્યાં હતાં. કાળા પાષાણો ઘડીમાં ખારા પાણીમાં ડુબતા અને ઘડીમાં બહાર નીકળતા, મનુષ્યની સુખદુઃખની સ્થિતિનું ભાન કરાવતા હોય તેમ જણાતા હતા. સમુદ્રમાં નાનાં નાનાં હોડકાંઓ આમથી તેમ વિહરતાં હતાં. મોહમયી મુમ્બાપુરીના મોજીલા યુવાનો તેમાં આનંદ લેતા હતા. આશ્વિન શુકલ પક્ષની અષ્ટમી હોવાથી મહાલક્ષ્મીમાં અસંખ્ય મનુષ્યોની ભીડ થઇ રહી હતી આમળના દરવાજાથી ઠેઠ મંદિરના ગર્ભાગાર સુધી લુલાં, લંગડાં, આંધળાં, અપંગ અને અનાથ સ્રીપુરૂષો ઉપરાંત બાલ, વૃદ્ધ અને યુવાન બ્રાહ્મણો પણ આસન લગાવી બેઠા હતા. સંધ્યા સમય થવા આવ્યો હતો. અષ્ટમીના યજ્ઞની પૂર્ણાહુતી સહ જગવંદનીય જગજ્જનુનીની આરતી થવાથી ચારે બાજુએ વિવિધ નાદો થઇ રહ્યા હતા; "જયઅંબે, જયદેવી." "મહાલક્ષ્મી માતકી જય" ઇત્યાદિના પોકારો મનુષ્યની કર્ણેન્દ્રિયને ઉત્તેજીત કરી મુકતા હતા; ભાવિક સેવકો આ યાત્રામાં અંતઃકરણ પૂર્વક ભાગ લેતા હતા. તેમના આ જયધ્વનિ સાથે "બાબા અંધેકું," "બાબા લુલેકું," "આંધળાલા દ્યા," "રામ, રામ," ઇત્યાદિ હૃદયભેદક પોકારો કેટલીક વખત ભળી જઇ

દયાળુ હૃદયને હલમલાવી નાખતા હતા. તેમાં પણ કેટલાંક અપંગ મનુષ્યો તો શ્રોતાઓનું અંતઃકરણ પોતાના તરફ આકર્ષવા ખાસ પ્રયત્ન કરતાં અને થાળીઓમાં લાકડીઓ ઠોકતાં હતાં. આના કરતાં દ્વિજવર્ગ-બ્રાહ્મણો પણ કાંઇ જાય તેવા નહોતા. સ્થળે સ્થળે આસન નાખી, પંચપાત્ર, આચમની, કેશર—હળદરવાળું ચંદન તથા પાઇઓનાં બંડલો લઇ બેસી ગયા હતા. "આવો શેઠ, આવો ભાઇ, આવો બ્હેન, આવો બા." વિગેરેના પોકારોથી યાત્રાળુ દર્શનાર્થીઓનું સન્માન કરી રહ્યા હતા. પણ તેમનાં આ વચનો કેવા ભાવનાં હતાં તે તો તેજ જાણતા હતા. તેઓનું કાર્ય ઉચ્ચ કે નીચ, ઉત્તમ કે અધમ, ગમે તે હોય તેની છત્રી, લાકડી તેમજ બુટ અને આપણી ગ્રામ્ય ભાષામાં કહીએ તો જોડા-ખાસડાં સાચવવાનું હતું. ખરેખર! ભારતનાં સંતાન-અને તે પણ દ્વિજ, અને તેમાં પણ બ્રાહ્મણ જેવી ઉત્તમ વર્ણમાં જન્મ પામી, જો ખાસડાં સાચવવાનું અને તે સચવામણી બદલ એક અરધી-પાઇ-લેવાનું અધમ કાર્ય ન કરે, અને પવિત્રસ્થળો, દેવાલયો અને તિર્થોમાં પોતાના વ્યાસ, શુક, શૌનક, વસિષ્ઠ, દુર્વાસા, ગૌતમ, ચ્યવન, અત્રિ આદિ વડીલ ઋષિમુનીઓની દિગંતમાં પ્રસરેલી કીર્તિને આવાં સત્કાર્યોથી વિશેષ પ્રકાશિત (!) ન કરે તો પછી તેમના જન્મનું સાર્થક શું ? ભારત વર્ષમાં થઇ ગયેલા મહાન પુરૂષો, સૃષ્ટિના સમર્થ નેતાઓના વંશજો-બાળકો જો આ પ્રમાણે પગરખાંની-જોડાની સંભાળ ન લે તો તેને કોણ સંભાળે ? શિવ ! શિવ !! શિવ !!! સમયનું કેવું અને કેટલું બધું પરિવર્તન ? જે સમર્થ બ્રાહ્મણો, મહાન પૃથ્વિપતિને પોતાના બળથી નમાવતા, જે

બ્રાહ્મણો ભૂમંડળના રક્ષક વીરોથી વંદાતા, જે બ્રાહ્મણો સૃષ્ટિક્રમમાં નિયંતા રૂપ મનાતા, જેના મુખમાંના એક શબ્દ માટે રાજાઓના પણ મુકુટરૂપ નરાધિપો પોતાનું જીવન પણ તુચ્છ ગણતા, જે બ્રાહ્મણો સાક્ષાત્ કાલસ્વરૂપ શ્રીમહેશ્વર ભગવાનના તનુજ રૂપે ઓળખાતા, અને જેના ક્રોધથી બ્રહ્મ અને વિષ્ણુ પણ ત્રાસતા તે બ્રાહ્મણો આજ, એક પાઇ માટે વૈશ્ય, ક્ષત્રિય, અને શુદ્રના જોડા સાચવે છે? શિવ! શિવ!! શિવ!!! તે ધર્મદ્રોહી બ્રાહ્મણો એટલેથીજ અટકતા નથી, પરંતુ એમણે પોતાની સાથે પોતાના કુટુંબને—સ્ત્રીવર્ગને—પણ એવાંજ કાર્યોમાં પ્રેર્યો છે? કેટલીક વિધવાઓ, તો કેટલીક કુંવારીકાઓ, તેમજ કેટલીક સધવાઓ પણ આ યાત્રામાં "શેઠ બ્રાહ્મણને આપો" "શેઠ પૈ પૈસો આપતા જાઓ, તમારી જવાની અમ્મર રહેશે." ઇત્યાદિ શબ્દો બોલતી એક પાઇ માટે પોતાના કુળની, ધર્મની, લાજ મર્યાદા છોડી, હાથ લંબાવતી, આ અસંખ્ય માણસોની ભીડમાં અથડાતી જણાતી હતી; એટલુંજ નહી, પણ તેમાંની કેટલીક અરે! કહોને કે સોએ સો ટકા જેટલી—તો યૌવનમસ્ત હોઇ, લ્હેરી અને ફાંકડા દેખાતા યુવાનો સમીપ જઇ, પોતાનાં પ્રફુલ્લિત અંગો ખુલ્લાં દર્શાવી, વિચિત્ર ચાળા કરી 'પાઇ' માટે યાચના કરતી; અને તેમાંય કેટલીક તો તેમની છેક લગોલગ જઈ કપડાનો છેડો યા છેવટે હાથ પકડી "શેઠ, આપોને; શેઠ, આપોને." એમ નિર્લજ બની યાચના કરતી. જો તે મનુષ્ય કોઇ સુજ્ઞ હોય તો તો ઠીક; પરંતુ, જો કોઇ દુષ્ટ હોય તો તો આવા પવિત્ર સ્થાનમાં પણ તેમની અધમતાનું શું પુછવું? આ બધું જોતાં પણ સ્પષ્ટ થતું હતું કે બિચારા બ્રાહ્મણોમાં પોતાની સ્ત્રીઓ

બાળકીઓ, વધુઓ વિગેરેનું પોષણ—રક્ષણ કરવાનું સામર્થ્ય નહોતુ. પોતાના કાર્યથી–ધર્મથી–વિહિન થનારા બ્રાહ્મણોને આથી કઇ સજા ભયંકર ગણી શકાય ? અને ત્યાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગણાતા બ્રાહ્મણોની આવી દશા હોય, ત્યાં અન્ય વર્ણોની અધમતાનું તો પુછવુંજ શું ?

જેમ જેમ રાત્રિદેવીએ પોતાનું સામ્રાજ્ય ફેલાવવા માંડયું, તેમ તેમ શિતળતાના સરોવર રૂપ શાન્ત શશિની રશ્મિ પણ વાધતી ગઇ, તે સાથે ભાવિક ભકતોની ભીડ ઓછી થઇ, સહેલાણીઓનાં ટોળાં વધતાં ગયાં. અંધારાનો લાભ લઇ (જો કે કુદરતી તેમજ કૃત્રિમ પ્રકાશ તો જોઇએ તેટલો હતો, છતાં કામી અને વિષયીના હૃદયનો અંધકાર તેમને સર્વત્ર અંધકાર હોવાનુંજ જણાવતો) પાપી જીવ, આ ભીડમાં સ્ત્રીઓની તેમજ પાઇ–પાઇ માટે કુલ–ધર્મમર્યાદા મુકી રખડનાર બ્રહ્મબાલિકાઓની ચેષ્ટા કરવા તથા તેમના અંગોને સ્પર્શ કરવા ચુકતા નહિં. નિર્ધન અને ચોર વૃત્તિના મનુષ્યો પણ સમય આવ્યે પોતાનો દાવ સાધતા. વળી કેટલાક શ્રીમંત કહેવાતા પરંતુ પાપની પ્રતિમા રૂપ શેઠીઆઓ તો મહાલક્ષ્મીના મંદિરની નજીકના બંગલાઓ અગાઉથી ભાડે રાખી બેઠા હતા અને આ યાત્રાના સમયનો અલભ્યલાભ ( ! ) લેવા—પોતાની પાપ વાસના તૃપ્ત કરવા, સંકેતસ્થાનરૂપે આ બંગલાઓનો ઉપયોગ કરતા હતા. તેમના દ્રવ્યની પાયમાલીના આવા અનેક રસ્તા હતા. પવિત્ર મંદિરની પડોશમાં આવેલા આવા બંગલાઓ, હંસની આજુબાજુ આવેલા બગલાઓ મોફક હતા, એમ કહીએ તો ખોટું નથી. તેમાંના કેટલાક બંગલાઓ પ્રતિષ્ઠિત શેઠીઆઓની માલિકીના હતા અને તે ખરેખર પુન્યક્ષેત્ર રૂપ હતા કેટલાક

શેઠીઆઓ તે બંગલામાં વિદ્યાર્થીઓને રાખતા અને તેમને અધ્યયન માટે પુસ્તકો તથા બીજી દરેક રીતની મદદ કરતા હતા. આ બંગલાઓની લાઇન આગળ પણ અપંગ મનુષ્યોની ઠઠ જામેલી હતી. તેમના કરૂણા-જનક–હૃદયદ્રાવક શબ્દો, ખરૂં કહીએ તો સાક્ષાત્ યમપુરીનુંજ દિગ્દર્શન કરાવતા હતા. કોઇના હાથ પગ પતથી સડી ગયા હતા, તો કોઇ પોતાની બન્ને આંખો ખોઇ બેઠા હતા. કેટલાક લુચ્ચા અને મફતનું ખોળનારા મનુષ્યો તો પૈસો મેળવવાની લાલચે ઢોંગ કરી ખોટી રીતે આંધળા બની બેઠા હતા. તે સર્વની દુ:ખદાયક સ્થિતિ જોઇ ગમે તેવા પાષાણુ હૃદયના માણસનું હૈયું પણ ફાટી જાય, તો તેમાં કાંઇ નવાઇ નહોતી. આવી યમયાતનાનું ભાન કરાવનાર, દુ:ખી જીવોના હાલ નજરે જોતાં છતાં અવિચારી, અંધ અને વિષયી મનુષ્યો તેની જરા પણ દરકાર કરતા નહીં. ત્યાંથી આગળ જતાં રામચંદ્રજી, શંકર વિગેરે દેવોની મૂતિઓ ગોઠવી કેટલાક સાધુઓ બેઠા હતા, અને "સીયાવર રામચંદ્રકી જય, પવનસુત હનુમાનકી જય." ઇત્યાદિ વાકયોનો ધ્વનિ ગર્જાવી મુકતા હતા. કેટલેક સ્થળે શંકરની પ્રતિમા બનાવી શિરમાંથી વહેતાં ગંગાજીના પ્રવાહનું દિગ્દર્શન કરાવવામાં આવતું હતું, અને ત્યાં ઘણાં માણસો જોવાને બ્હાને એકઠાં થતાં હતાં. વચ્ચે વચ્ચે ફુલ, નાળિએર ઇત્યાદિ લઇ ઘાટી અને ઘાટણો બેઠાં હતાં. દ્રવ્યલોભી કેટલાક બ્રાહ્મણો માતાજીને અર્પણ કરેલાં શ્રીફળો પાછાં લાવી આ નાળિએર વેચનારા-ઓને અડધી કીંમતે વેચી જતા હતા; અને તે પુનઃ માતાજીને અર્પણ થતાં "ગોર તમારૂં અને તમને" જેવો ઘાટ થતો હતો. ત્યાંથી આગળ ચાલતાં મેળાની ધામધુમ નજરે પડતી હતી. કાયનો

સામાન, પીતળનાં વાસણો, જરમનસિલ્વરનાં પાત્રો, વિવિધ પ્રકારનાં વિદેશીય બનાવટનાં રમકડાં, દેશી કારીગરીનાં રમકડાં, દીવાળી માટે શુભશુકન સુચક બીબાં વિગેરેની દુકાનો હારબંધ આવી રહી હતી. દુકાનદારો પોતાનો માલ ઘણીજ આકર્ષક રીતે ગોઠવી રહ્યા હતા. ઘ્યાસ્તેલનાં મોટા મોટા લેમ્પો ઝળઝળ બળી રહ્યા હતા. ત્યાંથી આગળ આવેલાં તળાવની પાળ અને પગથીઆ ઉપર, તેમજ આસપાસ મુકેલા બાંકડા ઉપર પણ સ્ત્રીપુરૂષો બેઠાં હતાં. ત્યાં આગળ મીઠાઇ, ચેવડો ઇત્યાદિની દુકાનોમાંથી બાળકો તેમજ શોખીન જીવડા, પોતાની રસનેન્દ્રિયને વિવિધ પ્રકારે તૃપ્ત કરતા હતા. શેરડીના કોલ પણ તૈયાર હતા. કેટલાક મનુષ્યો શેરડીનો રસ પીતા હતા. તળાવની આસપાસ થઇને જવાનો માર્ગ ઘણો જ સાંકડો હોવાથી સ્ત્રી પુરૂષ પરસ્પર અથડાઇને જતાં હતાં. મધ્યમ અને કનિષ્ટવર્ગ સાથે શ્રીમંતવર્ગ પણ પોતાનાં સ્ત્રી પુત્રાદિક કુટુંબસહ દર્શનાર્થે આવતો; પરંતુ આ સાંકડા માર્ગમાં તેમને વિવિધ અનુભવ થતો. યાત્રાનું સ્થાન હોવાથી વિવિધ પ્રકારનાં મનુષ્યો અને સ્ત્રીપુરૂષો—ત્યાં આવતાં, અને તેમાં કુલીન અને લાંવણ્યવતી સન્નારીઓને ઘણુંજ સોસવું પડતું; અને તે પણ એટલી હદ સુધી કે તેમની સાથે રહેલા તેમના કુટુંબી પુરૂષો, તેમજ અંગ રક્ષક સિપાઇઓને પણ કેટલીક વખત નીચ અને દુરાચારી મનુષ્યોની બીભત્સ ચેષ્ટાથી, આંખ આડા કાન કરીને ચાલવું પડતું. આ સ્થળનું વિશેષ વર્ણન ન કરતાં આસપાસના દેખાવનું માનસિક ચિત્ર કલ્પી લેવા, વાંચકવર્ગ પર જ છોડવું અનુકુળ ધારીએ, તો પણ કાંઇ ખોટું નથી; કારણ સર્વને તેનો અનુભવ હોવાથી સહજ ખ્યાલ આવશે.

આ પ્રમાણે યાત્રા સ્થાનમાં કાર્યક્રમ ચાલી રહ્યો હતો તે સમયે પેડર રોડના રસ્તા તરફના ટેકરા—નાના ડુંગર ઉપર બે વ્યક્તિઓ ઉભી ઉભી આ સર્વે ઘટના અવલોકન કરતી, કાંઇક વાતચીત કરતી હતી. પ્રિય વાંચક ! આ પ્રપંચમય સંસારમાં રાત્રિ દિવસ રચીપચી રહેલા આપણે, આ સિદ્ધ મહાત્મા જેવી જણાતી વ્યક્તિનાં દર્શન કરી તેમનાં વચનામૃત શ્રવણ કરી, આપણાં નેત્ર સાથે કર્ણને પણ પવિત્ર કરીએ.

આ બે વ્યક્તિમાં એક વ્યક્તિએ હાથમાં રૂદ્રાક્ષનો નાનો બેરખો લીધો હતો; પગમાં પાવડી પહેરી હતી; કોર વિનાનું સાદું પણ સ્વચ્છ ધોતીયું પહેર્યું હતું. કોટ અંગરખાંને બદલે ફક્ત સફેદ પહેરણ—અરે ! સ્પષ્ટ રીતે કહીએ તો લગભગ ઘુંટણ સુધી પહોંચે એવી કફની ધારણ કરી હતી; કપાળમાં ફક્ત ભસ્મનું ત્રિપુંડ્ર કર્યું હતું; માથાના વાળ બન્ને ખભા ઉપર ઝુલતા પડયા હતા; પવનમાં તે આમ તેમ ઉડી મહાત્માની શોભામાં વધારો કરતા હતા; પંચકેશધારી તે દિવ્ય પુરૂષની દાઢી પણ ગળાના ભાગને ઢાંકી, કફનીનો જરા જરા સ્પર્શ કરતી હતી; તેની મોટી ભમર અને વિશાળ આંખમાં ગંભિર અને અમિભરી દૃષ્ટિ પ્રતિત થતી હતી; તેમની મુખચર્યા હાસ્ય યુક્ત હતી, અને ગળામાં તાજો જ, સુગંધમય પુષ્પનો મોટો અને સુંદર હાર ઝુલી રહ્યો હતો. મહાત્માનું વય લગભગ બત્રીસ તેત્રીસ વર્ષનું જણાતું હતું. પરંતુ તેમનું ગાંભિર્ય શાન્ત મુખમુદ્રા અને ભક્તિજ્ઞાનગૌરવ આપણને એ વૃદ્ધ મહાત્મા હોવાનું ભાન કરાવતાં હતાં. નિર્જન પણ કુદરતી રમણિય સ્થળ અનહદ શાન્તિ પ્રસારી રહ્યું હતું. તેમનીજ બાજુમાં એક પચીસ છવીસ વર્ષનો યુવક નમ્રતાથી ઉભો હતો. તેના

પોશાક ઉપરથી તે, તે મહાત્માનો શિષ્ય હોય તેમ જણાતો હતો. તેણે પણ પાવડી પહેરી હતી; સ્વચ્છ ધોતીયું તથા પહેરણ પહેર્યું હતું; ગળામાં રૂદ્રાક્ષની માળા લટકતી હતી; માથાના વાળ છુટા ખભાપર લટકતા હતા; કપાળમાં લાલ ત્રિપુંડ્ર કર્યું હતું. આ બન્ને ગુરૂશિષ્યને આવા વસ્તીવાળા છતાં નિર્જન—કુદરતી બગિચામાં જોતાં દુઃખી દરિદ્રીનાં દુઃખ ફેડવા નીકળેલા "શંકર અને સ્કંદ"ના જેવો ભાસ થતો. ચાંદની ધીમે ધીમે વધતી હતી, તેમ તે રસીલી કુદરતના ખીલેલા બગિચાને અધિક અધિક શોભા આપતી હતી. નાના નાના લીલા રોપાઓ શિતળ પવનની શાન્ત લહરીઓ સાથે ગેલ કરતા, જાણે મહાત્માના પવિત્ર ચરણસ્પર્શથી થતા ઉલ્હાસને દર્શાવતા હોય, તેમ આમથી તેમ ડોલતા હતા. લીલી દુર્વા પણ તેમાં સહાયભૂત થતી હોય તેમ આ રમ્ય ટેકરીપર ચારે બાજુએ પથરાઇ રહી હતી. આ ટેકરીને લોકો ગમે તે નામથી ઓળખતા હશે; પરંતુ આપણે તો આપણી આ કથામાં તેને 'સ્નેહશૃંગ'ના નામથી ઓળખીશું; કારણ આપણને પ્રથમજ ત્યાં મહાત્મન્ શ્રી સ્નેહાનંદનાં દર્શન થયાં છે. તેમનો શિષ્ય હાલ રમાનાથનાં નામથી ઓળખાતો હતો. સ્નેહશૃંગપર ગુરૂશિષ્ય આ મહાયાત્રાની ઘટના જોતા વાર્તા વિનોદ કરી રહ્યા હતા.

**શિષ્ય**—" પ્રભુ ! કર્ત્તા અને દ્રષ્ટામાં આટલો બધો ભેદ સમાયલો છે ?"

**ગુરૂ**—" હા. સૃષ્ટાની ઘટના અકળ છે. સૃજક છતાં દૃષ્ટા તરીકે રહે છે. જીવ પણ દૃષ્ટાજ છે, પરંતુ સ્વસ્વરૂપજ્ઞાનના અભાવે, અને ત્રિગુણાત્મકમાયાના આવરણથી તે પોતાને કર્ત્તા તરીકે માની (સ્વીકારી) લે છે "

શિષ્ય—"દૃષ્ટાનું પ્રાબલ્ય એટલું બધું છે ? સ્વસ્વરૂપના જ્ઞાનથી કેવી સ્થિતિ પ્રાપ્ત થતી હશે ? કેવો અવર્ણનીય આનંદ અનુભવાતો હશે ?"

ગુરૂ—તાત ! તે આનંદ તો કોઇ વિરલા અનુભવીઓ જ માણે છે. આહાહા ! આનંદ ! આનંદ ! ! મહદાનંદ ! ! ! '

સિદ્ધમહાત્મા પૂર્ણાનંદ અનુભવતાં બોલી ઉઠ્યા:—

" એ આનંદનું અને સત્તાનું સ્વરૂપ–પ્રાબલ્યતો અકથનીય છે. સ્વામી-શ્રીરામતિર્થના શબ્દોમાં કહીએ તો—

" રવિ બિંબમાં ડાઘા રૂપે ને ચંડ રવિ થઇ હું તપું,
ઝીણો ધ્વનિ હું પર્ણનો, તોફાની દરીઓ થઇ કુદું;

" વિરમો અહીં " પરમાણુઓને હું કહું છું કર્ણમાં,
ફરમાવું હું ગોળા તમોને, " વિચરતા રહો ગગનમાં. "

લાલી હું પ્રાતઃ કાળની, વાયુ લહર હું સાંજની,
આશકની ઇશ્કી અર્જ હું, ભીતિ જ હું માશુકની.

યોદ્ધો હું ને તરવાર હું, જેથી થતો ઘાયેલ હું,
યોદ્ધાની જનનીના હૃદયમાં ભય સ્ફુરંતો તેય હું;

ગુલાબને તેનો કવિ, બુલ બુલ તેનું ગાન હું,
ચકમક સ્ફુલ્લિંગો જ્યોતિ હું, ઉડતા તરંગો તેય હું;

નિશોય હું, મદિરાય હું, આ દ્રાક્ષ ને ભઠ્ઠિજ હું,
યજમાન, અતિથિ ને મુસાફિર, પ્યાલો મજાનો હું જ હું. "

"આહા ! શો પ્રભાવ ! શું ઐશ્વર્ય !!" સત્યાનંદમાં મગ્ન થતાં સ્નેહાનંદ બોલ્યા.

"સાનુભવ ઉદ્દગારો હૃદયમાં કેવી જ્યોતિ જગાવે છે ?" આનંદથી ઉભરાતા હૃદયે રમાનાથ બોલી ઉઠયો.

પ્રિય વાંચક ! અનુભવીના ઉદ્દગારો કેવો અપૂર્વ પ્રેમ અને જુસ્સો ઉત્પન્ન કરતા હશે ? આનંદનો કેવો રસમય ઝરો વહેવડાવતા હશે ? સહજ જ જુઓ ને ! આટલા શબ્દો વાંચતાંજ આપણા હૃદયમાં કેવું નવિન ચૈતન્ય પ્રકટે છે ! કેવું અપૂર્વ બલ ઉભરાય છે !! સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર નહિં તો છેવટ તેના શ્રવણમાત્રથી—સત્તા વર્ણનથી પણ રાખમાંથી ઝબકી ઉઠતા અગ્નિ પેરે હૃદયજ્યોતિ કેવી ઝબકારા મારી રહી છે !!! આહા ! એનો આનંદ કેવો હશે ? વ્હાલા વાંચક ! શું તને આવા આનંદનો લાભ લેવાનું મન થતું નથી ? ધીરજ રાખ આવા મહાત્માનાં ચરિત્રો વાંચતાં એક દિવસ આપણે પણ કષ્ટાનુગ્રહ હશે તો સ્વસ્વરૂપનો આનંદ મેળવીશું–લુંટીશું.

"દ્રષ્ટારૂપે ન રહેતાં કર્ત્તારૂપે ગણાવાથીજ પ્રાણીમાત્રની આ સુખી દુ:ખી સ્થિતિ થતી હશે ?" રમાનાથે આતુરતાથી પુછ્યું.

"હા. કવચિત્ તને શંકા થશે કે દ્રષ્ટા રૂપે રહેનારને પણ કર્તવ્ય તરીકે અમુક અમુક કાર્યો કરવાં જ પડે છે, તો તે કર્ત્તા કેમ ન કહેવાય ? તો તેનું સમાધાન એટલું જ કે પ્રાણી, ઇશ્વરને પોતાના દ્વારા થતાં સર્વ કાર્યનો કર્ત્તા તથા ભોક્તા માની, સર્વ કાર્ય, કારણ અને ફલ તેનેજ અર્પણ કરે તો તે કર્ત્તા નહીં પણ દ્રષ્ટા ગણાય છે.

તે માયાથી કદી પણ વેષ્ઠિત થતો નથી, અને તેને સુખ દુઃખાદિનું આવરણ પણ નડતું નથી. પરંતુ તે સ્થિતિ ઘણીજ દુષ્પ્રાપ્ય છે." સ્નેહાનંદે રમાનાથનું હૃદય ઓળખતાં ટકોર કરી.

"પ્રત્યેક યાને કોઇ પણ કાર્યમાં મમત્વ ન રાખવું, વા સુખ દુઃખ અને હર્ષ શોકનો ત્યાગ કરવો, એજ ભાવાર્થ છે ને?" રમાનાથે પુછ્યું.

"હા એજ. એટલું થાય તો પછી અન્ય કાંઇ વિશેષ રહેતું નથી. એટલું કરનાર સહજમાં પોતાનું લક્ષ્ય સ્થાન સ્થિર કરી અન્ય સાધનોથી સત્વરજ સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે." ગુરૂ સ્નેહાનંદ અંતરનો આનંદ પ્રદર્શિત કરતા બોલ્યા.

"શું ત્યારે આ દર્શનાદિનું ફલ કાંઇ જ નહિં હોય?" રમાનાથે શંકિત મને પ્રશ્ન કર્યો.

"અવશ્ય છે, પરંતુ હૃદય શુદ્ધિ જોઇએ તે કયાં છે? આ અસંખ્ય મનુષ્યોમાંથી એક પણ શુદ્ધ હૃદયથી, નિષ્કામવૃત્તિથી દર્શન કરવા આવ્યું હોય તે અસંભવિત છે, અને તેથીજ તેઓ દુઃખી છે. ઉપરના ડોળથી કદી તું કેટલાકને સુખી ધારતો હોઇશ, પરંતુ સર્વનું આંતર્જીવન દુઃખમય—કેવળ દુઃખમય છે." ગુરૂજીએ સમાધાન કરતાં કહ્યું.

"કેવળ અસંભવિત જેવું લાગે છે. આ બાળકની ઇચ્છા છે કે તેમાં-નાં કેટલાંકનાં આંતર્જીવન જોવાં, અને તેઓની સમાજનું બાહ્ય અને

આંતર્જીવન સુધારી સત્ય માર્ગે વાળવા. આવા કાર્યમાં શું પુન્ય નથી ?" રમાનાથે અંતરેચ્છા દર્શાવી.

"વિચાર અતિ ઉત્તમ છે. પરંતુ વત્સ ! એ કાર્ય ત્હારૂં નથી. હજી તું પરિપક્વ દશાને પામ્યો નથી. પ્રથમ ત્હારે પ્રાપ્ત કરવાનું છે તે તું કરી લે. એ કાર્ય તો સૃષ્ટિના નેતા અને નિયંતાનું છે. અને તે અમુક અમુક વ્યક્તિઓદ્વારા તે કાર્ય કર્યેજ જાય છે. સૃષ્ટિને જે સમયે જેની જરૂર પડે છે તેને તે અમુક ચોક્કસ વ્યક્તિદ્વારાએ તે પહોંચાડેજ છે, અને ઘટતા સમયે પરિવર્ત્તન પણ કરે છે. પશ્ચિમમાં ચાલતું વર્તમાન યુદ્ધ પણ એક પરિવર્તનની સંજ્ઞારૂપ છે. અને તે સમયાનુસાર જણાશે. અને જે જે કાર્યો અમુક અમુક વ્યક્તિદ્વારા કરાવવાનાં હોય તે પણ થાય છે. પછી જ્યાંસુધી તું તે સ્થિતિને યોગ્ય નથી, ત્યાં સુધી તું તે કરી શકીશ નહીં; અને તારૂં કોઇ માનશે પણ નહીં."

"મારી ખાત્રી છે કે હું કાંઇક પણ કરી શકીશ. માટે કૃપાનાથ ! મને આજ્ઞા આપો." પરોપકારવૃત્તિથી ઉશ્કેરાઇ ગયેલો રમાનાથ બોલ્યો.

કોઇદિવસ નહિં અને આજ, ક્ષણપૂર્વેની કર્તા અને દૃષ્ટાની વાતનું વિસ્મરણ કરનાર રમાનાથનાં આવાં ગુરૂ આજ્ઞાવિરૂદ્ધ વચન સાંભળીને સ્નેહાનંદ વિચારમાં પડી ગયા. તેમણે નિશ્ચય કર્યો કે જરૂર એનું કાંઇ પણ અનિષ્ટ થવાનું છે; નહિં તો મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે નહીં. હર ! હર ! ! હર ! ! ! ખરૂંજ છે. વિધીના લેખ કદિ ફરી શકતાજ નથી. તેને હજી સૃષ્ટિમાં—સંસારમાં રહી અમુક અમુક કાર્યો કરવાનાં છે. તે કર્યાવિના તેનો ઉત્કર્ષજ નથી. અને તેથીજ

આજ તેની મતિમાં ફેર પડી ગયો છે. માટે હવે મારે પણ ઇશ્વરી નિયમને અનુમોદન આપી ગુપ્ત રીતે તેનું સંરક્ષણ કરવા તત્પર રહેવું જોઇએ. એજ મારો ધર્મ છે. આમ વિચાર કરતા મહાત્મા સ્નેહાનંદ, રમાનાથને છાતી સાથે ચાંપી શીરપર હાથ મુકી બોલ્યાઃ—

"ભલે વત્સ! જા અને પરોપકારી જીવનથી સૃષ્ટિમાં અમરત્વ પ્રાપ્ત કર. પરંતુ ધ્યાન રાખજે, કોઇ પણ સંયોગે જેનું નિવારણ કરવા જાય છે તેમાં બંધાતો નહિં. બેટા! હવેથી ઇશ્વર તને સહાય્ય આપશે જરૂર પડયે અત્રેજ હું તને મળીશ. ૐ—ૐ—ૐ".

# પ્રકરણ ૨ જું.

## બેરીસ્ટર.

—:o:—

સદ્ગુણ રીઝવે સજ્જનો, દુર્ગુણે દુર્જન રીઝતા,
જાતિ વિજાતિય જો મળે તો તો પરસ્પર ખીઝતા;
પાપીમાં પુન્યાર્થી વસે, દુર્જનમાં સજ્જન જે વસે,
ઇષ્ટાનુગ્રહ થાતાં સદા વારિ—કમલવત્ થઇ કસે.

"Yes, that's what I mean. એમાં થઇ શું ગયું? જ્યારે તમારાજ પ્રિન્સીપલ્સ મુજબ આ શરીર પરોપકારાર્થે જ ધારણ કરવાનું

છે તો પછી મારૂં ધારવું ખોટું નથી." બેરીસ્ટર બાળકૃષ્ણ બોલ્યા.

બાળકૃષ્ણ એ એક સુરતી હિંદુ હતો તેમની ઉમ્મર લગભગ બત્રીસેક વર્ષની હતી. વિદ્યા દેવીને પોતાનું આયુષ્ય અર્પણ કરી દીધું હોય તેમ શરીરમાં ક્ષિણતાએ વાસ કરવા માંડયો હતો. હાથ પગ દેખીતી રીતે સુકાયલા લાકડા જેવા થઇ ગયા હતા. ચ્હેરા ઉપર કોઇ પણ જાતનું તેજ જણાતું નહોતું. તેમની મુખમુદ્રા હમેશ વિચારગ્રસ્ત રહેતી હતી. દેશી પોશાક છોડી તેઓ વિદેશીય ફેશનને વરી ચુકયા હતા. સાંજના ચાર વાગ્યાનો સુમાર હોવાથી હાલ તે પોતાના મિત્રોસહ ફરવા જવા માટે તૈયારી કરતાં પોતાના ડ્રોઇંગ રૂમમાં બેઠા હતા. તેની સામે ખુરશીપર મી. નરોતમદાસ નામના એક શ્રીમંત ભાટીઆ ગૃહસ્થ બેઠા હતા; બાજુમાં મી. રામરાવ કરીને 'મનીલેન્ડર', ઇઝીચેરપર ઝુલતા હતા; એક બાજુએ સર કાસમભાઇના કનિષ્ટ પુત્ર ઇબ્રાહીમ બેઠા હતા; અને તેની પાસે ધી ચેમ્પીઅન બેંકીંગ સોસાયટીવાળા મી. એદલજી હોરમસજી બિરાજ્યા હતા. આમ પાંચ મિત્રોની પચરંગી ટોળી ચ્હાપાણી ને ઇન્સાફ આપી, ઇજીપ્શીયન સીગાર ફુંકતાં, જીવતાંજ મુખમાં અગ્નિદેવનું આવાહન કરી કાળજાં બાળતા હતા. ધુમાડાથી ચારે બાજુએ તેમના વિચારનાં વાતાવરણમાં બંધાતાં વાદળાં સ્પષ્ટ થતાં હતાં.

ઉપરનુ વાકય બોલતાં બોલતાં બાલકૃષ્ણ ઉઠી કોટ પહેરવા લાગ્યા. એટલામાં એક માધવલાલ નામનો ગુજરાતી ગૃહસ્થ ત્યાં આવ્યો. બારીસ્ટરે તેને જોતાંજ મોં મચકોડયું. માધવલાલ સલામ કરીને એક બાજુ પડેલી ખુરશીપર બેઠો.

" વેલ, માધવલાલ ! હમણાં તો હું બહાર જાઉં છું. તમે રાતના આવજો." બારીસ્ટર સાહેબે કાંઇક કંટાળો બતાવતાં કહ્યું.

" બહુ સારૂં સાહેબ ! ત્યારે હું હાલ રજા લઉં છું." એમ બોલી માધવલાલ ધીમે પગલે દીવાનખાનામાં દ્રષ્ટિ ફેરવતો ચાલ્યો ગયો. માધવલાલની દ્રષ્ટિમાં એવું શું ભર્યું હતું તે અમે કહી શકતા નથી પરંતુ એટલું તો ખરૂં જ કે ત્યાં બેઠેલી પંચમૂર્ત્તિનાં હૃદય ઉથલ પાથલ થવા માંડયાં. તે દરેકના મુખ ઉપર ભય અને ચિંતા જણાવા લાગ્યાં. પાંચેક મીનીટ સુધી તો કોઈ કાંઇ બોલ્યું નહીં--છેવટે રામરાવ બોલી ઉઠયો:--

" વેલ બેરીસ્ટર ! આવા માણસને નોકર તરીકે વધુ વખત રાખવો એ ઠીક નહીં. જુઓને, એની આંખજ શું કહે છે ? અમને તો કાંઇ ખબર નથી પણ અમારૂં હૃદયજ એવા માણસને આપણા વિશેષ સંબંધમાં લાવવા ના પાડે છે."

" હું શું કરૂં ? મી. ઈબ્રાહીમના કહેવાથી જ મેં તો તેને રાખ્યો હતો. હવે એકદમ શીરીતે રજા આપું ? તેમ છતાં જોઉં છું." બેરીસ્ટર ચીડાઇને બોલ્યા, તે સાથે પોતાનુ કામ પરવારી લીધું. પાંચે મિત્રો ઉઠી ફરવા જવા નીકળ્યા. નરોતમદાસનું શરીર જરા ભડભાદર હોવાથી ચાલવાને મુશ્કેલ પડયું, પરંતુ પાંચ જણ કાંઇ ભાડાની વિક્ટોરીઆમાં બેસી શકે નહી એટલે ધીમે ધીમે ચાલવું જ શરૂ કર્યું. સેન્ડહર્સ્ટ રોડ ઉપરથી નીકળી ચોપાટી ઉપર પહોંચ્યા. પંચમૂર્તિ પોતાને અનુકૂળ વ્યક્તિઓનું બારીકાઇથી અવલોકન કરતી કરતી ધીમે ધીમે ટહેલવા લાગી.

ચોપાટી એટલે મુંબાઇ શહેરના કયા અંગનુ નામ કહીએ તો યોગ્ય ગણાય ? મુંબઇમાં હાલ પ્રાચીનકાળના સુરતની માફક ચોર્યાશી બંદરના વાવટા ઉડતા મનાય છે. દેશી દેશની પ્રજા ત્યાં આવી વસે છે. તેનું વર્ણન આપવું એ નિરર્થક છે. પ્રત્યેક વ્યક્તિ હમેશ પોતાની દૃષ્ટિએજ સર્વનું અવલોકન કરે છે, છતાં અમારા ધારવા મુજબ અનુકુળ–પ્રતિકુળ બન્ને પક્ષનું અવલોકન કરવાથીજ ખરૂં રહસ્ય સમજાય છે. અને તેથી એક માયિક બંધનથી બંધાયલા અને એક ઇષ્ટાનુગ્રહથી ઇશ્વરની લીલામાત્રનું દર્શન કરી તેમાંથી મળતા સદ્‌બોધ ને ઉપદેશનું મનન કરનારા, એમ બે મનુષ્યોના અવલોકનની તુલના આનંદ પમાડે છે.

પાંચેક વાગવાનો સુમાર હોવાથી સૃષ્ટિસુખાર્થે પ્રયાણ કરતા શ્રીસૂર્યદેવ પોતાનું કર્તવ્ય બજાવવા પૃથ્વીના બીજા ભાગને પ્રકાશિત કરવા ધીમે ધીમે ક્ષિતિજ પ્રતિ ગમન કરતા હતા; અસ્ત સમયનાં નમ્ર કિરણો સમુદ્રનાં ઉછળતાં મોજાં પર પડી પ્રેક્ષકોની આંખને ચમકાવતાં હતાં, અમુલ્ય રત્નધારી ઉદધિ પણ જાણે સૂર્ય દેવનો નજીક આવતો વિરહ સહન ન થવાથી કલ્પાંત કરતો હોય તેમ પોતાનો શોક, ઉછળતાં મોજાંને વધુ અને વધુ જોશમાં ફેંકી, પ્રદર્શિત કરતો હતો, શીતળ સમીર ત્યાં ફરતાં પ્રાણીઓને મંદ મંદ લહરીઓથી આનંદતો હતો; સમુદ્રની રેતીમાં નાનાં નાનાં બાળકો સહ આયાઓ જ્યાં ત્યાં ફરતી તથા બેઠી હતી. નાનાં નાનાં હોડકાં રેતીમાં તેમજ કીનારા નજીકના છીછરા પાણીમાં . પડ્યાં હતાં; નાનાં છોકરાંઓ તે હોડકાંમાં ચઢી રમતાં તથા રેતીમાં તેને ખેંચતાં હતાં; કેટલીક પારસી બાળાઓ દોરી વડે સ્કીપીંગની રમત રમતી

હતી, કેટલાક હિંદુ છોકરાઓ રેતીમાં દોડાદોડ કરી રહ્યા હતા તો કેટલાક રેતીમાંના શંખ છીપો વિગેરે શોધતા હતા; ફુટપાથ ઉપર ખુરશીના તેમજ લોખંડ અને લાકડાના બાંકડા પડેલા હતા, પારસી સ્ત્રી પુરૂષોની ભીડ આ સ્થળે વધારે જણાતી હતી; ગુજરાતી સ્ત્રીઓ જવલ્લેજ નજરે પડતી હતી; પરંતુ દક્ષિણી સ્ત્રી પુરૂષો જ્યાં ત્યાં દ્રષ્ટિએ પડતાં હતાં; લાઈનબંધ વીકટોરીઆઓ, ફેટન, લેન્ડો, બ્રુમ ગાડીઓ, મોટરો વિગેરે ઉભી હતી ત્યારે બીજી કેટલીક સડકપર દોડાદોડ કરી રહી હતી; "એ યુ જાનેવાલા. યે શેઠીયા" વિગેરેના સંભળાતા અવાજમાં મોટરના 'પોં, પોં' થતા અવાજ અને બ્રુમ વિગેરે ઘોડાગાડીઓની ઘંટડીઓના અવાજ કાનને જેટલા આનંદ ઉપજાવતા હતા તેટલાજ બેફામ મનુષ્યોને ભય ઉપજાવતા હતા, સ્ત્રીપુરૂષોનાં, મિત્રોનાં, સહાધ્યાયીઓનાં ટોળે ટોળાં આરેબાજુ સમુદ્ર લહરિમાં ટહેલતાં હતાં. પરંતુ તે સર્વમાં જુના વિચાર કરતાં સુધરેલા વિચારવાળા, વૃદ્ધ કરતાં યુવાન અને ગુજરાતીઓ કરતાં પારસીઓનાં ટોળાં વધુ હતાં. બેન્ચો ઉપર બેઠેલી પારસી બાળાઓની સુધરેલી ફેશનમાં સજ્જ થવાની ખુબીતો ઓરજ હતી. માથાપર કેમ જાણે વરસાદને રોકવા છાપરૂ બનાવ્યું હોય તેમ વાળને પણ છાપરાનાજેવા આકારમાં ઓળવામાં આવ્યા હતા; મોઢા ઉપર કોલસાની રાખોડી જેવો સફેદ પાઉડર નાખવા ઉપરાંત, ફેશનમાં ફુલેલી અને નવયૌવના દેખાવાનો પ્રયત્ન કરતી વૃદ્ધાઓ દાંતનાં ચોકઠાં રાખવા પણ ભુલી નહોતી. હાથમાંનો રૂમાલ જરા પણ આડો અવળો થતો નહોતો. વૃદ્ધા હોવા છતાં પણ પારસી યુવકો તેની ચારે બાજુએ જાણે છડીદાર ઉભા હોય તેમ હાજર રહેતા હતા. હાથમાંથી રૂમાલ ઉડી જતાં તો પારસી યુવાનો

દોડતા દોડતા તે લઇ આવી બાપ્પસાહેબને ખુશ કરતા તથા " માય ડીયર મુન્ના, ફરવા આવવી ?" "તેહું. તુંમું બહુજ વહાલી લાગેછ." "નાજાં, તારે સું તુંમુને વ્હાલછ ?" "પરતન સું તું મારો હાથ કયુસસે ?" "હોમી, તું તો આપમાયને પનવાનો કેમ ?" વિગેરે વાક્યો ચારે બાજુએ સંભળાઇ રહ્યાં હતાં. કેટલાક ગુજરાતીઓ આવાં ટાયલાં જોઇ મિત્રો સાથે હસી ગમ્મત મેળવતા હતા, ત્યારે લાઇનમાં છુટી છુટી ઉભેલી ગાડીઓમાંની કેટલીક હિંદી મહીલાઓ વળી જુદીજ ઘટનામાં રમતી હતી. દક્ષિણી સ્ત્રીઓ પણ બેધડક ચોપાટીની હવા લેતી હતી. આવી પચરંગી પ્રજાથી સોહાતી ચોપાટીરૂપ પ્રમદાના પ્રેમરૂપી શિતળ સમીરનુ પાન કરતાં કેટલાય પ્રાણીઓ ફરતાં હતાં. પેલી પંચ મૂર્તિ પણ ત્યાં આવી પહોંચી અને આમતેમ ફરવા લાગી. હજી તો એમને આવ્યે દશ મીનીટ પણ પુરી નથી થઇ એટલામાં એક ગાડી ત્યાં આગળથી નીકળી, બારીસ્ટર સાહેબની નજર એ ગાડી તરફ જતાંજ ટેકસીકેબને બોલાવી તે ગાડીની પાછળ જવાનુ સુચવી પાંચે જણ તેમાં ચઢી બેઠા. પરંતુ આ વખતે એક બીજી ટેકસીકેબ પણ તેમની પાછળ પગલાં દબાવતી જતી હતી તેની તેમને ખબર નહોતી. વાંચક ! પેલી ગાડીમાં તેમજ આ બીજી ટેકસીકેબમાં કોણ હશે ?



# પ્રકરણ ૩ જુ.

## લગ્નોત્સાહ.

પરણતા શું જીવો જગમાં વિષયના સુખને માટે?
વિચરવું છે સજાયું શું વિષયના સુખને માટે?

જીવન સર્વસ્વ શું અર્પું વિષયના સુખને માટે?
નહિં, બસ દેવું જો તો તો પ્રભુના પ્રેમને માટે.

વ્હાલા વાંચક! અત્યાર સુધીનાં બે પ્રકરણમાં વર્ણવેલી બિના એક બીજા સાથે દેખીતો સંબંધ ધરાવતી નથી, પરંતુ તેનો અંતર્ગત કેટલો સંબંધ છે તે હવે પછી સમજાશે. આ ત્રીજા પ્રકરણની શરૂઆત પણ એવીજ રીતે થાય છે અને તેથી વાંચક વૃન્દને થોડો સમય એ સંબંધથી અજ્ઞાત દશામાં રાખવા બદલ ક્ષમા કરશો. પહેલા પ્રકરણની બીનાને બેએક માસ થઇ ગયા પછીથીજ બીજા પ્રકરણની શરૂઆત થઈ છે તે જણાવવું રહી ગયું છે. હવે આપણે આપણી વાર્તા શરૂ કરીએ.

લગન જેવા મંગલ પ્રસંગે ઉદ્દ્ભવતા આનંદ અને ઉત્સાહનું વર્ણન કરવું એ સત્તા બહારનું કાર્ય છે, કારણ એ આનંદ અને ઉત્સાહ તો તે

આનંદનો લાભ લેનાર હૃદયજ જાણી શકે છે છતાં તેનું વર્ણન કરવું અશકયજ છે. પેડર રોડ ઉપર આવેલા ગર્ભ શ્રીમંતુ શેઠીઆ મોરારજી ધરમશીના બંગલામાં આજે ધામધુમ થઇ રહી હતી. કંપાઉન્ડસહ બંગલાને ફુલના હાર, તોરણો, વાવટા આદિથી શણગારવા કાંઇ કચાશ રાખવામાં આવી નહોતી. ઠેકાણે ઠેકાણે ઇલેકટ્રીક લાઇટનાં ઝાડો, ફુલાં પુતળાં વિગેરે ગોઠવી દીધાં હતાં. સ્ત્રી તથા પુરૂષ મંડળ આનંદમાં મસ્ત થઇ ફરતાં દૃષ્ટિગોચર થતાં હતાં. કેટલાંય મનુષ્યો પોતાને સોંપેલા કાર્ય માટે ચારે બાજુ દોડાદોડ કરી રહ્યાં હતાં, નોકર વર્ગ પણ પોતાના કામપર હાજરજ હતો, સગાંવહાલાં, આમંત્રિત વ્યકિતઓ તેમજ અન્ય સજ્જનોના સત્કારાર્થે પણ સારી વ્યવસ્થા કરવામાં આવી હતી. કંપાઉન્ડમાં મંગલ કાર્ય સુચક બેન્ડ પણ તૈયારજ હતું. મંડપની શોભા પણ ઘણીજ આલ્હાદક હતી. મંડપના તથા અન્ય સ્થળોના વર્ણનમાં વાંચકનો સમય લેવાનું યોગ્ય ન ધારતાં આપણે આપણી વાર્તા આગળ ચલાવીશું.

બંગલાની અંદર પાછળના ભાગમાં એક રૂમમાં એક તેર ચૌદ વર્ષની બાલિકા સુરમ્ય અને ભભકાદાર વસ્ત્રોથી સજ્જીત થઇ બેઠી હતી. તે રૂમ એક પુસ્તકાલય જેવો જણાતો હતો. ત્રણ બાજુએ લાઇનબંધ કબાટો પુસ્તકોથી ભરેલાં હતાં. વચ્ચે એક ગોળ આરસપહાણનું ટેબલ પડયું હતું તેના પર બે ત્રણ પુસ્તકો પડયાં હતાં. આજુબાજુની બે ત્રણ ખુરશીઓમાંની એક ઉપર તે બાલિકા વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠી હતી તેનાં સુંદર સર્વાંગ, કીંમતી પોષાક અને દિવ્ય શૃંગારથી તેજ બાલિકાનાં લગ્ન હોવાનો ભાસ થતો હતો અને તે સત્યજ હતો, ફકત સંશય તેની વિચારગ્રસ્ત

સ્થિતિને આમેજ કાંઇક ઉદ્ભવતો હતો. વાંચકને કદી સંશય થશે કે વિવાહિતા થનાર બાલિકાના હૃદયમાં પૂર્ણ આનંદને બદલે વિષાદ થવાનું શું કારણ હશે ? પણ તેનું નિવારણ કરવા આપણે થોડો સમય થોભવું પડશે. થોડો સમય ચિંતા મગ્ન રહી તે બાલિકા એકાએક બોલી ઉઠી:—

"પરસ્પર શારીરિક સંબંધથી જોડાવું તેજ લગ્ન ગણાતું હશે ? મનનો સંબંધ તે લગ્ન ન ગણાય ? મારૂં મન ક્યાં ભમે છે ? ખરૂં છે કે જે માણસને હું ચહાઉં છું તેને આ આંખોએ તો જોયો નથી તેમ તેના ગુણનું વર્ણન પણ સાંભળ્યું નથી. છતાં મારૂં મન તેનાજ તરફ દોડે છે."

વળી જરા રહીને બોલી: "શું સ્વપ્નમાં જોયેલી બીના ખરી પડતી હશે ? ના, ના, તેમ તો નજ હોય. તો પછી મારે પિતાએ પસંદ કરેલા યુવક સાથે લગ્નબંધથી બંધાવુંજ જોઇએ. ઓહ ! એ—એ." એમ બોલતી ઉઠી અને બારી ભણી દોડી. વળી જરા થોભી, શાન્ત થઇ અને બડબડવા લાગી:—

"ખરેખર ! મને ભ્રમજ થાય છે. જો કે અત્યારે પણ તેજ સ્વપ્ન તાદૃશ્ય થાય છે, પરંતુ સ્વપ્ન તે સ્વપ્નજ. હવે—"

આગળ બોલવા જતી હતી. તેટલામાં કોઇના આવવાનો પગરવ સંભળાયો. પાછળ ફરીને જોયું તો પોતાની સખી કેશરને જોઇ. આ બન્ને સખીઓને ઘણો સ્નેહ હતો અને તેથીજ અત્યારે તે ચંદ્રિકાને મળવા આવી હતી. કેશરને જોતાંજ ચંદ્રિકા પાછી ગળગળી થઇ ગઇ અને રડી પડી. કેશરે શાન્ત્વન કરતાં ગભરાવાનું કારણ પુછ્યું.

ચંદ્રિકા—વ્હાલી બ્હેન ! જે લગ્નોત્સવ માટે આજથી આઠ દિવસ ઉપર હું પ્રફુલ્લ ચિત્તે સહુ જોતી હતી, તેજ લગ્નોત્સવ આજે મને દુઃખદ થઇ પડયો છે. જે દિને લગ્નની વાત થઇ તેજ દિને રાત્રે સ્વપ્નમાં એક યુવકને મેં જોયો. આહા ! શું તેનું સ્વરૂપ અને શું તેના સદ્‌ગુણ ! મારૂં અંતઃકરણ તેના તરફ દોરાઇ રહ્યું છે. પણ તેના નામઠામની ખબર નથી "

કેશર—બ્હેન ! સ્વપ્ન તે સાચાં પડતાં હશે !

ચંદ્રિકા—હું ઘણું સમજું છું પણ મન માનતું નથી. જીવ મુઝાય છે બ્હેન ! તું મને સ્હાય છે ? "

" હા ",

" ના, ના. પણ તે તો નહીં કહું. કહું ? શું તું—"

" બ્હેન ! આમ શું ઘેનાં કાઢે છે ? કહે, શું છે ? હું તારા ધારવા મુજબ કરીશ. "

" શું તું કરીશ ? "

" હા. કરીશ ખચ્ચીત કરીશ. "

ચંદ્રિકા કાંઇક શાન્ત પડી. અને કેશરને આસ્તેથી કહેવા લાગી:—

" ગમે તે પ્રકારે આજનું લગ્ન બંધ રખાવ. "

" હેં ! આ શું........... "

" હા. એજ. બસ, બંધજ રખાવ. "

" પણ શી રીતે ? આજનાંજ લગ્ન શી રીતે બન્ધ રખાય ? "

" ગમે તે યુક્તિ કર, પણ........... "

હજી તો એ વાકય પુરૂ કરે છે એટલામાં ચંદ્રિકાની મા રાધાબાઇએ બુમ પાડી બન્નેને બોલાવ્યાં. પણ કોઇએ જવાબ ન આપ્યો. મીનીટ બે મીનીટ થઇ અને રાધાબાઇ તે રૂમમાં આવી, તો ત્યાં તેણે શું જોયું ? ચંદ્રિકા નીચે ભોંય પર પડી હતી અને કેશર તેના માથા આગળ બેઠી હતી રાધાબાઇની બુમથી ચંદ્રિકાને લાગ્યું કે હવે. જરૂર લગ્ન બંધ નહીજ રહે, અને તેથી તે ગભરાઇ બેશુદ્ધ થઇ પડી સમયસુચક કેશરે તેનો લાભ લેવાનો વિચાર કર્યો. રાધાબાઇ તો આ સ્થિતિ જોઇ એવી ગભરાઇ ગઇ કે એક શબ્દ પણ બોલી શકી નહીં. રાધાબાઇને દીગ્મુઢ જેવી ઉભેલી જોઇ કેશરે કહ્યું:—

" માસી ! આજનો દિવસ ઘણોજ ભયંકર છે તમારી ચંદ્રિકા આજે બચે તેમ નથી."

ગભરાયલી રાધાબાઇને આ શબ્દો વજ્ર સમાન થઇ પડયા. તેનાથી ઉભુ ન રહેવાયું, તેના પગ થરથર ધ્રુજવા લાગ્યા અને તે ભોંય પર બેસી ગઇ. રાધાબાઇને આમ હાંફળી ફાંફળી દશામાં જોઇ કેશરે આંખમાં આંસુ આણી વધાર્યું:—

" અત્યાર સુધીમાં કેટલાય બનાવ બની ગયા. હું શું કહું માસી, જો તમારી ચંદ્રિકાને પરણાવશો તો પરણુતા પહેલાંજ તે આ દુનિયાનો ત્યાગ કરી જશે. હમણાં—"

કેશર આગળ બોલવા જતી હતી એટલામાં શુદ્ધિમાં આવતી ચંદ્રિકા બબડી " ના ના. હું નહિંજ પરણું. શું મને જોર જુલમથી પરણાવી મારો પ્રાણ લેશો ? ના—ના—"

કીશોરી—"જોયું માસી ! જ્યારે હું આ ઓરડામાં આવી ત્યારે અહીં કાંઇક પડછાયા જેવું મેં દીઠું પણ ઓરડામાં આવતાંજ તે ક્યાંય અદૃશ્ય થઇ ગયું. ચંદ્રિકાને પુછતાં તેણે જણાવ્યું કે કોઇ યોગી પુરૂષ તેને પરણવા ના પાડી કહેતો હતો કે પરણીશ તો તરત મરી જઇશ.' ત્યારથી વારે વારે તે ચમકી ચમકીને બેશુદ્ધ થાય છે."

કીશોરી આમ રાધાબાઇને સમજાવતી હતી, એટલામાં ચન્દ્રિકા શુદ્ધિમાં આવી. આથી રાધાબાઇને પણ જરા હિમ્મત આવી અને કેશરને મોરારજી શેઠને બોલાવા મોકલી. જોતા જોતામાં તો મોરારજી સાથે કેશરના પતિ અને માધવલાલના મિત્ર કુંદનલાલ પણ આવી પહોંચ્યા. રાધાબાઇએ સર્વ હકીકત પોતાના સ્વામીને કહી અને વિશેષ માં જણાવ્યું કે "બ્હેનની તબીયત એકદમ નબળી જણાવી લગ્ન મુલત્વી રાખો. વર પાછો જશે તે ખમાશે, પણ છોકરી મરી જાય તે કેમ ખમાય ?"

ધીમે ધીમે આ વાત ચારે બાજુ ફેલાઇ ગઈ. લગ્ન લગ્નને ઠેકાણે રહ્યું, અને આમંત્રિત ગૃહસ્થો પોતપોતાને ઘેર પાછા ફર્યા. આ વાત આટલેથી મુકી આપણે હવે પેલી ગાડી તથા ટેકસી કેબની મુલાકાત લઇએ.

જે ગાડી જોઇને તે પંચ મૂર્ત્તિ ટેકસીમાં બેસી તેની પાછળ પાછળ ગઇ હતી, તે ગાડી મુબઈના ગર્ભ શ્રીમાન શેઠ દેવજી લક્ષ્મીદાસના પુત્ર પ્રેમજીભાઇની હતી. પ્રેમજીભાઇના પિતા ગુજરી ગયા ત્યારે પ્રેમજીભાઇની ઉમ્મર પંદર સોળ વર્ષની હતી હાલ તેની ઉમર અઢારેક વર્ષની હતી. પિતાએ પોતાની જીંદગીમાં ઘણી સારી કીર્તિ તથા લક્ષ્મી

સંપાદન કર્યા ઉપરાંત એ મીલો, ચાર પાંચ બંગલા વાડી વિગેરે પોતાની પાછળ મુકી ગયા હતા. તેમ રોકડમાં પણ પચીસેક લાખની પુંજી હતી સોળ વર્ષની ભર યુવાવસ્થામાં અઢળક દ્રવ્યનું સ્વામિત્વ પ્રાપ્ત થતાંજ પ્રેમજીભાઇનું રૂપ બદલાયું મોજ શોખનાં સાધનો સાથે ખટપટીઆ અને લુચ્ચા સોબતીઓની મંડળીઓ જામવા લાગી. નાચ મુજરાના જલસા સાથે ખાવા પીવામાં પણ હદ ઓળંગવા માંડી અને દેવજીભાઇના મૃત્યુ પછી બે વર્ષમાં તો તેમનો કારભાર કાંઇ જુદોજ થઇ ગયો પ્રમાણિક અને વફાદાર મહેતા મુસદ્દીઓને રજા આપી દીધી હતી અને તેને બદલે 'હાજી હા' કરનારાઓ ને લુચ્ચા નોકરોથી તે જગ્યાઓ પુરી હતી. કુટુંબમાં તેમની મા માણેકબાઇ એકલાં હતાં. માણેકબાઇ તે ખરેખર માણેકજ હતાં. તેમના સદ્‌ગુણથી તેમણે પોતાના સગાસંબંધી ઉપરાંત નોકર વર્ગનું પણ એવું મન જીતી લીધું હતું કે તેમને રજા આપવા છતાં પણ તેઓ પ્રેમજી ભાઇનું શુભ ઇચ્છતા અને માણેકબાઇને પોતાથી બનતી મદદ કરતા. હજી પ્રેમજીભાઇનું લગ્ન થયું નહોતું એટલેજ અંકુશ તેમને માથે હતો. સ્વછંદીપણું જો ન્યાતજાતમાં જાહેર થાય તો કોઇ કન્યા ન આપે તેટલા ડર માત્રથીજ પ્રેમજીભાઇ ઉપર ઉપરથી સદ્‌ગુણી દેખાવાનો પ્રયત્ન કરતા હતા. પ્રેમજીભાઇનો જુનો મુનીમ વરજીવનદાસ ઘણોજ ડાહ્યો અને સમજુ હતો પણ તે બીચારાને શેઠને બંગલે આવવાનો પણ હુકમ નહોતો અને તેથી કુંજબિહારી નામનો જે પ્રમાણિક ભૈયો માણેકબાઇની હઠથી નોકરીમાં રહેવા પામ્યો હતો, તેના દ્વારા માણેક-બાઇ વરજીવનદાસની સલાહ લેતી અને તેજ વૃદ્ધ મુનીમે પોતાના મર્હુમ શેઠની પોતાનાપરની પ્રીતિ અને વિશ્વાસનો વિચાર કરી પ્રેમજીભાઇનું લગ્ન

મોરારજી શેઠની પુત્રી ચન્દ્રિકા સાથે નક્કી કરાવ્યું હતું. ચોપાટી ઉપરથી પ્રેમજી ભાઇની ગાડી પાછળજ ટેકસી કેબમાં બેસી પ્રપંચી પંચમૂર્ત્તિ રવાના થઇ હતી, તે આપણે જોઇ ગયા છીએ. તે પંચમૂર્ત્તિને પ્રેમજીભાઇના આજના લગ્નની ખબર હતી, અને તેથીજ તેઓ તે ગાડી પાછળ પાછળ શેઠને બંગલે ગયા હતા. ગાડી બંગલે પહોંચતાંજ પંચમૂર્ત્તિ પણ શેઠના બંગલામાં પધારી અને પાછળની ટેકસી કે જેમાં કુંદનલાલ તથા માધવલાલ હતા તે પણ તે મૂર્ત્તિને પ્રેમજીભાઇના બંગલામાં ગયેલી જોઈ મોરારજી શેઠના બંગલે પહોંચી ગઇ. પંચમૂર્તિ તથા પ્રેમજીભાઇ દીવાનખાનામાં બેઠા બેઠા આજના લગ્નોત્સવની વાતો કરી ગપ્પાં મારતા હતા, તથા પ્રેમજીને ઉડાવતા હતા. એટલામાં મોરારજી શેઠના મહેતાએ આવી ચન્દ્રિકાની એકદમ નબળી તબીયતના સમાચાર આપી લગ્ન મુલત્વી રાખવાનુ જણાવ્યું. પ્રેમજીભાઇ નિરાશ થઇ મોરારજીના બંગલે જવા તૈયાર થયા. પંચમૂર્તિમાંથી બેરીસ્ટર સાહબને સાથે લીધા અને મોટરમાં બેસી રવાના થયા. જ્યારે તે મોરારજી શેઠને બંગલે પહોંચ્યા ત્યરે આમંત્રિત ગૃહસ્થો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા હતા. વાજાવાળાઓને પણ રજા આપવામાં આવી હતી. ફક્ત બંગલાનો શૃંગારજ ખાલી ખોખારે રહ્યો હતો. આગળના ભાગમાં સગાં અને સ્નેહીમંડળનું એક ટોળું જણાતું હતું. મોરારજી શેઠ તથા ગભાભાઇ પણ ત્યાંજ હતાં. કુંદનલાલ તથા માધવલાલ પણ હાજર હતા. બંગલાના પાછળના ભાગના પુસ્તકાલયમાં ફકત ચન્દ્રિકા અને કેશર હતાં. લગ્ન આ પ્રમાણે કેશરની યુક્તિથી મુલત્વી રખાવાથી ચન્દ્રિકા આનંદમાં હતી. પ્રેમજી તથા બેરીસ્ટર મોટરમાંથી

ઉતરી મોરારજી શેઠને મળ્યા અને વાતચીનમાં બેરીસ્ટરે જાણી લીધું કે ચન્દ્રિકા છેલ્લા રૂમમાં હતી. અને તેથી પોતે પણ તેની બાજુના રૂમમાં પ્રેમજીને લઇ જવાના વિચારમાં શુ થાયા, એટલામાં તેમની દ્રષ્ટિ માધવલાલ ઉપર પડી માધવલાલને અહી જોતાંજ તેમના મોઢાનું .તેજ ઉડી ગયું. માધવલાલને તે હવે રાક્ષસ—શયતાન જેવો ધારવા લાગ્યા. માધવલાલ, બેરીસ્ટરની સ્થિતિ સમજી ગયો, પણ જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ વર્તવા લાગ્યો. બેરીસ્ટરથી હવે ત્યાં વધુ વખત ન રહેવાયું, તેથી પ્રેમજીને લઇ બંગલાની બહાર નીકળ્યો. પણ પ્રેમજીને તો ચંન્દ્રિકાને જોઇનેજ જવાની ઇચ્છા હતી તેથી કંપાઉંડ અને લાઇટ વિગેરે જોવાના બહાને કંપાઉંડમાં ફરવા માંડ્યું. બંગલાના પાછળના ભાગમાં જતાં બંન્નેજણ જરા થોભ્યા અને કાન દઇ સાંભળવા લાગ્યા

વ્હાલા વાંચક ! તેમણે શું સાંભળ્યું ? પેલી બે સખીની વાતચીતનો કાંઇક ભાગ.

"ત્યારે શું હવે પરણવાનો વિચારજ માંડી વાળવો છે ?"

"હા..હા. એજ. પરણવાનો હેતુ જાણ્યા વિના પરણવું તે શું ઉપયોગનું ? આહા ! તે યુવકે તે વખતે કેવા શબ્દોમાં તે રહસ્ય સમજાવ્યું હતું ? મને તેના બધા શબ્દો યાદ નથી, પણ ભાગ્યા તુટયા જે યાદ છે તે કહું છું:—

"લગ્ન કરવાં એટલે શરીરનો સંબંધ કરવો યા જોડાવું તે નહિં, પરંતુ લગ્નથી ધીમે ધીમે આત્માનુ ઐકય સાધી જગન્નિયંતા પરમકૃપાળુ પરમેશ્વરના અનુગ્રહપાત્ર થઇ, બન્નેના પરસ્પર બળથી તે રૂપ થવું."

અહો ! કેવું ઉત્તમ ! કેવું રહસ્યમય ! આવાં વાકયો સમજાવનારનો આત્મા કેવો શુદ્ધ હોવો જોઇએ ! બ્હેન ! જ્યારે પરમેશ્વરને પ્રાપ્ત કરવા માટેજ પરણીને પતિ સેવાથી તેના બલની સહાય્ય મેળવવાની છે તો પછી માયિક સુખથી લલચાઇ ગમે તેવા પતિ સાથે શામાટે પરણવું ! યોગ્ય વ્યકિત કેમ ન શોધવી ?"

**કેશર**--"જો એમજ હોય તો કુંવારિકાનુ જીવન ગાળી ઇશ્વર ભક્તિ કરનાર થાતો પતિના બલની સહાય્ય વગર શું પરમેશ્વરને પ્રાપ્ત ન કરી શકાય ?"

"ના ના કદી નહીં. તે વિષે પણ તે યુવકે નર્મદાનું દ્રષ્ટાંત આપ્યું હતું. નર્મદાએ તપ કરી દેવને પ્રસન્ન કર્યા કે જે વડે તેને સર્વ સ્થળે ગતિ કરી શકે એવું વિમાન મળ્યું હતું; છતાં પણ ઇંદ્રે સ્વર્ગમાં પ્રવેશ કરતાં તેને અટકાવી પતિ સેવા કરવાનો બોધ નહોતો આપ્યો ? પતિ સેવા વડે જ તેને મુકિત મળી છે અને હાલ પણ તે સતિમાં ગણાઇ છે કે જેના પવિત્ર તિર્થરૂપ જળમાં પાપીઓ પણ સ્નાંન કરી પવિત્ર થાય છે."

"ત્યારે તું શું લગ્નજ નહીં કરે ?"

"કરીશ અને તે પણ જો એ સ્વપ્નવાળો યુવક મળશે તોજ. બાકી ગમે તેને પરણી મારૂં જીવન ધુળ નહીં મેળવું."

"પરણવું શું કહો જગમાં, વિષયના સુખને માટે ?
વિચરવું છે સૂજાયું શું વિષયના સુખને માટે ?

જીવન સર્વસ્વ શું અર્પું વિષયના સુખને માટે ?
નહિં, બસ દેવું જો, તો તો પ્રભુના પ્રેમને માટે.''

---

# પ્રકરણ ૪ થું.

## વિકાર વશ

પડેના ચેન, રે દિન રેન, મન વિકારવશ થાતાં,
ગમે ના લેશ, કે લવલેશ, ચિત્ત વિકારવશ થાતાં;

ભલે ધીમંત કે શ્રીમંત, પણ વિકારવશ થાતાં,
અધમ તે દુષ્ટસમ થાતા જરા વિકારવશ થાતાં.

---

જ્યારે પ્રેમજીભાઇ અને બેરીસ્ટર બંગલાના પાછલા ભાગમાં ગયા, ત્યારે ચંદ્રિકાના છેલ્લા શબ્દો તેમના સાંભળવામાં આવ્યા હતા. પ્રેમજીભાઇએ તો લગ્નની આશાજ મુકી દીધી. બેરીસ્ટર પણ સજ્જડ થઇ ગયા. પરંતુ કાંઇ ન બોલતાં બન્ને જણ પાછા ફરી પ્રેમજીભાઇને બંગલે આવ્યા. હવે તો પ્રેમજીભાઇની બધી ઉમેદો ભાંગી પડી. બેરીસ્ટરે ફરવા જવાની સુચના કરી, તે પણ પ્રેમજીભાઇને ગળે ન ઉતરી. તેમ

બેરીસ્ટરનું ચિત્ત પણ, માધવલાલને ત્યાં જોયેલો હોવાથી ઠેકાણે નહોતું. તેથી પ્રેમજીભાઇની રજા લઇ આખરે બેરીસ્ટર ઉઠયા.

હવે પ્રેમજીભાઈ એકલા પડયા. મનને શાન્ત કરવા ઘણાં ફાંફાં માર્યાં, પણ વ્યર્થ. ઉપરાઉપરી ચન્દ્રિકાનાં વચનોજ યાદ આવતાં, હવે પોતે ચન્દ્રિકા સાથે લગ્ન નહિંજ કરી શકે એમ તેને નિશ્ચય થયો. પ્રેમજીભાઈ જો કે સર્વ સદ્‌ગુણાલંકૃત હતા (!) અને તેથી મુંબાઇની અધમમાં અધમ અને હલકી વસ્તીનો સહવાસ લેવામાં પણ તેમણે ખામી રાખી નહોતી, અને તે વર્તન તરફ જોતાં તેમને ચંન્દ્રિકા તરફ શુદ્ધ પ્રેમ તો ઉદ્‌ભવવોજ ન જોઇએ. પણ તેમની કામ વિવશતા એ તેમને બેબાકળા બનાવી દીધા. શું કરૂં ! કયાં જાઉં ? ચંદ્રિકા શાથી મળે ? વિગેરે વિચારોથી મગજ ઘુમવા લાગ્યું. અને તેમાં ચન્દ્રિકાના છેલ્લા શબ્દો એ પુષ્ટિ આપી. હવે તેનું હૈયું હાથ ન રહ્યું. ચંન્દ્રિકા મેળવતાં પાયમાલ થવાય તો ખેર ! પણ એક વખત તો પોતાની વિષયતૃષ્ણા તૃપ્ત કરવાના નિશ્ચયપર તે આવ્યો.

વ્હાલા વાંચક ! ચન્દ્રિકામાં એવું તે શું હતું કે જેથી પ્રેમજી આટલો વ્યાકુળ થઇ ગયો ? હતું. હતું તો ખરૂંજ. પણતે પ્રેમજી જેવા વિષયલંપટને વ્યાકુળ કરવા નહિં. પરંતુ સુજ્ઞ અને બુદ્ધિશીલ તથા સદ્‌ગુણના ભંડારરૂપ વિદ્વાનોનુ મન હરવા માટે હતું; અને તે સૈં દર્યસહ સદ્‌ગુણોનો સમુહ હતો. પ્રેમજી તો વિષયી હોવાથી ફકત કામ પિપાસા માટેજ ફાંફાં મારતો હતો. પ્રેમજીના ઉન્મત્ત મગજમાં આ વિચારો ઘુમતા હતા તેમાં બેરીસ્ટરની હાજરીના વિચારે વળી તેને ત્રીજોજ માર્ગ દર્શાવ્યો. તેને એમ લાગ્યું કે બેરીસ્ટરે પણ તે છેલ્લા શબ્દો સાંભળ્યા હતા અને

જો બેરિસ્ટર બીજાને મોઢે વાત કરે તો પોતાની આબરૂ જાય. માટે કોઇપણ રસ્તે બેરીસ્ટરને મેળવી લેવો અને તે વિચારમાં લીન થતાં છેવટે એ નિશ્ચયપર આવ્યો કે બેરીસ્ટરની મિત્રતામાં દ્રવ્ય સંબંધી મદદથી વધારો કરવો, અને તેના દ્વારાજ ચન્દ્રિકાને મેળવવા ખટપટ કરવી. આ વિચારમાં નિમગ્ન થતાં નિદ્રાદેવીએ તેને પોતાના કબજામાં લીધો. બીચારી માણેકબાઇ તો લગ્ન બંધ રહ્યાનું જાણી ઘણી નારાજ થઇ, પણ શું કરે ? પોતાના વિશ્વાસુ માણસોદ્વારા તપાસ કરાવતાં પણ એ જ વાત જણાઇ કે ચન્દ્રિકા એકાએક સીક થઇ જવાથીજ લગ્ન બંધ રહ્યાં છે.

બેરીસ્ટર, પ્રેમજીથી છુટો પડી ઘર તરફ ગયો, પરંતુ તેને પણ ચેન પડયું નહિં. માધવલાલને મોરારજી શેઠને બંગલે જોવાથી તેને ઘણોજ ડર લાગ્યો, અને તે બબડવા લાગ્યો:—

“ ખરેખર ! એ તો કોઇ ભૂત છે. જ્યાં જોઉં છું ત્યાં એજ જણાય છે. જે જે સ્થળે હું મારા પાસા નાખું છું, ત્યાં એ આગળનો આગળ આવે છે. સમજ નથી પડતી કે એ કોણ છે. ખરું છે કે હજી સુધી તે મારા વિરૂદ્ધ જઈ શકયો નથી, તેમજ જવા પ્રયત્ન કરવા જેતું પણ ચિન્હ દર્શાવ્યું નથી; છતાં તેની મુખમુદ્રાજ કાંઇક એવી વિલક્ષણ છે કે મને ભય લાગે છે. મને એકલાનેજ લાગે છે એમ નથી, પણ—”

હજી વિચારમાળા તો ચાલુજ હતી, એટલામાં ઘડીઆળમાં અગીઆરના ટકોરા થયા. ટકોરા સાંભળતાંજ બેરીસ્ટર સાહેબ ચમકયા, અને કપડાં પહેરી બહાર નીકળ્યા. ગાડી ઘોડાનાં સાધનો જોઇએ તેટલાં મળી શકે તેમ હોવા છતાં પોતે પગપાળાજ ચાલવા લાગ્યા.

સેન્ડહર્સ્ટ રોડ ઉપરથી નીકળી ગીરગામમાં આવી પહોંચ્યા અને ત્યાં એક ત્રણ મજલાના મકાનમાં પેઠા મકાનનાં બારીબારણાં બંધ હતાં અને ચારે બાજુએ અંધકાર છવાઇ રહ્યો હતો, છતાં રોજની ટેવથી ટેવાઇ ગયેલા બેરીસ્ટર, વિના હરકને ત્રીજે મજલે પહોચી ગયા. દીવાનખાનાનાં દ્વાર બંધ હતાં છતાં તેમાંનાં મનુષ્યો જાગૃત હોવાનું માલુમ પડી આવતું હતું. બેરીસ્ટરે બારણા ઉપર ત્રણ ટકોરા મારતાં એક સત્તરેક વર્ષની દક્ષિણિ સ્ત્રીએ બારણું ઉઘાડયું. બેરીસ્ટર અંદર આવતાંજ દરવાજો બંધ કરવામાં આવ્યો. બેરીસ્ટરને આવેલા જોઇ તે ઘરમાંનાં મનુષ્યો બેરીસ્ટરને માન આપવા સામાં આવ્યાં.

પ્રિય વાંચક ! આ સન્માન કરનાર કોણ હતાં તે જાણવું આવશ્યક છે. તે બીજુ કોઇ નહિં, પણ પેલી પંચમૂર્ત્તિમાંથી બેરીસ્ટરને બાદ કરતાં બાકીની ચતુર્મૂર્ત્તિ હતી, અને વધારા ખાતે બારણુ ઉઘાડનાર મુગ્ધા કમળાબાઇ અને મી૦ રામરાવે રાખેલ નોકર વસંતરાવ હતો. કહેવાની કાંઇજ જરૂર નથી કે બેરીસ્ટરના આવ્યા બાદ બાટલીઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. બધા આવા કાર્યથી નિવૃત્ત થયા પછી તેઓની મીટીંગ શરૂ થઈ. એક મોટા રાઉન્ડ ટેબલની આજુ બજુ છ ખુરશી નાખી, પંચમૂર્ત્તિ તથા છઠાં કમલાબાઇ ગોઠવાયાં. સત્ય રીતે કહીએ તો ષડ્રિપુનીજ આ મીટીંગ ભરાઇ હતી. મીટીંગના કાર્યક્રમની હવે શરૂઆત થઇ:—

‘ આજ સુધીમાં આપણે આટલા બધા શિકાર ખેલ્યા, પણ હજી આપણી ભુખ ન ભાગી, હવે તો ઘણી મુઝવણ આવી પડી છે. ” નરોતમદાસે જણાવ્યું.

"હવે આ જે હાથમાં છે તેનું તો કરો, પછી જણાશે કે શું થાય છે. કારણ કમળાબાઇ આપણા હાથમાં છે અને વસંતરાવ બાબત તો ધાસ્તીજ નથી." રામરાવે સધ્યારો આપ્યો.

"અરે એતો ઠીક. પણ જો બધા હિંમત રાખી કામ કરો અને હિકમત શોધી કાઢો, તો જોઇએ તેવી રેલમ છેલ કરી દઉં." બેરીસ્ટર વચ્ચે બોલી ઉઠયા.

"સું ? સું ? કેહોતો ખરા. કરસું. પૈસા મલસે તો બધું કરસું." એદલજીએ હિંમત બતાવી.

"આજે પ્રેમજીભાઇનાં લગ્ન બંધ રહ્યાં એ તો ખબર છે, પણ તેમાં ભેદ છે. તે કન્યા પ્રેમજીને પરણવા ચાહતી નથી અને તેથીજ માંદગીનો ઢોંગ કર્યો છે" બેરીસ્ટરે આગળ ચલાવ્યું.

"હેં ! શું એ ખરી વાત ?" નરોતમદાસે પુછ્યું.

"હા. હું અને પ્રેમજી બન્નેજણ મોરારજીના બંગલાના પાછળના ભાગમાં ફરતા હતા ત્યારે અમે કાનેકાન સાંભળ્યું. પ્રેમજીને તો એવું થઇ ગયું છે કે ગમે તેમ થાય પણ તેને પરણવું. અને તેમ ન થાય તો છેવટ એક વખત પણ તેને પોતાના કબજામાં લેવા તે ઘણો આતુર છે. હવે જો આપણાથી થાય અને બને તો તે છોકરીને ફસાવવી, એટલે બેડો પાર. બસ રૂપીઆજ રૂપીઆ." બેરીસ્ટરે બહાદુરી બતાવવી.

'પણ એકામ એક ઓરતસાથે પારવાનુ છે. મરદ સાથે હોત તો તો હું પન કરી શકત.' ઇબ્રાહિમે વચ્ચે પુરાવ્યું.

"અરે પણ બીજીએ એક મુશ્કેલી છે." બેરીસ્ટરે વધાર્યું.

"તે વળી શું ?" ઘંટડીના જેવા મધુરસ્વરે કમળાબાઇએ ટહુકાર કર્યો

કમળાબાઇના પોતાને થયેલા પ્રશ્નથી બેરીસ્ટર સાહેબ જોશમાં આવી ગયા. હાથમાંની સીગાર બાજુઉપર નાખી, ટટાર થઇ, કમળાબાઇને સલામ ભરતા હોય તેમ તેમના તરફ નમીને બોલ્યા:—પેલા માધવલાલનો પગ ત્યાં પણ ઘુસ્યો છે. કાલે તેને મે ત્યાં જોયો હતો અને તેણે મને પણ જોયો હતો, અને તેથીજ મને ધાસ્તી લાગે છે કે વખતે તે આપણી બાજી બગાડી નાખશે."

બેરીસ્ટરના આ ખુલાસાથી બધા વિમાસણમાં પડયા. કયો માર્ગ લેવો તે ન સમજાયું. એક બીજાના મોઢા સામુ જોઇ પંદરેક મીનીટ બેસી રહ્યા. છેવટે કમળાબાઇ બોલ્યાં:—

"આશ્ચર્યની વાત છે કે તમે માધવલાલથી આટલા બધા ડરો છો. મેં તો તેને જોયો નથી; પણ જો અત્યાર સુધી તમારા કામમાં તે આડો નથી આવ્યો તો તમે તેનાથી શામાટે ડરો છો, અને તેને તમારી સાથે મેળવી કેમ લેતા નથી ?"

"તેનો ચહેરોજ એવો છે કે તેનો તાપ અમારાથી સહન થતો નથી." રામરાવે જણાવ્યું.

"જો, એમજ છે તો હું તેને વશ કરીશ. તેને લોભાવીશ-ભુલાવીશ અને શીશામાં ઉતારીશ. તે છોકરીને સમજાવવી એ તમારૂ કામ છે. કાલે મને માધવલાલનું ઓળખાણ કરાવો." કમળાબાઇએ બીડું ઝડપ્યુ.

કમળાબાઇના શબ્દોએ ઘણી સારી અસર કરી. બધુ મંડળ આનંદમાં આવી ગયું અને ખુશાલી દાખલ ફરીથી બાટલા ફુટવા મંડયા. હાથમાં ગ્લાસ લઇ રામરાવ બોલ્યા:—

" હવે આપણો સિતારો ચમકવા લાગ્યો છે. આ કામ થતા સુધીમાં આપણી મુદત પણ પુરી થશે અને કમલાબાઇની મીલ્કત પણ તેમને મળી જશે."

આ શબ્દો સાંભળી કમળાબાઇના હૃદયમાં કાંઇક કમકમાટી છુટી, પરંતુ બ્હાર તે ન બતાવતાં આનંદિત મુખે બેરીસ્ટર ભણી જોવા લાગી. બેરીસ્ટર તો કમલાબાઇની દૃષ્ટિમાત્રથીજ પાણી પાણી થઈ જતો હતો. પરંતુ તેને ખબર નહોતી કે તેના બાકીના મિત્રો તેની અદેખાઇ કરતા તેનાજ હરીફ હતા. ભવિષ્યનાં કાર્યોનુ વિવેચન બંધ થયા પછી ઇબ્રાહિમ બોલ્યા:—

" વેલ ! મી૦ રામરાવ ! મારે કાલે રૂા. ૫૦૦૦) જોઇસું, કારન પેલા પુનમચંદની મારા ઉપર દીક્રી થઇ ચુકી છે અને તે વોરંત લાવસે."

" પણ મારે કરવું શું ? મારી પાસે કાંઇ પૈસા ભરી મુકયા છે ? જોઉં છું, હજારીમલ્લ માનશે તો તો ઠીક." રામરાવે જવાબ આપ્યો.

" કેટલા દિવસ માટે જોઇએ છીએ ?" નરોતમદાસે મોટાઇ દેખાડી.

" અરે, ફકત એક મહીના માતેજ." ઇબ્રાહીમે જવાબ દીધો. એદલજી તથા બેરીસ્ટર તો કમલાબાઇના સૌંદર્યનું જ પાન કરવામાં એવા મશગુલ થઇ ગયા હતા કે આ વાત પણ તેમના સાંભળવામાં ન આવી.

"ત્યારે તો હું કાલે તમને આપીશ." નરોતમદાસે કમળાબાઇને લોભાવવા માટે હા ભણી. ઇબ્રાહીમને તો જાણે પરમેશ્વર મળ્યા હોય તેમ થયું. હવે મીટીંગ વિખરાવાનો સમય થતાં સર્વ ઉઠ્યા. અને રામરાવ સહ સર્વ વિદાય થયા. વસંતરાવ તો પ્રથમજ એક ઓરડીમાં સુઇ ગયો હતો. જતી વખતે કમલાબાઇએ એટીકેટ મુજબ શેકહેન્ડ કરી. છેલ્લે બેરીસ્ટરને પણ શેકહેન્ડ કરી અને તે વખતે તેના કાનમાં કહ્યું કે, "તમે ગુપચુપ અત્રે આવી આ ઓરડામાં બેસજો, હું થોડીવાર પછી આવીશ."

બેરીસ્ટર તો આ સાંભળી ખુશખુશ થઇ ગયા, અને લાગ જોઇ તે દિવાનખાનામાંજ છુપાઇ ગયા. કમલાબાઇએ બીજી પણ ચાલાકી ચલાવી અને નરોતમદાસને પણ એવીજ સુચના આપી પણ દીવાનખાનાને બદલે બીજી ઓરડી બતાવી. હવે કમળાબાઇ શું બાજી ખેલે છે તે આપણે જોઇએ.

---

# પ્રકરણ ૫ મું.

## માધવલાલ.

**નીતિના પંથે પ્રયાણ કરે તો સૃષ્ટિ વિરૂદ્ધ જણાયે;**
**ધર્માનુયાયીથી દુષ્ટ જનોનાં અંતર નિત્ય ભેદાયે.**

—:o:—

વ્હાલા વાંચક ! પ્રપંચી મુર્ત્તિનાં હૃદય ભેદનાર પેલો માધવલાલ કોણ છે તે આપણે હવે જાણવું જરૂરનું છે. માધવલાલ એ એક માતા પિતા વગરનો યુવક હતો. ગુજરાતી ઉપરાંત ઇંગ્લીશનો તેણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. પ્રથમ તે ઇબ્રાહિમને ત્યાં કેશીયર તરીકે નોકર હતો. લગભગ બેએક વર્ષ ત્યાં નોકરી કર્યા પછી. પોતાનું ભવિષ્ય સુધારવાની અને કાંઇક અનુભવ મેળવવાની ઇચ્છાથી તેણે કોઇ બેરીસ્ટર યા સોલીસીટરના કલાર્ક તરીકે રહેવાનો વિચાર કર્યો, અને ઇબ્રાહિમની ભલામણથી આપણે જાણીએ છીએ તેમ, તે બાળકૃષ્ણ બેરીસ્ટરને ત્યાં નોકર રહયો હતો. ઇબ્રાહિમની નોકરી દરમ્યાન તેણે પોતાની હોંશીઆરીથી ઇબ્રાહિમની ચોટલી પોતાના હાથમાં રાખી હતી. તેનાં દરેક સારાં નરસાં કાર્યોથી તે માહિતગાર હતો; અને આવાં કુકૃત્યોથી કંટાળીનેજ તેણે નોકરી છોડી હતી. ઇબ્રાહીમે પોતાના બાપનાથી છાનુ છાનું એકંદરે રૂપિઆ સાઠ હજારનું દેવુ કર્યું હતું, પરંતુ તે વાત માધવલાલ અને ઇબ્રાહિમના દલાલ રામરાવવિના કોઇ જાણતું નહોતું. માધવલાલને નોકરી છોડવાના ખાસ કારણમાં આજ મુખ્ય કારણ હતું. તેને એવો ડર હતો કે કોઇક વખતે પણ આમાં મને નામોશી લાગશે; અને તેથી દૂર રહેવું સારૂં હતું. માધવલાલને હથીઆર બનાવી તેના દ્વારા આવાં બીજાં કૃત્યો કરવાનો આ પ્રપંચી પાર્ટીનો ઇરાદો હતો. પરંતુ માધવલાલ સત્ય અને નીતિને માર્ગે ચાલનારો હોવાથી તે લોકો તેને પોતાના મંડળમાં ભેળવી શકયા નહિ, અને ઉલટા તેનાથી ડરવા લાગ્યા. માધવલાલ પણ કાંઇ કાચો નહોતો. આ પ્રપંચી પુતળાંઓનો બધો વ્યવહાર કેમ ચાલે છે અને તેઓ

પોતાનાં કાળાં કામથી કેવો અનર્થ કરે છે, તે જાણી નિર્દોષોની થતી ખુવારીથી તેમને બચાવવા કમરકસી પ્રયત્ન કરતો, પરંતુ આ લોકોને પોતે તે બાબત જાણવા દેતો નહીં. માધવલાલની પડોશમાં શ્રીકાન્ત બાબુ નામે એક બંગાલી રહેતો હતો. તે છુપી પોલીસની નોકરીમાંથી છુટો થઇ હાલ ખાનગી ડીટેકટીવ તરીકે પોતાનો ધંધો ચલાવતો હતો. તેણે પોતાની નોકરીના ટુંક સમય દરમ્યાન મેળવેલી ખ્યાતિથી હાલ તેને સારૂં કામ મળતું અને ઘણા મુશ્કેલી ભર્યા કેસો તેની પાસે આવતા. તેની ઉમ્મર લગભગ બત્રીસેક વર્ષની હતી. જ્યારે જ્યારે વિકટ કેસો તેના હાથમાં આવતા ત્યારે ત્યારે પોતાને એક મદદગારની જરૂર તેને જણાતી. અને તેથી એક બાહોશ શિષ્ય તૈયાર કરવાને તે ઉત્સુક થતો. પરંતુ પાત્રાભાવે તેને પોતાની ઉમેદ મનમાંજ રાખવી પડતી હતી. માધવલાલ, બેરીસ્ટરની નોકરીમાં દાખલ થયો ત્યાર પછી તેને સવાર તથા સાંજના સમયમાં ઠીક ફુરસદ મળવા લાગી, અને તેથી શ્રીકાન્ત બાબુ સાથેનો તેનો પરિચય વધ્યો. ચતુર શ્રીકાન્ત બાબુએ થોડા સમયમાં માધવલાલની પરિક્ષા કરી લીધી અને તેની બુદ્ધિ અને સમયસુચકતાથી ખુશ થઇ તેને પોતાના ધંધામાં જોડવા પોતાની ઇચ્છા બતાવી. માધવલાલ પણ આ બાબતથી ઘણો ખુશ થયો અને હાલ તુરત બેરીસ્ટરની નોકરી કરતાં કરતાં આ લાઇનનો અનુભવ લેવા શરૂ કર્યું. તેણે પ્રપંચી પંચમૂત્તિની બધી હકીકત શ્રીકાન્તને જણાવી હતી. પરંતુ કમળાબાઇની વાતથી તે કેવળ અજાણ્યો હોવાથી તે વાત શ્રીકાન્તના જાણવામાં આવી નહોતી. જ્યારે માધવલાલ અભ્યાસ કરતો હતો ત્યારથી તેને કુંદનલાલ સાથે મિત્રતા થઇ હતી. કુંદનલાલ ઘણેજ પ્રમાણિક અને સત્યપ્રિય યુવાન

શેઠીઓ હતો. તે સુરતનો રહીશ હતો. હાલ તે મુંબાઇમાં ઝવેરાતનો ધંધો કરતો હતો. ઝવેરાતના ધંધામાં તેની સારી નજર બેસી જવાથી, તેણે બે ત્રણ વર્ષની મુદતમાં સારો પૈસો સંપાદન કર્યો હતો. માધવલાલ પોતાનો ફુરસદનો સમય કુંદનલાલને ત્યાં ગાળતો. વળી માધવલાલને ધર્મ ઉપર પણ સારી આસ્થા હતી અને તેથી દરરોજ રાત્રિના તે શ્રી બાબુલનાથનાં દર્શનાર્થે જતો કે જયાંથી તેને, જેને આપણે પહેલા પ્રકરણમાં રમાનાથના નામથી ઓળખી ગયા છીએ, તેની સાથે મિત્રતા થઈ હતી રમાનાથ સંબંધી તે વિશેષ હકીકત જાણતો નહતો, પરંતુ તેના નિખાલસ અને સરળ સ્વભાવથી તે તેને ઘણોજ ચહાતો હતો અને હમેશાં તેને મળતો હતો.

મોરારજી શેઠને ત્યાંથી છુટા પડયા પછી, માધવલાલ નિયમપ્રમાણે બાબુલનાથ ગયો, જ્યાં તેને રમાનાથ મળ્યો. આજસુધી રમાનાથ પોતાના ગુરૂસાથે જવાની વાત માધવલાલને કરતો હતો. પરંતુ આજે તેણે દુનિયાનો અનુભવ લેવાની પોતાની મરજી બતાવી. અને વિશેષમાં પોતાને રહેવાના સ્થાનની ગોઠવણ કરવાની અગવડ વિષે વાત કરી. આથી માધવલાલે પોતાને ત્યાં આવવાનો આગ્રહ કર્યો અને છેવટે રમાનાથે તે માન્ય પણ કર્યો. માધવલાલ, રમાનાથને તેડી પોતાને ઘેર આવ્યો. શ્રીકાન્ત પણ કાંઇક અગત્યના કામ સારૂ તેની રાહ જોઇનેજ બેઠો હતો. માધવલાલે આવતાંજ રમાનાથની ઓળખાણ શ્રીકાન્તને કરાવી. શ્રીકાન્ત પણ રમાનાથની મુખમુદ્રા ઉપરથી તેનું આંતર્જીવન સમજી ઘણોજ આનંદ પામ્યો. અને તેજ દિવસથી શ્રીકાન્ત, રમાનાથ અને માધવલાલ સાથે રહેવા લાગ્યા. માધવલાલે ઘેર આવી

મોરારજી શેઠને ત્યાંની વાત કહી તથા બેરીસ્ટરે પ્રેમજીને ત્યાં પગપેસારો કરવાની વાત પણ શ્રીકાન્તને કરી. શ્રીકાન્તે તેને બેરીસ્ટરને ઘેર જઇ તે શું શું કરે છે તે જાણુવાને સુચવ્યું. તે ઉપરથી માધવલાલે બેરીસ્ટરને સતના મળવાનુ હતુ તે માંડી વાળ્યું, પરંતુ ગુપ્ત રીતે તેની હીલચાલ તપાસવાને નિશ્ચય કર્યો. પછી શ્રીકાન્તે પોતાની વાત છેડી:--

શ્રીકાંન્ત—માધવલાલ! હવે તમારે આ નોકરી છોડવી પડશે. કારણુ મારા કામમાં હવે તમારી મારે ઘણીજ જરૂર પડશે. તેમ તમે આદરેલું કામ પણુ નોકરીમાંથી મુકત થયા વિના પાર પડે તેમ નથી. આજેજ મને સરકાર તરફથી એવી ખબર આપવામાં આવી છે કે "મુંબાઇમાં એક લુચ્ચી ટોળી ઉભી થઇ છે જેનાં માણુસો દરેક જુદા જુદા ધંધામાં જોડાયલાં હોવા ઉપરાંત બેંકો તથા રેલ્વેમાં પણુ છે. અને તેથી ઘણોજ અનર્થ થાય છે. તમારી આજ સુધીની સેવાઓ ધ્યાનમાં લઈ આવું મહત્વનું કામ તમારા હાથમાં મુકવામાં આવે છે." કહો માધવલાલ! આ કામ એક હાથથી થાય તેમ છે?"

'હું પણુ આ કામમાં ભાગ લેવા માગું છું. કારણુ જુદી જુદી વ્યક્તિઓનાં જીવનનું અવલોકન કરી તેને સુધારવા પ્રયત્ન કરવો એજ મારો જીવન-ઉદ્દેશ છે અને તેથી તે તક મને આવાં કાર્યમાંજ મળશે. રામનાથ બોલ્યો."

"ના, ના. તે તમારૂં કામ નથી. હુ તમને મારા મિત્ર કુંદનલાલનો મેળાપ કરાવી આપીશ. તેમની દ્વારા તમે સારૂ કાર્ય કરી શકશો. તેમ છતાં અમારા કાર્યોથી પણુ તમને અમે વાકેફ કરીશું." શ્રીકાંત તથા માધવલાલે સલાહ આપી.

રમાનાથે કાંઇ પ્રત્યુત્તર ન આપ્યો. છેવટે રમાનાથને શ્રીકાન્ત સાથે રહેવાનું જણાવી માધવલાલ, બેરીસ્ટરને ત્યાં ગયો. જ્યારે માધવલાલ બેરીસ્ટરના ઘર આગળ પહોંચ્યો, ત્યારે બેરીસ્ટર ઘરમાંથી નીકળી ગીરગામના રસ્તા તરફ જતો હતો. માધવલાલ, તેને જોવાથી, ગુપચુપ તેની પાછળ પાછળ ગયો અને પ્રપંચી પાર્ટીનું નાટક પૂર્ણપણે જોયું તથા સાંભળ્યું.

પરંતુ ખરૂં કામ તો બધાના ગયા પછી તેણે બજાવ્યું. અને તેનાજ પ્રતાપથી તે કમલાબાઇને વશ કરી બધી બીના જાણી શક્યો.

વ્હાલા વાંચક ! ધીરો થા. હવે આપણે બેરીસ્ટર, નરોતમદાસ, કમળાબાઇ તથા માધવલાલ શું કરે છે તે જોઇશું.



# પ્રકરણ ૬ ઠું.



## માધવલાલની મસલત.

" ચોર પરોણો ચોર ઘરે જઈ સત્ય કહેજો શું ખાટે ?
સર્પ, સર્પ સામેથી મળતાં, એક બીજાનું મુખ ચાટે. "



કમલાબાઈ નરોતમદાસને સમજાવી પાછી ફરી અને બેરીસ્ટર પાસે આવી. બેરીસ્ટર સાહેબ તો ફાટે ડોળે તેમની રાહ જોઇનેજ બેઠા હતા.

જેવું કમલાબાઇએ દીવાનખાનામાં દાખલ થઈ બારણું બંધ કર્યું કે બેરીસ્ટરસાહેબ તેમના સામા ગયા અને હાથ ઝાલી-સાથે સાથે ખુરશીપર બેઠા. બેરીસ્ટર સમજ્યો કે કમલા મારાપર મોહીત થઇ છે એટલે હવે આપણું ભાગ્ય ઉઘડી ગયું; જ્યારે કમલા સમજતી હતી કે આવા મૂર્ખાઓ મારી જાળમાં ફસાય તો હું મારૂં કામ કાઢી લઉં. ખુરશી ઉપર બેઠા પછી, જોકે કમલા નરોત્તમદાસને ભુલી નહોતી પરંતુ એકદમ જવાય તેમ ન હોવાથી, વાતની શરૂઆત કરી જલ્દી પતાવવા ઇચ્છવા લાગી, છતાં કાંઇ બોલી શકી નહીં. છેવટે બેરીસ્ટરસાહેબે વકીલાત શરૂ કરી.

"મહેમાનને ઘેર બોલાવી હવે મહેમાનગીરી કરતાં કેમ અચકાઓ છો?"

"શું મહેમાનગીરી કરવી?" કમળાબાઇએ નયન નચાવતાં પ્રત્યુત્તર વાળ્યો.

"આગત સ્વાગત ખાનપાન વિગેરે વિગેરે વિગેરે. અજાણ્યા અતિથિને પણ એ પ્રમાણે માન અપાય છે તો અમે તો તમારા કૃપાકટાક્ષપર—"

"હાં, હાં, વધુ ન બોલો, તમે તો બેરીસ્ટર એટલે બોલતાં બંધાઓ નહિં. ભલા તમારી પાસે અમારૂં શું ગજું ? અમે તેમ પણ અમે તો—"

"બસ કરો બસ કરો," બેરીસ્ટર બોલી ઉઠયા. "હવે ઝાઝું બોલી અમને શરમમાં ન નાખો. અમે તો તમારા પડતા શબ્દને ઝીલી લેવાવાળા તમારા દાસ છીએ. તમારી કૃપા હોય તો અમને શું બાકી

રહે ? પણ કહો. મને પાછા બોલાવવાનું કારણ ? ”

કમલાબાઇએ નિશ્વાસ નાખી જણાવ્યું. “ બેરીસ્ટર ! તમે જાણો છો કે અમે સ્ત્રી જાતિ, મનમાંને મનમાં મુંઝાઇ મરીએ. પણ અમે કોના આગળ રડીએ ? ” કમળાબાઇએ બેરીસ્ટરનું હૃદય આકર્ષવા વિશેષ નિશ્વાસ નાખતાં વળી વધાર્યું. “ તમને કાંઇ છે ? રામરાવ આગળ તો મારાથી વાત થાય નહીં; તેમ તમારા શિવાય બીજાને હું યોગ્ય લેખતી નથી. એટલે તમને કહેવું પડે છે.”

બેરીસ્ટર સાહેબના કાન ચમકયા અને તેમણે ઉંચા નીચા થતાં કહ્યું. “ એવું શું છે ? કમલા ! બોલો. જલદી કહો.”

“ આહ ! શું કહું ! મારાજેવી અભાગિણીની દયા કોને આવે ? નસીબમાં સરજાયું હોય તે કોણ મિથ્યા કરી શકે ? ” કમળાબાઇએ વિશેષ નિરાશા દર્શાવતાં જવાબ દીધો.

બેરીસ્ટર સાહેબ મનમાં તો સમજ્યા કે હવે આપણી પણ આશા ફળશે. આ રમણી રત્ન આપણને ચ્હાય છે એટલે આપણો બેડો પણ પાર થશે. આમ વિચાર કરી ઉપરથી અજાણ્યા થઇ બોલ્યા: “કમલા ! કમલા ! મારાથી તમારા શબ્દો નથી સંભળાતા. કહો જલ્દી કહો. તમને શું દુઃખ છે ! ” એમ બોલતા બેરીસ્ટર સાહેબ ઉઠી કમળાની ખુરશી પાછળ જઇ ઉભા અને કમળાના ખભા ઉપર હાથ મુકી તેના મુખ તરફ નીચા વળ્યા. કુટીલ કમળા આવા પ્રસંગનીજ આશા રાખતી હતી; અને તેથી તે પોતાના મુખપર હાથ ઢાંકી ઉભી થઇ ગઇ. બેરીસ્ટર તેના સામે જઇ તેનો હાથ પકડી બોલ્યા:—

“ કમળા દુઃખી ન થાઓ. તમને જોઇ મારો જીવ બળી જાય છે. ”

કમળા હવે ફતેહ પામી હોય તેવો દેખાવ કરી બોલી: "જુઓ બેરીસ્ટર! મારૂં વય લગભગ સોળ સત્તરેક વર્ષનું થયું. પરંતુ હજી રામરાવ મારૂં લગ્ન કરતા નથી. આજે કેટલાય દીવસ થયાં મને તમારા—" કમળા બોલતી બોલતી અટકી ગઇ અને દીર્ઘ નિશ્વાસ નાખી ખુરસીપર પડી. બેરીસ્ટર આ જોઇને ગભરાયો. કમળાનીપાસેજ નીચે ભોંયપર ઘુંટણીએ બેસી રૂમાલ વડે પંખો નાખવા લાગ્યો, અને તેને સાવધ કરવા લાગ્યો. કપટી કમલા બેરીસ્ટરને ફસાવવાની જાળ ફેલાવી રહી હતી; અને તેથીજ બેશુદ્ધિમાં જેમ હાથ નાખ્યો હોય તેમ તેણે બેરીસ્ટરના ખભાપર હાથ નાખ્યો. બેરીસ્ટર તો કમલાનો હસ્ત-સ્પર્શ થતાં એવો વિકારવશ બની ગયો કે રૂમાલથી પવન નાખવાનું પણ ભુલી ગયો. રૂમાલ હાથમાંનો હાથમાં રહી ગયો અને તિક્ષ્ણ દ્રષ્ટિથી કમલાનાં યૌવનભરત અંગો અને મુખનું અવલોકન કરતો સ્થંભી ગયો. પાંચેક મીનીટ આવી સ્થિતિમાં વહી જતાં કમલા ચૈતનાવસ્થામાં આવી. અને બોલી:—

"કહો, હવે હું શું કરૂં?"

"ગભરાઓ ના. તમારે જરા પણ ડરવાનું નથી. જો તમે મારા-પર વિશ્વાસ રાખતા હો તો—"

"અરે! હજી આમ શું પુછતા હશો? હું તમારાપર વિશ્વાસ રાખું છું. તમને વ્હાલું—"

કમલા વધારે ન બોલી શકી. તેણે મૌન ધરી આડું જોયું અને બેરીસ્ટરે ઉભા થઇ તેનાં બન્ને હાથ પોતાના હાથમાં પકડયા. ચતુર

કમલા ચેતી ગઇ કે બેરીસ્ટરનું કામ હવે વધતું જાય છે. તેણે બેરીસ્ટરને ઇસારતથી ખુરશીપર બેસવા જણાવ્યું અને બોલી:—

"તમારાપર વિશ્વાસ હોવાથીજ તમને કહું છું કે કોઇ પણ પ્રકારે પેલા સાઠ લાખ રૂપીઆ આપણે હાથ કરવા જોઇએ અને પછીજ આપણે સાથે રહી શકીએ. પણ જો રામરાવ આ બાબત જાણશે તો બાજી બગડી જશે."

બેરીસ્ટર ઠંડો પડી ગયો અને દબાતે અવાજે બોલ્યો–'તેમ થશે હું તેમ કરવા આજથી કોશીશ કરીશ."

"ઠીક ત્યારે હવે તમે જાઓ. વખતે વસંતરાવ જાગી જશે તો વાત બગડશે."

કહેવાને કાંઇજ જરૂર નથી કે બેરીસ્ટર કાંઇક આશા અને કાંઇક નિરાશાના તરંગોમાં ઝુલતો ત્યાંથી પોતાના મકાનપર જવા નીકળ્યો, પણ તેજ વખતે તેની પાછળ પાછળ એક સત્તરેક વર્ષની યુવતિ પણ ચાલી નીકળી.

કમલાબાઇ અને બાળકૃષ્ણ બેરીસ્ટરની મસલત ચાલતી હતી ત્યાં સુધી બાજુની ઓરડીમાં શું બની ગયું તે તરફ જરા આપણે નજર નાખીએ.

આપણા અત્યાર સુધીના અનુભવ ઉપરથી આપણે જાણીએ છીએ કે માધવલાલ આ પંચમૂર્તિને સારી રીતે જાણતો તેમ તેમનાં કાળાં ધોળાંથી તે પુરતો માહિતગાર હતો. સાઠ લાખ રૂપિઆના કાવાદાવાની વાતો તેણે સાંભળી હતી પરંતુ પુરતો માહિતગાર ન હતો. તેમ કમલા

નું ઠેકાણું પણ તેણે આજ સુધી જોયું નહોતું. આજ બધી વાતો સાંભળ્યાથી તે સર્વ તેની આંખ આગળ તરવા લાગ્યું અને તેની આંખ ઉઘડી ગઇ. નરોત્તમદાસને ઓરડીમાં આવતો જોઇ તેણે શ્રીકાન્ત બાબુ પાસેથી મેળવેલી વિદ્યાની અજમાયશ કરવાની હિંમત કરી અને કમલાબાઇનાં પડેલાં વસ્ત્રો તેણે પહેરી લઇ બત્તી ઝીણી કરી અને એક ખુરશીપર બેઠો. નરોત્તમદાસ આવતાંજ સામે જઇ તેનો હાથ ઝાલી અંદર આણ્યો અને બારણું બંધ કર્યું. જેવા નરોત્તમદાસ ખુરશીપર બેઠા કે તુરત માધવલાલે ઇસારતથી ધીમેથી બોલવા જણાવ્યું, પણ પોતેજ પ્રથમ શરૂ કર્યું:—

"તમારા દયાળુ અને ઉદાર સ્વભાવથી મને તમારા માટે ઘણોજ ઉત્તમ વિચાર આવે છે, અને તેથીજ હું ધારૂં છું કે મારી વાત તમે માન્ય કરશોજ. કારણ; આપ જેવા સુશિક્ષિત શેઠીઆઓનાં હૃદય ઘણાં લાગણીવાળાં હોય છે."

"કમળાબાઇ! એમ ના બોલો." ખુરશી કમળાના નજીકમાં મેતાં નરોત્તમદાસ બોલ્યા." તમારા માયાળુપણા આગળ અમે તો એક પગે હાજર છીએ. બોલો શું હુકમ છે?"

માધવલાલે ( વેશધારી કમળાએ ) પોતાની ખુરશી જરા આઘી ખેંચતાં કહ્યું—"જુઓ. આપણા આટલા દિવસના સહવાસથી તમે મને સારી રીતે જાણી ગયા છો. કહો, મારા પર તમને વિશ્વાસ છે?"

"હા, સારી રીતે અને તે પણ એટલો બધો કે—"

"ચુપ, તાણીને ન બોલો. જુઓ તમે મને મદદ કરશો તો આપણે

પેલા સાઠ લાખની રકમ પચાવી જઇશું. આ દુનિયામાં મારૂં કોઇ નથી. મારૂં લગ્ન પણ થયું નથી અને મારો પ્રેમ તમારા—"

"હું સમજી ગયો." નરોત્તમદાસ વચ્ચે બોલી ઉઠયા. "ખરેખર ! હું પણ તમને ચ્હાઉં છું. Love wins love. કહો, કહો, મારે શું કરવું ?"

"ધીરા થાઓ. હું બધી યુક્તિ તમને બતલાવીશ; પણ પહેલાં તમે મને દગો નહિ કરો તેની ખાત્રી આપો." માધવલાલે કહ્યું.

"અરે ! દગો ! અને તે પણ તમને ? કેવાં ભલાં અને ભોળાં છો ! લાવો, શી ખાત્રી આપું ! બોલો બોલો. આ નરોત્તમનું તનમનધન બધું તમારે માટે તૈયાર છે, પણ કમળા, વ્હાલી કમળા ! એક વખત—" નરોત્તમદાસને વધુ બોલતો અટકાવી માધવલાલ બોલ્યો:—

"હજી વાર છે. મને એક લખત કરી આપો અને પછી આ કમળાનું તન–મન બધું તમારે માટે તૈયાર છે. હું પણ તમનેજ—" કમળાને (માધવલાલને) એટલેથીજ અટકાવી નરોત્તમદાસ બોલી ઉઠયો:—

"હવે વધુ ન ટવળાવો. બોલો શી આજ્ઞા છે. તમારા પ્રેમનો તરસ્યો ચાતક તમારી આજ્ઞા ઉઠાવવા તૈયાર છે."

"તો લખો કાગળઉપર અને કરો સહી."

"લાવો તૈયાર છું. એક નહિં પણ હજારવાર તૈયાર છું." કૃત્રિમ કમળાબાઇના સામુ જોઇ રહી પોતાની બુદ્ધિ ખોતાં તે બોલ્યો. માધવલાલે સમયનો લાભ લીધો. એક કાગળપર કાંઇક લખી નરો-

ત્તમદાસની સહી લીધી અને પછી બોલી ઉઠયોઃ—" ગજબ થયો. વસંતરાવ જાગ્યો. જુઓ, આ ખખડાટ સંભળાય છે ? "

એમ બોલતાં બારણા આગળ ગયો. એટલામાં બેરીસ્ટર બહાર નીકળ્યો એટલે તેની પાછળ પાછળ માધવલાલ પણ સ્ત્રીનાજ સ્વાંગમાં ચાલી નીકળ્યો. તે બીના આપણે પાછળ જોઇ ગયા છીએ. માધવલાલને ગયે પાંચ મીનીટ નહીં થઇ હોય ત્યાં તો કમલાબાઇએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. આટલીવાર નરોત્તમદાસને બેસાડી મુકયો તેનો શો ખુલાસો કરવો તે બાબતના વિચારમાં તે પડી. પણ એટલામાં નરોત્તમદાસ બોલ્યોઃ—

" હવે શું વિચાર કરો છો ? વસંતરાવ જાગ્યો કે બીજું કાંઇ હતું ? "

" વસંતરાવ જાગ્યો છે તેમાંજ મને વાર લાગી. " કમળાબાઇએ વાંકાવળી કટાક્ષ કરતાં કહયું.

" વારૂં. ત્યારે તમે હવે નિશ્ચિંત રહેજો. ફીકર કરશો નહિં. વસંતરાવ જાણશે તો વળી પંચાતી થશે. હું જાઉં છું. "

નરોત્તમદાસ ઉઠી ઉભો થયો. કમળા તેને અટકાવતાં બોલીઃ " તમે તો જાઓછો પણ—"

નરોત્તમદાસ તેને અટકાવીને બોલી ઉઠયોઃ—" ગભરાઓ નહિં, આ નરોત્તમદાસ તમારી સેવામાં હમેશાં હાજર છે અને તમારા કામમાં મદદ કરવાને આઠે પહોર તૈયાર છે. તમે જાઓ. નહિં તો વસંતરાવ અહિં આવશે." હું રજા લઇશ. એમ બોલી જતાં જતાં કમળાના હાથનું ચુંબન લીધું અને કમળા પણ પોતે ખુલાસાથી વાત ન કરી શકવાથી

તેને રાજી રાખવા નરોતમદાસના ગાલપર ધીમો તમાચો મારી સહજ કટાક્ષ કરી હસી પડી.

નરોત્તમદાસ ત્યાંથી નીકળ્યો. તેના પગ એક યંત્રની માફક આગળ આગળ જતા હતા પરંતુ તેનું હૃદય તેનુ મન, અરે કહો ને કે, તેનો જીવ તો કમળાના તે કટાક્ષ અને સ્મિત હાસ્યમાંજ ફસાઇ પડયો હતો.

——:o:——

# પ્રકરણ ૭ મું.

## શ્રીકાન્ત.

"પોતાના પ્રામ સામર્થ્યવડે નિરાધારોને મદદ કરવી એજ ઉચ્ચ જીવનનો આશય છે."



માધવલાલ દિન પ્રતિદિન પોતાના ધંધામાં જોઇતી પ્રવિણુતા મેળવી શકયો છે; તે બાબતની ખાત્રી થતા શ્રીકાન્ત બાબુએ તેને નોકરી છોડી દેવા સમજાવેલો, પરંતુ શ્રીકાન્તબાબુ ઉપર પોતાના ગુજરાનનો બોજો હાલ તુરત ન નાખવાના હેતુથી માધવલાલ તેમ કબુલ કરતો નહતો; અને તેથીજ આજ શ્રીકાન્તે માધવલાલને, પોતાને સરકારી હુકમ મળ-વાની બનાવટી વાત કરી હતી, જો કે એટલું તો ખરૂં હતું કે તે

વખતે એક એવી લુચ્ચી ટોળી ઉભી થઈ હતી, પરંતુ તે બાબત સરકાર સુધી પહોંચી નહોતી; તેમ તે ટોળીએ એવા ભારે ગુન્હા કર્યા પણ નહોતા પરંતુ બીજાજ એક કામમાં માધવલાલની જરૂર પડવાથી શ્રીકાન્તે તેને આમ સમજાવ્યું હતું.

માધવલાલના ગયા પછી શ્રીકાન્ત અને રમાનાથ એકલા પડયા. રમાનાથે માધવલાલનાં વખાણ કરી પોતાના આવવાનો ઉદ્દેશ શ્રીકાન્તને જણાવ્યો. શ્રીકાન્ત રમાનાથની વાત સાંભળી ઘણોજ ખુશી થયો અને છેવટે પોતાને અગત્યનું કામ હોવા જણાવી બહાર નીકળ્યો અત્રે જણાવવું જોઇએ કે શ્રીકાન્તે બહાર નીકળતી વખતે પોતાનાં હમેશનાં કપડાં ઉતારી એક હેલકરીના જેવાં કપડાં ધારણ કર્યાં હતાં. જેવો તે પોતાના બારણામાંથી નીકળી દશેક કદમ દૂર ગયો હશે એટલામાં એક સ્ત્રી ઉતાવળે ઉતાવળે આવતી તેને સામી મળી. શ્રીકાન્ત તેને જોઇ એક બાજુએ છુપાઇ ગયો અને તે સ્ત્રી કઇ બાજુએ જતી હતી તે જોવા લાગ્યો; પરંતુ તે સ્ત્રી સીધી સીધી શ્રીકાન્તની ઓરડીમાંજ ગઇ એટલે શ્રીકાન્ત પાછો ફર્યો અને પોતાની ઓરડીમાં આવ્યો. જ્યારે તે ઓરડીમાં દાખલ થયો ત્યારે તો હજી તે સ્ત્રી માત્ર ઉભીજ હતી. શ્રીકાન્તે દાખલ થઇ પુછ્યું:—

"કેમ બાઇ! તમારે કોનું કામ છે?

"બાબુજી શ્રીકાન્તનું." તે બાઇએ એક બાજુ સંકોચાઇને જવાબ આપ્યો.

"કહો, શું કામ છે? મારૂં નામ શ્રીકાન્ત." શ્રીકાન્તે એક ખુરશી બતાવતાં કહ્યું. પછી રમાનાથ અને શ્રીકાન્ત બન્ને જણ સાથે

સાથે ખુરશીપર બેઠા. અને સામે જરા દુરની ખુરશીપર તે બાઇ બેઠી.

" જે હોય તે કહો, હવે તમને જરા પણ હરકત નથી." શ્રીકાન્તે કહ્યું.

" બાબુજી ! મારી વાત તમારા માનવામાં આવે તેવી નથી. મારા બાપની સાઠ લાખ રૂપિઆની પુંજી હતી. તેમના મરી ગયા પછી મારી તથા મીલ્કતની સુપરત એક ગૃહસ્થને કરવામાં આવી, હું તે ગૃહસ્થને ઓળખતી હતી અને તેની સાથે અપૂર્વ સ્નેહથી વર્તતી હતી. પરંતુ મારા નસીબમાં દુઃખ સરજાયલું તેથી તે ગૃહસ્થની દૃષ્ટિ બગડી અને તેણે એકાંત જોઇ મારાપર બળાત્કાર કરવા યત્ન કર્યો. પણ જ્યારે હું તાબે ન થઈ ત્યારે નાશીકની યાત્રાનું બ્હાનું કાઢી મને સાથે લઇ ગયો અને ત્યાં ગોદાવરીના અગાધ જલમાં મને રાત્રિના સમયે ફેંકી દીધી. પરંતુ વળી વિશેષ દુઃખ જોવાનું તેથી જીવતી રહી. હાલ હું ભીખારીનાં ટોળાંમાં ફરૂં છું અને તમારા જેવા સુજ્ઞોને ત્યાંથી જે કાંઇ મળે તે ઉપર આયુષ્ય ગાળું છું. મારા પિતાનું નામ જગન્નાથ હતું અને મારૂં નામ કમલા છે. હાલ હું કેવડીના નામથી ઓળખાઉં છું. અરે ! મારા દુઃખના દિવસ ! મને કાંઇ—" તે સ્રીનું ગળું રૂંધાઇ ગયું; તે વધુ કાંઇ બોલી ન શકી. શ્રીકાન્ત પાણીનો પ્યાલો તેના આગળ મુકી આશ્વાસન આપતાં બોલ્યોઃ—"શાન્ત થાઓ. બ્હેન ! હમેશાં સત્યનો જયજ છે. તમે ગભરાશો નહિં. પણ તમે તે ગ્રહસ્થનું નામ જાણો છો ?"

"હા. તેનું નામ કેશવરાવ છે, પહેલાં તે ગીરગામમાં રહેતો હતો, પરંતુ હાલ ત્યાં નથી."

"કાંઇ ફીકર નહિં. બ્હેન ! તમે હવેથી ભીખ ન માગતાં મારે ત્યાં જમજો. પણ રહેવાનું બીજે કયાંઇ રાખવું પડશે. કારણ અહીં રહેશે તો તમારો કેસ માર્યો જશે. તમારે જોઇતી સર્વ ચીજો અત્રેથી મળશે. તમે મારાં બ્હેન છો. હવે જરા પણ ગભરાશો નહિં." એ રીતે શાન્તિના બે શબ્દો કહી તે બાઇને વિદાય કરી. જતાં જતાં તે સ્ત્રી બોલી:—"ભાઇ ! ઇશ્વર આપનું ભલું કરશે. મને તો જગત મરી ગયેલી ધારે છે. પણ તમે જીવતી બતાવશો, ત્યારે થઇશ."

"ફીકર નહીં. બ્હેન ! શાન્તિ રાખજો."

તે સ્ત્રીના ગયા પછી રમાનાથ બોલ્યો:—

"શું આખી દુનિયામાં બધે આવાંજ કાળાં કામો થતાં હશે ?"

"બધે તો શું ? પરંતુ મોટો ભાગ આવો છે. અમારો તો કાવતરાં ખોળી કાઢવાનો ધંધો છે એટલે અમને એવી બાબતની વધારે માહિતી મળે."

"આ બાઇના સંબંધમાં આપ શું ધારો છો ?"

"બાઇ બિચારી નિર્દોષ છે. ઇશ્વર મદદ કરશે તો રંક અને નિરાધારને મદદ કરી શકીશું. હવે હું જરા જઇ આવું છું, આપ બેસશોને ?" શ્રીકાન્તે પુછ્યું.

"ખુશીથી. મને કાંઇ હરકત નથી." રમાનાથે સધ્યારો આપ્યો. શ્રીકાન્ત પોતાના કામપર ચાલ્યો ગયો. રમાનાથ બારણું બંધ કરી સુતો. ઘરમાંથી નીકળી શ્રીકાન્ત કઇ બાજુ જવું તે વિચારતો હોય તેમ થોડીવાર ઉભો રહ્યો. આખરે ગીરગામ તરફ ચાલવા મંડયો. માધવલાલને આવતાં વાર થવાથી તે કાંઇક ચિંતાતુર થયો હતો. થોડેક જતાં

તેને બેરીસ્ટર સામે મળ્યો. તેની પાછળ માધવલાલ ( સ્ત્રી રૂપમાં ) મળ્યો. બેરીસ્ટરની પાછળ સ્ત્રીને જોવાથી શ્રીકાન્ત પણ તેની પાછળ પાછળ ચાલ્યો. બેરીસ્ટર પોતાના મકાનમાં પેઠો એટલે પેલી સ્ત્રીએ રસ્તો બદલ્યો. હવે આગળ કમળા રૂપે માધવલાલ અને પાછળ શ્રીકાન્ત એમ બે જણ ચાલ્યાં. માધવલાલે શ્રીકાન્તને ઓળખી લીધો; કારણ તેને એમ શંકા પણ હતી કે પોતાને વાર થવાથી શ્રીકાન્ત તેની તપાસમાં જરૂર આવશે, પણ હજી આપણાં આ કમળાબાઇને શ્રીકાન્તે ઓળખ્યાં નહોતાં. હવે કમળાબાઇએ શ્રીકાન્તને હેલ્કરીના રૂપમાં બોલાવ્યો:—" એ ભાઉ! માલા જરા પોચવાયલા યેઇલ કા? મી તુલા ચાર આણે દેઇલ."

" હોય, બાઇ! ચલા. આમ્હી તો હેલકરી ઠરલે. કાહીતરી કરૂન ચાર આઠ આણે કમવલેચ પાહિજે." એમ બોલતો હેલકરી કમલાબાઇની સાથે સાથે ચાલ્યો. કમળાબાઇ તો બોલ્યા ચાલ્યા વિના શ્રીકાન્તના ઘર ભણીજ જતાં હતાં. છેવટે ઘેર પહોંચ્યાં; બાઇએ બારણું ઠોકી શ્રીકાન્ત બાબુને બોલાવ્યા. એટલે રમાનાથે બારણું ઉઘાડયું. શ્રીકાન્તે જાણ્યું કે હવે મારે છતુ થયા વિના ચાલે તેમ નથી, તેથી અંદર આવી પોતાનો સ્વાંગ ઉતારી ખુરશીપર બેઠો; અને આપણાં કૃત્રિમ કમલાબાઇ ઉર્ફે મી. માધવલાલને પ્રશ્ન કર્યો:—

" કહો બાઇ! તમારે શ્રીકાન્ત બાબુનુ શું કામ છે?"

" કોણ? તમે બાબુજી! મારા હેલકરી તે બાબુજી!"

" હા. બાઇ! બીજી વાત મુકી તમે કહો કે તમારે શું કામ છે?" શ્રીકાન્તે ટુંકામાં પતાવવા માગ્યું.

" પણ બાબુજી! તમે હેલકરી કેમ થયા હતા? હવે તમને તો ચાર

આના નહીં આપુ. મેં તો તમને હેલકરીજ ધાર્યા હતા. વાહ શું—" શ્રીકાન્તથી હવે આ નકામો પટપટારો સહન ન થયો તે બાઇને એટલેથી અટકાવી તે બોલી ઉઠયો:--

" ભલે બાઇ, ચાર આના ન આપશો. પણ હવે તમારે શું કામ છે તે તો કહો."

" કહેવા આવી છું તે તો કહીશજ. એમ અધીરા શું થઇ જાઓ છો? પણ તમે તો મને દીંગજ કરી નાખી. શી તમારી ચાલાકી! ભલભલાને પણ આમજ બનાવતા હશોને?"

હવે તો શ્રીકાન્તને ઘણોજ કંટાળો આવ્યો. તેણે છેવટે કંટાળીને કહ્યું:—" બાઇ! તમારે જે કામ હોય તે જલ્દી કહો. નહિં તો હું બહાર જાઉં છું, મારે જરૂરનું કામ છે."

" હું જાણું છું. તમારે માધવલાલની તપાસમાં જવું છે, નહિં? પણ માધવલાલ તમને હાલ નહિં મળે. હવે મારી વાતથી તમે કંટાળો છો, તો કહું છું. મારૂં નામ કમળાબાઇ છે. મારા પિતાએ મારે માટે રૂપિઆ સાઠ લાખનો વારસો મુકયો હતો પણ ટ્રસ્ટીઓ તે દબાવી પડે છે. તો હું ધારૂં છુ કે જો તમે મને મદદ કરી મારી પુંજી અપાવશો તો તમને એક હજાર રૂપિઆ મળશે. સમજ્યા કે? પણ હા. મને છેતરી માટે આ ચાર આના તો નહિંજ આપું."

શ્રીકાન્તને આ બાઇ ગાંડા હોવાનું લાગ્યું પરંતુ તેજ વખતે પોતે કમલાબાઇ હોવાનું તેણે જણાવ્યું અને વળી સાઠ લાખના વારસાની વાત કરી તેથી વિચારમાં પડી ગયો. તેને લાગ્યું કે કદાપિ પોતાનો વારસો ગુમાવ્યાથી તો આ બાઇનું ભેજું નહિં ખશી ગયું હોય!

વળી પાછો વિચાર આવ્યો કે પેલી પણ કમલાબાઇ હતી અને તે પણ આવાજ પ્રકારના વારસાની વાત કરતી હતી. માટે નક્કી આમાં કાંઇ ભેદ છે. માટે આ બાઇ પાસેથી બધી હકીકત લખી લેવી જોઇએ. એમ વિચાર કરતો અંદરના ઓરડામાં લખવાનાં સાહિત્યો લેવા ગયો. પરંતુ પાછો આવીને જોતાં તો બાઇની જગ્યાએ માધવલાલને બેઠેલો જોયો શ્રીકાન્ત કાંઇક આશ્ચર્યથી તેના સામુ જોતો ઉભો અને ત્રણે જણુ હસી પડયા.

# પ્રકરણ ૮ મું.

## ચન્દ્રિકા.

" ચુંબકથી આકર્ષાયલું લોહ આખરે ચુંબકનેજ મળે છે, તેમ દૈવી કૃતિથી આકર્ષાયલાં હૃદયો છેવટે એકત્રજ થાય છે."

જે દિવસે ચન્દ્રિકાનાં લગ્ન મુલ્તવી રહ્યાં તે દિવસથી કેશર કે જેને કીશોરીના નામથી પણ ઓળખતાં હતાં, તે પોતાના પતિ કુંદનલાલસહ ચન્દ્રિકાને ત્યાંજ રહેતી હતી. અને માધવલાલ પણ કામકાજ માટે જરૂર પડે તો કુંદનલાલને મળવા પણ ત્યાંજ જતો હતો. ધીમા ધીમા સહવાસથી કુંદનલાલ, માધવલાલ, કેશર તેમજ ચન્દ્રિકા એક બીજા પાસે હૃદય ખોલીને વાતો કરતાં.

આજે ચન્દ્રિકાને ત્યાં કુંદનલાલ, ચન્દ્રિકા અને કેશર બેઠાં હતાં. અને પરસ્પર વાતો ચાલતી હતી. ધીમે રહીને કેશરે વાત છેડી:--" કેમ બ્હેન ! પછી તમારા સ્વપ્નાવરનો કાંઇ પત્તો લાગ્યો કે ?"

" હા બ્હેન ! કરો મશ્કરી. તમને હસવું આવે છે." ચન્દ્રિકાએ જરા ચિડાઇને કહ્યું.

" પણ કાંઇ નામ, નિશાન, પત્તો મળ્યો ? સહજ પુછતાંય તને તો ખોટું લાગી જાય છે." કેશરે ધીમેથી કહ્યું.

" તને ખોટું સમજાય છે, પરંતુ ઉષા ( ઓખા ) ને શું સ્વપ્નનર પ્રાપ્ત થયો નહતો ?" કુંદનલાલે ચન્દ્રિકાનો પક્ષ કર્યો.

" પણ તેને તો ચિત્રલેખાએ તે મેળવી આપ્યા હતો ને !" કેશર બોલી.

" તો તું થા મારી ચિત્રલેખા અને હું તારી ઉષા !" ચંદ્રિકા બોલી.

ચંદ્રિકા હજી તો છેલ્લો શબ્દ બોલતી હતી એટલામાં માધવલાલ દાખલ થતાં બોલ્યો:—

" પણ ભાઇ ! નારદ તરીકે તો મનેજ કાયમ રાખજો." કુંદનલાલ ને કેશર એ સાંભળી હસી પડયાં અને ચન્દ્રિકા સ્હેજ શરમાઇ બોલી:—" ભાઇ ! નારદ તો ઇશ્વરનું મન કહેવાય છે, તો તમે પણ ઇશ્વરનું મન થઇ, તે નરને શોધી કાઢી ગાંધર્વ લગ્ન કરી આપો." ચંન્દ્રિકાએ ટકોર કરી.

" બ્હેન ! શુભેચ્છા અને સદ્‌વિચાર હમેશાં સફલજ નીવડે છે, વડી-લોની આશિષથી આપણે પણ સફલજ થઇશું." માધવલાલે હવે હસ-

વાની વાત છોડી ધીમેથી આશ્વાસન આપ્યું.

" પણ બ્હેન, કહેતો ખરી કે તું પરણીને શું કરીશ ? " કમારે કહ્યું

" જા જા. ઘેલી. એવાતે શું પ્રશ્ન કરતી હોઇશ ? હું તો ફકત તેમની સેવાજ કરીશ. " ચાન્દ્રકએ પ્રત્યુત્તર વાળ્યો. ધીમે ધીમે આમ વિનોદ કરતાં વાતનો પ્રસંગ બદલાયો, અને માધવલાલે શ્રીકાન્ત તથા રમાનાથ સંબંધી વાત છેડતાં કુંદનલાલને કહ્યું:—

" ભાઇ કુંદનલાલ ! આજે હું તમારી અગત્યની સલાહ લેવા આવ્યો છું. હું ધારૂં છું કે આપ જેમ આપના જવાહિરના ધંધામાં હીરાની કીંમત કરોછો, તેમજ વળી ચંન્દ્રિકા બ્હેનના ખોવાયલા હીરાની તજવીજમાં ફરોછો, તેમ હું એક જવાહિર આપું તે પણ આપની પાસે સાચવી રાખશો. "

કુંદનલાલે હસીને કહ્યું:— " ખુબ કરી માધવલાલ ! તમારા વિનોદી સ્વભાવથી તો તમે અમને એક પલ પણ વિસરતા નથી. લાવો જોઇએ, વળી તમારૂં જવાહિર કેવા પ્રકારનું અને કેટલી કિંમતનું છે ? "

" મારૂં જવાહિર કાંઇ જેવું તેવું નથી. દેખીતું તો કાદવમાં રગદોળાયલું છે પણ અમુલ્ય છે. મહેલ કે તીજોરીમાં રહે તેમ નથી, પરંતુ ઉકરડામાંજ ખુણેખાચરે પડી રહે તેવું છે. બજારમાં પોતાની કિંમત કરાવવા તે માગતું નથી. " માધવલાલે કહ્યું.

" ભાઇ માધવલાલ ! તને નહીં પહોંચાય. તું એવા વિલક્ષણ પ્રકા-

રતો અને ગંભીર માણસ છે કે મુદ્દાની બાબત જણાવતા પહેલાં તો સાંભળનારને તળે ઉપર કરી નાખે છે હવે કહે તો ખરો કે તારૂં જવાહિર કયાં અને કેવું છે?" કુંદનલાલે હસતાં હસતાં કહ્યું.

"હયો, ત્યારે સાંભળો. મારો એક મિત્ર છે. બિચારો! એવો ભલો અને એવો ભોળો! એવો શાન્ત અને એવો જ્ઞાની! હું શું કહું—"

"અરે ભાઇ, બધું રહેવાદે ને હવે તારી વાત કહેને!" કુંદનલાલ ઉતાવળો થયો.

"અરે એમના બાબુજીના ગુણ તો એમને ગાવા દો." કેશરવચ્ચે પુરાઇ.

"ના. ના. બ્હેન! આ બાબુના ગુણ નથી. બાબુને તો તમે ઓળખો છો, પણ આ તો એક મહાત્માના શિષ્ય છે. તેનો સ્વભાવ અને તેનું વર્તન તો કંઇ જુદાજ પ્રકારનું છે. હાલ તે મારે ત્યાં રહે છે. પણ હું હવે શ્રીકાન્ત બાબુસાથે એમના ધંધામાં જોડાવાનો હોવાથી તેમને અપને ત્યાં રહેવાની ગોઠવણ કરવાની છે." માધવલાલે ખુલાસો કરતાં કહ્યું.

"ઘણીજ ખુશીથી. આજેજ તેડી લાવો. આટલા દીવસથી તમારે ત્યાં છે તો અમને જણાવ્યું પણ નહીં!" કેશર બોલી.

"ભઇ! આવો એકલપેટોજ કે!" કુંદનલાલ બોલ્યા.

"મહાત્માના શિષ્ય" એ શબ્દ સાંભળી ચન્દ્રિકા સ્તબ્ધ અને શાંતચિત્તે સાંભળ્યા કરતી હતી. તે હજી પણ કાંઇક વધુ સાંભળવાની આશાએ ચુપકી પકડી બેસી રહી હતી. તેના મનમાં તરંગો આવવા

લાગ્યા કે રખેને આજ એ માણસ હોય ! શું મારી આશા સફળ થશે ? પ્રભુકૃપા હોય અને મારૂં ધારવું ખરૂં પડે તો કેવું સારૂં ! હજી આવા વિચારોમાં તે નિમગ્ન હતી, તેટલામાં કેશર તેના તરફ જોઇ બોલીઃ—" કેમ બ્હેન ! આ જવાહિરની પરિક્ષા કરવામાં શું થાઇ ગયાં છો કે શું ! "

" લાગેછે તો એમજ. " કુંદનલાલે ટાપશી પુરી.

એટલામાં શ્રીકાન્ત અને રમાનાથ આવી પહોંચ્યા. કુંદનલાલે તેમને જોતાં કેશરને અંદરના ભાગમાં જવા આજ્ઞા કરી. કેશર ચન્દ્રિકાને લઇને ગઇ. ચન્દ્રિકાનું શરીર બીજા ઓરડામાં ગયું પણ જીવ રમાનાથને જોવા ત્યાંજ ભમવા લાગ્યો. મર્યાદા છોડી બહારના ઓરડામાં તો ન અવાયું પરંતુ તેમની વાતચીત અને શબ્દો સાંભળવાને તેનું મન તલપાપડ થઈ રહ્યું, અને તેથી તેમની વાતચીત સંભળાય તેમ બારણાની પાછળ ભરાઇને બેઠી. શ્રીકાન્ત તથા રમાનાથને આદર પૂર્વક આસન આપ્યા પછી માધવલાલે રમાનાથની ઓળખાણ કરાવી. રમાનાથનો ભવ્ય ચ્હેરો, તેના હૃદયની શાન્તિ વિગેરે જોતાં કુંદનલાલને પણ તેના વિશે ઘણો સારો અભિપ્રાય બંધાયો. આપણે જણાવવું જોઇએ કે માધવલાલને ત્યાં રહેવા છતાં રમાનાથે પોતાના પોષાક વિગેરેમા ફેરફાર કરેલો નહોતો. જે પોષાક અને જે સ્થિતિમાં આપણે તેને સ્નેહશૃંગપર જોયો હતો તેજ સ્થિતિમાં અને તેજ પોષાકમાં આજ તે કુંદનલાલને ત્યાં પણ હતો. હવે વાતની શરૂઆત થઇ.

" અમારાં સદ્ભાગ્યે આજે આપ જેવા મહાપુરૂષનાં દર્શન અમને થયાં. " કુંદનલાલ બોલ્યા.

" શિવ ! શિવ !! શિવ !!! મહાપુરૂષ કોણ અને કયાં છે ? આપણે તો સર્વ બન્ધુ છીએ અને એકજ માતા પિતાનાં બાળક છીએ." રમાનાથે હાસ્યયુકત પ્રત્યુત્તર આપ્યો.

" સત્ય છે, પરંતુ અમે આ માયામાં ફસાઇ ચારે બાજુએથી જાળમાં સપડાયલા છીએ, જ્યારે આપ અલિપ્ત દશામાં છો; એટલે અમારા કરતાં ઉચ્ચ સ્થિતિમાં તો ખરાજને ?" કુંદનલાલે પ્રશ્ન કર્યો.

" આપની દ્રષ્ટિમાં તેમ હશે, પરંતુ મારી દ્રષ્ટિમાં તો તેથી ઉલટુંજ છે. આપનો આ આશ્રમ કાંઇ અધમ નથી; આ આશ્રમવડે તો આપણા બાકીના ત્રણ આશ્રમો ટકી રહેલા છે. સૃષ્ટિક્રમના નેતાઓમાં મુખ્ય ગણાતા ભગવાન મનુમહારાજે જે ચતુર્વિધ આશ્રમની યોજના કરી છે તે નિરર્થક તેમજ તેમાંનો કોઇ પણ આશ્રમ અધમતો નહીંજ હોય. પરંતુ આપણે તેનો હેતુ પૂર્ણપણે સમજી શકતા ન હોવાથી આપણને કાંઇક વિરોધાભાસ થાય છે. પરંતુ સત્ય રીતે તો ત્રણે આશ્રમ આ ગૃહસ્થાશ્રમને અવલંબીનેજ રહેલા છે. ગૃહસ્થાશ્રમ કરવો એટલે માયામાં વેષ્ઠિત થઇ, ઇંદ્રિયોના સુખમાં લીન થવું તે નથી; કાચા હૃદયનાની કસોટી માટે તત્પર રહેતા ષડરિપુને આધિન થઇ પોતાની સત્ય મિલ્કત ગુમાવવાની નથી, પરંતુ ચારે આશ્રમના તત્વ રૂપ અને જે સત્ય છે તે ગૃહણુ કરવાનું છે." રમાનાથના ખુલાસામાં કુંદનલાલને કાંઇક નવિન જણાયું, તેના હૃદય પર કાંઇક પ્રકાશ પડયો, અને રમાનાથ માટે તેને ઉચ્ચ પ્રકારનો ભાવ ઉત્પન્ન થયો. એટલામાં હાલની નવિન રૂઢી મુજબ, ભટે ચ્હાના પ્યાલા ટેબલ પર મુકયા. ચન્દ્રિકાની સ્થિતિ તો રમાનાથના શબ્દો સાંભળી વિલક્ષણજ થઇ પડી હતી.

પરંતુ હજુ સુધી તે તેના મુખનું પૂર્ણપણે અવલોકન કરી શકી નહોતી, તથાપિ રમાનાથના શબ્દોમાં તેને કાંઇક જાદુ ભર્યું હોય તેમ લાગ્યું. રમાનાથના શબ્દો સાંભળવાને ઉત્સુક થઇ. ચ્હા પીધા પછી કુંદનલાલે પાન બનાવીને આપ્યું. રમાનાથે પાન ન લેતાં ફક્ત સોપારીજ લીધી; એટલે કુંદનલાલે પુછયુઃ—

" કેમ આપ પાન નથી ખાતા ?"

" ના જી. અમને પાન ખાવાને પ્રતિબંધ છે. બ્રહ્મચર્ય પાળનારે આહાર વિહાર તેમજ વસ્ત્રાલંકારમાં ઘણાજ નિયમ પાળવાના છે. બ્રહ્મચર્યાશ્રમમાં રહેવાનો ડોળ કરીએ અને તેના નિયમોનું ઉલ્લંઘન કરીએ તો પછી અમારા જેવો પાપપુરિત બીજો કોણ ?" રમાનાથે પ્રત્યુત્તર વાળ્યો.

આપ્રમાણે વિનોદ ચાલતો હતો એટલામાં મી૦ મોરારજી ત્યાં આવી પહોંચ્યા. કુંદનલાલે રમાનાથ તથા શ્રીકાન્ત બન્નેનુ ઓળખાણ કરાવ્યું. કેશર તથા ચન્દ્રિકા અંદરના ભાગમાં હતાં. ચન્દ્રિકાને રમાનાથ વિષે કાંઇક પુછવાની જીજ્ઞાસા થઇ તેથી કેશરે માધવલાલને અંદર બોલાવ્યો. માધવલાલે રમાનાથ વિષે પોતે જાણતો હતો તે કહ્યું, જે ઉપરથી ચન્દ્રિકાના રમાનાથ તરફના પુજ્યભાવમાં વૃદ્ધિ થઇ. આ તરફ મોરારજીએ વાત શરૂ કરી.

" આપતો સમર્થ ગુરૂના શિષ્ય છો એટલે આપને કાંઇ અજાણ્યુ નથી." મોરારજીએ નમ્રભાવ દર્શાવતાં કહ્યું. " પરંતુ મને આપણા ગૃહસ્થાશ્રમના બંધારણ વિષે શંકા ઉત્પન્ન થાય છે, અને તેમાં કદી

મારી ભુલ થતી હોય તો હું પ્રથમથીજ આપની ક્ષમા માગી લઉં છું."

"કહો. શું છે?" રમાનાથે પુછ્યું.

"આપણામાં પરંપરાથી જે રીતરિવાજો ચાલ્યા આવે છે. તેમાં સુધારો અને ફાયદાને બદલે કાંઇક જુદુજ રૂપ માલુમ પડે છે. ત્યારે એ રીવાજ શા હેતુથી કાઢ્યા હશે, અને તેથી શું શું ફાયદા હશે?" મોરારજીએ પુછ્યું.

"શિવ શિવ કરો. સર્વ શુભને માટેજ છે, સર્વ શ્રેયને માટેજ છે, અન્યથા કાંઇજ નથી." રમાનાથ આ બોલતો હતો તે વખતે માધવલાલે જોયું કે મોરારજી શેઠે જરા મ્હોં મચકોડયું. માધવલાલ સમજી ગયો પણ તે વખતે કાંઇ બોલ્યો નહિં. રમાનાથે ચાલુજ રાખ્યું.

"સૃષ્ટિનેતાઓએ સૃષ્ટિક્રમના બ્રહ્મચર્યાદિના જે જે સિદ્ધાંતો અને તે ઉપરથી જે જે નિયમો ઘડયા છે, તે સર્વ સમાજ હિતાર્થે અને પૂર્ણ દીર્ઘદ્રષ્ટિથી જ ઘડેલા છે. પરંતુ તેનો ઉદ્દેશ, તેનું ધોરણ અને તેની આવશ્યક્તા આપણે સમજી શકતા નથી, તેથીજ આપણને તે કેટલીક વખતે નિરર્થક અને હાનિકારક માલુમ પડે છે. શરૂઆતથીજ આપણે જુઓને. પ્રથમ બાળકના જન્મથીજ ષોડશ (સોળ) સંસ્કારની રૂઢી લઇએ તો તેમાં પણ કેવી કેવી ક્રિયા કરવી પડે છે તથા ફળ મળે છે! અત્યારે તે સર્વેનું વિવેચન કરવા બેસીયે તો ઘણુંજ લંબાણ થઇ જાય માટે બીજી વખતે વળી આપણે એ વિષય ચર્ચીશું. તે સંસ્કાર તો ઠીક, પરંતુ સામાન્ય રીતે આપણા વ્યવહારમાં જે જે સાદા નિયમો કે જેને આપણે આવશ્યક કે ધ્યાન આપવા જેવા પણ

અણુતા નથી, તેમાં પણ કેટલું રહસ્ય સમાયલું છે તે પણ જાણવું જરૂરનું છે, આપણું પ્રત્યેક કાર્ય અને પ્રત્યેક રિવાજ પણ એવાંજ સત્યો અને રહસ્યોથી ભરપૂર છે. પરંતુ સત્યસ્વરૂપ અને સત્યાર્થના જ્ઞાનના અભાવે આપણને તેમાં વિપરીતતા ભાસે છે; અને તેથી એવા અપૂર્ણ વિચારોથી દોરાઇ આપણે પ્રાચીન રૂઢીઓનો ધ્વંસ કરી નવિન રૂઢીઓ દાખલ કરીએ છીએ અને કેટલાકો હાલના પ્રચલિત રીત રિવાજો કાઢી નાખી અસલના રિવાજોનું અનુકરણ કરતાં 'લાલીને બદલે વ્હાલી' પરણાવી દે છે, અને વૈદ્યને બોલાવવાના એક કામમાં નનામી ( ઠાઠડી ) લઇ આવવા જેવાં બીજાં સત્તર કામો કરી બેસે છે. અને તેથી આખરે અધમતાને પ્રાપ્ત થાય છે; માટે જ્યાં સુધી પ્રાચીન રૂઢી રિવાજોનો ઉદ્દેશ અને તેની આવશ્યકતાનું આપણે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત ન કરી શકીએ, ત્યાંસુધી અર્વાચીન રૂઢીઓને અનુસરવુંજ જોઇએ—"

રમાનાથ હજી આગળ બોલવા જતો હતો એટલામાં મોરારજી શેઠને કોઇ મળવા આવવાથી મોરારજી બહાર દીવાનખાનામાં ગયા, અને તે વાત એટલેથી બંધ પડી. શ્રીકાન્ત તથા માધવલાલ, કુંદનલાલને રમાનાથ વિષે ભલામણ કરી ત્યાંથી ઉઠયા. કુંદનલાલે પણ મોરારજી શેઠની અનુમતિથી પોતાની બાજુની રૂમ રમાનાથના નિવાસસ્થાન તરીકે નિશ્ચિત કરી.

———:૦:———

# પ્રકરણ ૯ મું.

## કાળ રાત્રિએ કાળાં કૃત્ય.

" કાળા -કૃષ્ણ રાત્રિ ! કૃષ્ણ કૃત્યો કરનારા કુકર્મી, કૃષ્ણ હૃદયી રાક્ષસોની માતા ! તારા ગર્ભમાં-તારા હૃદયમાં કૃષ્ણતા વિના અન્ય શું હોય ? એ તો ફક્ત ' કૃષ્ણ ' જ અંગે કૃષ્ણ હોવા છતાં હિંસ્રતાથી ભરપૂર છે "

અમાવાસ્યાની કાળિ રાત્રિ ચારે તરફ પોતાનું સામ્રાજ્ય ફેલાવી રહી હતી. આખા દિવસના પરિશ્રમ વડે શ્રમિત થઇ ગયેલા જીવો નિરાંતે વિશ્રાન્તિ લેતા હતા. સર્વ સ્થળે શાન્તિ પ્રસરી રહી હતી. ફક્ત કોઇ કોઇ સમયે કુતરાં, શિયાળ કે ઘુવડના કર્કશ શબ્દોજ તેનો ભંગ કરતા હતા. સૃષ્ટિના જીવોના હૃદયમાં રહેલા અજ્ઞાન રૂપ અંધકારને આ કૃષ્ણ રાત્રિનો અંધકાર વિશેષ બલવત્તર બનાવતો હતો. રાત્રિની સર્વદાની સાથી નિદ્રાદેવી રાત્રિની કૃપાવડે સર્વત્ર અધિકાર ચલાવતી હતી, તેમાં માત્ર યોગી, પવિત્ર હૃદયી અને કૃષ્ણ હૃદયી મનુષ્યોજ નિદ્રાદેવીની અવજ્ઞા કરતાં હતાં. અત્યારે પણ મોરારજી શેઠના બંગલામાં રમાનાથ અને ચંદ્રિકા જાગૃત હતાં જ્યારે મહાલક્ષ્મી તરફના ભાગમાં કેટલાંક મનુષ્યો જાગૃત થઇ કૃષ્ણકૃત્યમાં પ્રવૃત્ત થયાં હતાં.

સામાન્ય રીતેજ રાત્રિનો અંધકાર હૃદયને બીતિ ઉપજાવે છે. તેમાં પણ મહાલક્ષ્મીજેવા એકાંત અને નિર્જન સ્થળમાં અમાવાસ્યાની કૃષ્ણ-રાત્રિમાં કોનું હૃદય બીતિથી ન કંપે? આવા ભયાનક નિર્જન સ્થળમાં એક વ્યકિત કાળા કપડાથી આચ્છાદિત થઇ ઉતાવળે પગે, કોઇના પણ ડરવિના મહાલક્ષ્મી તરફના દરિયા કિનારાપરથી કોઇ અગત્યના કામ માટે જતી હોય તેમ ચાલી જતી હતી. આવી રીતે દશેક મીનીટ રસ્તો કાપ્યા બાદ તેણે કિનારો છોડી આગળ આવેલી ઝાડીમાં પ્રવેશ કર્યો અને એક વડના ઝાડ પાસે આવીને ઉભી. વડના ઝાડ પાસે ઉભા રહી ચારે બાજુએ નજર કરી પછી તેના થડના પોલમાં તેણે પ્રવેશ કર્યો.

પ્રિયવાંચક! સજ્જન વા દુર્જન ગમે તે હો, પરંતુ કોઇનાં છિદ્ર જોવાં—તેમનાં કાળાં કૃત્યો જોવાં, એ યોગ્ય નથી. પરંતુ દુષ્કૃતિ કરતાં મનુષ્યોને સુધારવાનું કામ તે છિદ્રો જોયા વિના થઇ શકે નહિં. માટે આપણે પણ તે વ્યકિતની પાછળ પાછળ જઇએ.

પોલમાં પ્રવેશ કરી થોડેક નીચે જતાં ત્યાં આગળ કોઇ ભોંયરાના મુખદ્વારનો સંબંધ જણાતો હતો. તે વ્યકિત ત્યાં સ્થંભી અને બાજુમાં આવેલા પથ્થરપર બેસી જોરથી ભોંયમાં લાત મારી એટલે તે જગ્યાનો પથ્થર ખસી જઇ ત્યાં ઉતરવાને પગથીયાં જણાયાં; અને બત્તી વિગેરેનો પ્રકાશ પણ માલુમ પડયો. કેટલાંક પગથીયાં ઉતરી બેચાર ખંડ ઓળંગી તે વ્યકિત આખરે એક મોટા ઓરડા આગળ આવી પહોંચી. તે ઓરડાનું બારણું બંધ હતું, પરંતુ તેની ફાટમાંથી ઘણોજ પ્રકાશ બહાર પડતો હતો. આ આવનાર વ્યકિતએ બારણા ઉપર ત્રણ ટકોરા માર્યા

એટલે બારણું ઉઘાડવામાં આવ્યું અને વ્યકિત તે ઓરડામાં દાખલ થઇ આ ઓરડામાં વચ્ચોવચ્ચ એક આરસનું મોટું ટેબલ ગોઠવ્યું હતું. તેની આસપાસ છ ખુરસી પડેલી હતી. અત્યારે તેમાંની પાંચ ઉપર પાંચ વ્યકિતઓ, નવી આવનાર વ્યકિત જેવાંજ વસ્ત્રોથી સજ્જ થઇ બેઠી હતી. ઓરડામાં એક બાજુએ એક પલંગ પડેલો હતો, બીજી બાજુ એક કબાટમાં ચોપડીઓ મુકેલી હતી, તેમજ બીજો સામાન્ય ફરનીચર પણ હતો. ટેબલપર એક સ્પીરીટનો દીવો, લાખ, સીક્કો, ખડીઓ, હોલ્ડર તેમજ કેટલાક કોરા અને લખેલા કાગળો પડેલા હતા. નવી આવનાર વ્યકિત એક ખુરસીપર બેસતાં કામ શરૂ થયું

પ્રથમ એક વ્યક્તિએ ટેબલપરના કાગળોમાંથી એક કાગળ લઇ પોતે વાંચ્યો અને પાછળથી આવનાર વ્યક્તિને આપ્યો તેના જવાબમાં તેણે બીજા એક ટુકડાપર કાંઇક લખીને આપ્યું. પાંચે જણે તે વાંચ્યું અને એક બીજાના મોઢા સામું જોઇ રહી પણ એકપણ ઉચ્ચાર કર્યો નહિ; પરંતુ તેમની મુખમુદ્રાપરથી કાંઇક ક્રોધ અને કાંઇક આશ્ચર્યનો ભાસ થતો હતો. છેવટે બધી વ્યકિતઓએ હકારમાં ડોકું હલાવ્યું એટલે પાછળથી આવનારે એક મોટા કોરા કાગળપર કાંઇક લખ્યું અને તે ઉપર પોતે સહી કરી, પાંચેજણની સહી લીધી; અને એક કવરમાં મુકી તેના ઉપર પાંચે જણની સીલ કરાવી તે કવર તે વ્યક્તિએ પોતાના ખીસ્સામાં મુક્યું. પછી પરસ્પર સેકહેન્ડ કરી તેમાંથી ચારજણ વિદાય થયા. હવે નવી આવનાર વ્યક્તિ અને પેલી પાંચમાંની એક, એમ બે વ્યક્તિઓ તે ઓરડામાં રહી, ચારે જણના ગયા પછી બન્ને વ્યક્તિએ એ પોતાના મોઢા ઉપરના બુરખા તથા ઉપરનું વસ્ત્ર કાઢી નાખ્યું. પ્રિય વાંચક!

તને આશ્ચર્ય થશે કે આ બે વ્યક્તિઓ તે બીજું કોઇ નહી પરંતુ રામરાવ અને કમલાબાઇ હતાં. અત્યાર સુધીનું કાર્ય મૌન્ય પણે થયું હતું, પરંતુ હવે સ્વાંગ બદલતાં કાર્યક્રમ બદલાયો. રામરાવ એક આરામ ખુરશીપર બેસતાં બોલ્યો:—

" કમલા! તારે માટે હું કેટલું કરૂ છું? બારીસ્ટર, નરોત્તમ, ઇબ્રાહિમ, એદલજી, એ બધાની નામરજી છતાં તને બધામાં મુખ્ય સ્થાપી; અને સાઠ લાખનો વારસો તને આપવા માટે પણ મહેનત કરૂં છું—અરે! સમજને કે તને મળી પણ ચુકયો, છતાં હજી તું મારાથી અતડીજ રહે છે."

" રામરાવ એમ ન બોલો. તમે મને અન્યાય કરો છો." કમળાએ કાલાવાલા કરતાં કહ્યું. " તમે મારે માટે જે કંઇ કરો છો તે હું સારી રીતે સમજુ છું. અને તેથીજ હું અત્યાર સુધી તમારા કહેવા પ્રમાણે વર્તી છું."

" ત્યારે હવે ફકત તું મારો એકજ હુકમ માન અને પછી જોઇ લે કે તું કેવી સુખી થાય છે!"

" કહો શું હુકમ છે?" કમલાએ રામરાવ તરફ જોઇ પુછયું. કમલાએ આ પ્રશ્ન સાંભળી રામરાવને હિંમત આવી, તે ઉભો થયો અને કમલાનો હાથ પકડી કહેવા લાગ્યો:—

" જો કમળા, તું જાણે છે કે મારૂં દુનિયામાં કોઇ નથી. સ્ત્રી પુત્ર, કુટુંબ કાંઇજ નથી. જેમાં ગણું તેમાં તુંજ છે. આ સાઠ લાખ ઉપરાંત મારી જે કાંઇ મિલ્કત છે તે પણ સર્વ તારીજ છે. વળી આપણે જે ધંધો લઇ બેઠાં છીએ તેમાંથી મળતું દ્રવ્ય પણ તારૂંજ

છે. મેં તને નાનપણથી મારે ત્યાં રાખી છે અને અત્યારસુધી તારૂં ખર્ચ પણ ઉઠાવતો આવ્યો છું. શું તે બધું વગર આશાએ ? તને ભીખારીના ટોળામાં રખડતી જોઇ તે દહાડેજ તારૂં મલિન પણ લાવણ્યવાન મુખ જોઇ મારા હૃદયમાં આશાનાં બીજ રોપાયાં હતાં. તને આશ્રય આપી ઘરમાં રાખી અને જ્યારે તુ તેર ચૌદ વર્ષની થઇ ત્યારે હૃદયમાના આશાવૃક્ષપર ફૂલ આવવાનો સમય થઇ ચુક્યો હતો. હવે તું પૂર્ણ યુવામાં આવી છે. તારાં સુકોમલ ખીલેતાં અંગોથી મારૂં મન ઉદ્વેગયુક્ત રહે છે. સત્ય કહું તો બીજાઓ તરફની તારી સહજ દૃષ્ટિ પણ હવે મને ઇર્ષ્યાખોર બનાવી મુક છે, તારી લચકતી ચાલ મારા મનને દિવાના હાથીની મ ફક મસ્ત બનાવી મુકેછે. તારી ભરાઉ અને પરસ્પર ઘસાતી જાંઘ, તારાં ઉન્નત ઉરજ અને નાજુક પણ ભરાઉ અંગ મારાં નેત્રને બાળી મુકે છે. કમલા ! કમલા !! હું તારા સ્મરણ માત્રથીજ દીવાનો બની જાઉં છુ." રામરાવે કમલાને ખેંચી ખુરશીપર બેસાડતાં કહ્યું

"દિવાના થાઓછો ? દીવાના થાઓ એતો સારૂં નહિં. પોલીસમાં ખબર આપી થાણે મોકલવા પડશે." કમળાએ વાત ઉડાવવા માંડી.

"તને ફાવે તો થાણે મોકલ અગર તને ફાવે તો ટેવીડ સાસુનના દીવાનાખાનામાં મોકલ. તને મશ્કરી સુઝે છે અને મારો તો જીવ જાય છે. બોલ કમળા ! શું તું મને ટવળાવ્યાજ કરીશ ?" રામરાવે નિરાશ થતાં કહ્યું.

"ખરેખરજ દીવાના દેખાઓ છો. હું તમારીજ છું. વળી હવે શું બાકી છે !" કમળાએ કહ્યું.

"શું બાકી છે? બધુંય બાકી છે. મારી પાસે રહે છે, મારૂં કહ્યું કરે છે, એ બધું ખરૂં. પરંતુ તારૂં હૃદય મારા કબજામાં છે?"

"તે તો મારા કબજામંય નથી તો તમારા કબજામાં કયાંથી આવે?" કમળાએ પ્રત્યુત્તર આપ્યો.

રામરાવને કમળાની નિષ્ઠુરતા ઉપર ઘણું લાગ્યું. તે ઉભો થઇ આમ તેમ આંટા મારવા લાગ્યો. કમલા તો જાણે કાંઇ બન્યું ન હોય તેમ શાન્તિથી ખુરશીપર પડી પડી હાથમાં પેન્સીલ લઇ કાગળપર કાંઇક લખતી, તો કાંઇક ચેષ્ટા કરતી હતી. રામરાવને ચેન ન પડયું શું કરવું તે વિચારમાં અને વિચારમાં પલંગપર પડયો. અને આંખો મીંચી પોતાના મનોરાજ્યમાં કમલાને વશ કરવાનું તંત્ર ગોઠવવા લાગ્યો. કમલા કોને ચ્હાતી હતી તે અધાપિ કોઇ જાણતું નહોતું. તેમ કમલા પોતે કોણ હતી તેની કમલાને પોતાને કે બીજા કોઇને પણ ખબર નહોતી, કમલા પણ હવે નિશ્ચેષ્ટ થઇ રામરાવનાં કૃત્યોનો વિચાર કરવા લાગી. વચ્ચે વચ્ચે કાંઇ લખતી અને વળી શાન્ત પડી રહેતી રાત્રિની સાથી નિદ્રાદેવીએ પોતાનું જોર કમલા ઉપર ચલાવ્યું અને તે નિદ્રાવશ થઇ. આડધા એક કલાક પછી રામરાવ ઉઠયો અને કમલા પાસે આવ્યો.

કમલા આ વખતે પૂર્ણ નિદ્રામાં હતી. તેનાં મસ્ત અંગો તેનાં અસ્તવ્યસ્ત કપડામાંથી અર્ધખુલ્લાં અર્ધ ઢંકાયલાં નજરે પડતાં હતાં. તેના માથાના કાળા ગુચ્છાદાર વાળ વિખરાઇ તેના કપાળ ઉપર આમ તેમ ઉડતા હતા. મુખ ઉપરની લાલીમાં નાકની નથનીના પ્રકાશવડે થતા ચળકાટથી કાંઇ જુદાજ પ્રકારનો દેખાવ થઇ પડયો હતો. ગળામાંનો હાર સહેજ ડગતો રહેલો હોવાથી જાગે ને તેનાં યૌવનમસ્ત અં-

ગોને સ્પર્શ કરવા તલપી રહ્યો હોય તેમ જણાતો હતો. ટુંકમાં તેનાં ભરાઉ અને સુંદર અંગો જોતાં ગમે તેવો મનુષ્ય પણ 'એક વખત તો વિકારવશ બની જાય; તો કામવિવશ રામરાવનું તો પુછવુંજ શું! ઘણા સમયથી પ્રજ્વલિત થઇ રહેલો કામાગ્નિ આ અંગોનું નિરીક્ષણ કરતાં ભડકારૂપે દશ્ય થયો, તેના અંગમાં જડતા ફેલાઇ ગઇ, તેના પગ ઉપડી ન શક્યા, અને તેનાં નેત્રો કમળાના મુખસંદર્યનું પાન કરતાં સ્થિર રહ્યાં હતાં. તેના મનમાં વિવિધ તરંગો ઉદ્ભવવા લાગ્યા. 'અરેરે! શું આવું રમણી રત્ન મારા નસીબમાં નહીં હોય? આવી સ્વરૂપવાન અને તરૂણ યુવતીના યૌવનનું સુખ શું મારા ભાગ્યમાં નહીં હોય? મારા ઉછેરેલા વૃક્ષનું ફળ શું બીજું કોઇ ચાખશે? ના, ના. આજેજ હું એનો ઉપભોગ કરીશ. આજેજ મારી હૃદય જીજ્ઞાસા તૃપ્ત કરીશ.' એમ વિચાર કરતો કમલાની છેક નજીક આવ્યો અને તેના અધરોષ્ટનું ચુંબન કરવા સહજ નીચો વળ્યો. પરંતુ વળી તેનું હૃદય ધડકવા લાગ્યું. તેને શંકા થઇ કે 'રખે કમળા જાગી જાય અને ક્રોધવશ થઈ અપમાન કરે!' તે પાછો હઠયો અને વળી ઉભો રહ્યો, અને વિચારો ઉપર વિચાર આવવા લાગ્યા. એક બાજુએથી બહાર જણાવાતો પુત્રીપ્રેમ અને એક બાજુએથી હૃદયમાં બળતો કામાગ્નિ, એમ બન્નેનું દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. ઘડીમાં એક પક્ષ તો ઘડીમાં બીજો પક્ષ વિજય મેળવતો. એમ કરતાં છેવટે વિકારવશ ચિત્ત કામને વશ થયું અને રામરાવે અધમતાનુ દર્શન કરાવવાની શરૂઆત કરી. કમલાતો હજી નિદ્રામાં જ હતી. રામરાવ નીચો વળ્યો અને કમળાના પ્રસ્વેદથી ભીના થયેલા ગાલ ઉપર ધીમેથી ચુંબન કર્યું.

અત્યાર સુધી કમળા હમેશાં શાન્ત અને નમ્રભાવે રામરાવ સાથે વર્તતી હતી. તેથી તેનું ક્રોધયુક્ત કાળીકા જેવું ઉગ્ર સ્વરૂપ તેની જાણમાં નહોતુ. આજે તેને તેનો અનુભવ થયો. રામરાવના મુખનો સ્પર્શ થતાં જ તે જાગી ઉઠી અને ક્રોધયુક્ત રક્તનેત્ર અગ્નિ વર્ષાવતી એક સિંહણની માફક કુદી અને ચંડિકા જેવું વિકાળ સ્વરૂપ ધારણ કરી રામરાવની સુખ શાન્તિનું પાન કરવા લાગી. તેનો શ્વાસ પૂર્ણ જોરથી ચાલવા લાગ્યો, તેની છાતી ધણા જોરથી ધડકવા લાગી, અનેઆખું અંગ ક્રોધથી થરથરવા લાગ્યું.

રામરાવે જે સુખની આશા રાખી હતી તેના નાશનું મૂળ આજે તેને રોપાયલું જણાયું. રામરાવ તો ગભરાટનો માર્યો ખુરસી ઉપર બેસી ગયો શું કરવું અને શું બોલવું તે તેને ન સુઝયું છેવટે કાલિકા જેવી ઉગ્ર સ્વરૂપી કમળા બોલી:—

“ રામરાવ ! અત્યાર સુધીમાં પણ તું મને ઓળખી નજ શક્યો. તું એક કુતરા માફક જ્યાં ત્યાં ભટકતો ફરનાર મારા હૃદયને શી રીતે ઓળખી શકે ? હું કાંઇ તારા પ્રેમમાં કે તારા દ્રવ્યમાં લોભાઇ મારૂં જીવન ધુળમાં નાંખું તેમ નથી. દુષ્ટ ! પાપી રામરાવ ! શું તું મને તારા જેવીજ પાતકી સમજે છે ? હા ખરેખર ! તારા કાવાદાવામાં અત્યાર સુધી હું તને મદદ આપતી રહેવાથી તું એમ સમજ્યો હોઇશ. પરંતુ તેમાં તારી ભુલ છે. તું સર્વત્ર કપટ, પાપ, વ્યભિચાર અને વિશ્વાસધાત સિવાય કાંઇજ જોતો નથી જરા સમજ ! તારી પુત્રી જેવી કમલા ઉપર તું કુદ્રષ્ટિ કરે છે ? તારા એક કલાક પહેલાંના શબ્દો હસી કાઢવાની મારી ભલમનસાઇનો તેં આ લાભ લીધો ? પાપી, તારી—”

કમળાને આગળ બોલતાં અટકાવી ગભરાયલો રામરાવ બોલ્યો:—"કમળા ! કમળા ! માફ કર. હું ભુલ્યો." જાણે પોતે નિશામાં હોય અને તેથી આ કાર્ય થઇ ગયું હોય તેમ ઢોંગ જણાવતાં કમળાને મનાવવા રામરાવે વધાર્યું. "કમળા ! તારાપર કુદ્દષ્ટિ ! અને તે હું કરૂં ? નોનસેન્સ. ખરૂં છે કે મનુષ્ય નિશામાં હોય છે ત્યારે વખને એવું વર્તન થઇ જાય છે. પણ તેમાં મારો શો દોષ ? તારારૂપે—તારા યૌવને મને તેમ કરવા પ્રેર્યો હું ભુલ્યો. હવે તારી માફી માગું છું. કમલા, તને સુખી કરવાનો મારો ઇરાદો હું છોડનાર નથી; અને તેથીજ આજના લખતપર બધાની સહી લીધી છે. લે, તારીપાસે તે લખત રાખ. હવે હું જાઉં છું. મારી આજની ભુલ માટે તું ક્ષમા નહિં કરે ?"

રામરાવના શબ્દોએ ખરેખરી અસર તો ન કરી, પરંતુ કમલાએ ધર્યું કે હજી રામરાવની મારફત ઘણું કામ કરવાનું બાકી છે, માટે તેને મેળવી લેવો. તેથી તે બોલી:—"રામરાવ ! તારો ગુનો માફ થાય તેવો નથી. પરંતુ તારા પસ્તાવા માટે હું તે પ્રતિ હાલ અલક્ષ્ય કરૂં છું જા, અને હવેથી મારી પાસે આવતા પહેલાં મારી રજા માગવાનું ભુલીશ નહિં."

રામરાવ નીચેમોઢે ત્યાંથી નીકળ્યો. એના ગયા પછી પાંચેક મીનીટ-સુધી કમળા તેની પ છળ પાછળ જોઇ રહી. ટેબલપરનું કવર હાથમાં લઇ આમ તેમ ફેરવવા લાગી અને હા હા કરી હસતી હસતી બોલી:—"ગરીબ બિચારો ! સમજતો નથી કે આ કમળા તો તારા જેવા દશને સમજાવે તેવી છે. મારા આગળ તારૂં તે શું ગજું ? જાણતો નથી

કે માધવલાલને ફસાવવાનું બીડું ઝડપનાર કમળા તારાથી ઠગાશે?" વળી હસતી હસતી બોલી. "આ પણ ઠીક થયું. જે થાય છે તે સારાનેજ માટે હવે—"

હજી તે આગળ બોલતી હતી, એટલામાં તેને કાને નીચેના શબ્દો પડયાઃ—"ખરેખર! સ્ત્રીઓનાં હૃદય કઠોરજ હોય છે, અને તેનાં પણ અમાવાસ્યાની કૃષ્ણરાત્રિએ, કપટી અને કામી કુકર્મીઓની ટોળીનું અગ્રપદ ગૃહણ કરનારના કૃષ્ણ હૃદયનીતો વાતજ શી? સ્ત્રી ઉપર ઉપરથી ગમે તેવી જણાય પણ તેનું હૃદય તો તેજ જાણે."

પ્રિયવાંચક! આ બોલનાર કોણ?

---

# પ્રકરણ ૧૦ મું

## વિમળ હૃદયની વિમળતા.

"ભૂતોની નિશામાં ઉંઘવાનું ત્યાગતો જા,
ભૂતો ઉંઘે તેમાં સંયમી થઇ જાગતો જા;
ઇષ્ટનામ વ્હાલા નિત્ય હવે ભાખતો જા."

શ્રી. ઉ.

સુજ્ઞ વાંચક ! કમળાના હૃદયની ટકોર કરતાં બોલનાર મનુષ્ય કોણ હતો, તે જાણવાની તારી જીજ્ઞાસાને થોડીવાર શાન્ત રાખ; અને તે પહેલાં રમાનાથ શું કરે છે તે તરફ જરા નજર કર. આમાવાસ્યાની અંધારી કાળરાત્રિ પણ રમાનાથને મન તો પૂર્ણિમાના ચંદ્ર જેવી જ હતી. જેના હૃદયમાં વિમળત્વ પ્રકાશે છે, તેને સર્વત્ર વિમળતાજ ભાસે છે. દિવસનો પોતાનો કેટલોક સમય અન્યકાર્યોમાં જતો હોવાથી તે પોતાને પ્રાપ્ત જપ, તપાદિ ક્રિયા રાત્રિના જ કરતો હતો. આજે પણ તે સ્વસ્થ ચિત્તે પોતાનું કાર્ય પૂર્ણ કરી શ્રીસદ્‌ગુરૂના સ્મરણાંતે, ઇષ્ટ પ્રાર્થનામાં લીન થઇ સંગિતના આલાપ કરતો પોતાના દિવાનખાનામાં બેઠો હતો. મોરારજી શેઠ તથા કુંદનલાલે તેને કીર્તનાદિમાં અનુકુળતા કરી આંપવા માટે એક તંતુવાદ્ય પણ તેને આપ્યું હતું. રમાનાથે તંતુવાદ્ય હાથમાં લીધું, અને વચ્ચેના મોટા ટેબલ પર બેઠો. તેના કપાળમાંનુ ભસ્મનું ત્રિપુંડ્ર, ખભા ઉપરના છુટા કેશ, શ્વેત પહેરણ ઉપરની રૂદ્રાક્ષની માળા, એ સર્વ તેના હૃદયની નિર્મળતામાં અપૂર્વ વધારો કરતાં હતાં. હાથમાં તંતુ વાદ્ય લઇ તેણે તાર મેળવ્યા અને ધીમો ધીમો મૃદુ કોમળ સ્વરે આલાપ શરૂ કર્યો. રાત્રિની અપૂર્વ શાન્તિમાં યોગીજનોને ઇષ્ટસ્મરણથી અન્ય શું શાન્તિદાયક થાય ! બાજુના ઓરડામાં ચન્દ્રિકા પણ હમેશ માફક રમાનાથના દિવ્ય સંગિતની રાહ જોતી હોય તેમ શય્યાનો ત્યાગ કરી આમ તેમ આંટા મારતી હતી. જરા કાંઇ અવાજ સંભળાતાં ઉભી રહી કાન દઇ સાંભળતી હતી; અને વળી કાંઇ ન સંભળાતાં પાછી અધીરી બની આમતેમ ટહેલતી હતી. આ વખતની તેની દશા યંત્રથી ચાલતા પુતળા જેવી થઇ ગઇ હતી. રમાનાથને જ્યારે તેણે જોયો ત્યારે

પોતાના સ્વપ્ન-પુરૂષ જેવોજ તેને લાગ્યો હતો. તદુપરાંત જેમ જેમ તેના હ્રદયનો પરિચય પડતો ગયો તેમ તેમ તેની તે સંબંધી ખાત્રી થતી ગઇ હતી. જો કે આ બાબત તેણે કોઇને જણાવી નહોતી, છતાં ચતુર કેશર તે સમજી ગઇ હતી અને તેથી વારંવાર સમય મળતાં તે ચન્દ્રિકાના હ્રદયની પરિક્ષા કરવા ચુકતી નહિં.

આજે પણ કેશર પોતાના ઓરડા જાગતી હતી. રમાનાથે સારંગીના સુર છેડતાં શરૂ કર્યું:--

( ૨. કાનડો )

મન સરલ સુખદ પથ સ્હાજે ( ૨ ),
માયિક બહુ વિધ બંધન દહેતાં,
હ્રદય ઉલ્હાસે ગાજે— મન.
નિઃસંગી નિઃસ્વાર્થી પ્રેમે, વિશ્વ કુટુંબી થાજે;
સત્યસાર ગ્રહી વિશ્વ સકલનો, આત્મરતિમાં ન્હાજે--મન.
ષડ રિપુને સન્મિત્ર કરી લઇ, ઇશ ચરણ પદ સ્હાજે,
આત્મ ઉપાસ્ય અભિન્ન ગ્રહી, વિભુ! અક્ષય પદમાં સુહાજે--મન.

* * * *

ધીમે ધીમે ગાન બંધ થયું. ગાનારનું હ્રદય ઉદ્દગારદ્વારા બહાર પડયું અને કર્ણેન્દ્રિયદ્વારા વંચાયુ. ગાનના અક્ષરે અક્ષર ચન્દ્રિકાને શિક્ષણ રૂપ થઇ પડયા. હમેશના શબ્દો કરતાં આજ તેના પર કાંઇ જુદીજ અસર થઇ. તેના માયિક પ્રેમનો નાશ થઇ ગયો અને દિવ્ય

પ્રેમજ્યોતિ પ્રજવલિત થઈ ગઇ. જેમ સરસ્વતિચંદ્રના "અલક બ્હેન ! હું તો તમારો ભાઇ થાઉં હો !" એ શબ્દોએ અલક-કીશોરીની ધારણાને ઉંધી વાળી દીધી હતી તેમ રમાનાથના આજના ગાને પણ ચન્દ્રિકાના હૃદયપર જુદોજ પ્રકાશ પાડ્યો. સત્ય શું છે અને અસત્ય શું છે તે જાણવા તેની જીજ્ઞાસા ઉદ્દ્ભવી. તેના પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ ફેરવાઇ ગયું અને તે આવેશમાં આવી જાણે તે ગાનના પ્રત્યુત્તરમાં કહેતી હોય તેમ ગાવા લાગી:—

( શું કહું કથની મારી—એ રાગ )

(હું તો) ભુલી ભરૂંસે ભારી આજ, ભુલી ભરૂંસે ભારી.
મમ શુદ્ધ બુદ્ધ સર્વ વિસારી આજ, ભુલી ભરૂંસે ભારી.

પ્રાપ્ત થયેલા ચિંતામણીથી, કાંઇ કરી ન કમાઇ,
જીવન સઘળું વ્યર્થ ગુમાવ્યું, હાય ન સમજી કાંઇ–આજ

દિવ્યજ્યોતિ મમ અંતર વસતી, પણ નવ દર્શન કીધું,
માયિક પ્રેમે સંચય કરતી, સહજ સ્વરૂપ સુખ દીધું–આજ

હૃદયોદ્દ્ગારે જીવનસુધા મમ, વહન સરલ પથ કીધો,
અંતર ભાવ ઓળખતાં આજે, લ્હાવ હૃદય મમ લીધો–આજ

---

ગાન પુરૂ થયું. ચન્દ્રિકા સ્તબ્ધ થઇ ફાટી આંખે આકાશ તરફ જોઇ રહી. એટલામાં કોઇના બોલવાનો સ્વર સંભળાયો. ચંન્દ્રિકા ચમકી

અને સાંભળવા લાગી.

તેણે શું સાંભળ્યું ?

" હૃદયની દિવ્યજ્યોતિમાં. જડાઇ પ્રેમજ્યોતિ જે;
રખે ખોતી વિકારોમાં, હૃદયની પ્રેમજ્યોતિ તે."

—— :——

# પ્રકરણ ૧૧ મું.



## માધવલાલની મુંઝવણ.



મનુજ મુઝાયલ હો ભલે, હોય ચતુર વિદ્વાન;
કટુ સંયોગોથી સડયે, ભુલે ભવિષનું ભાન.
પ્રતિકૂલતા પગભર થતાં, ધૈર્ય પરીક્ષા થાય;
વન્હીતાપ વધુ તપ્યે, શુદ્ધ સોનું સમઝાય. " શંકર."



સુજ્ઞ વાંચક ! આપણે અત્યાર સુધીમાં પાપી, પ્રપંચી પંચમૂર્ત્તિના બાહ્ય જીવન જોઇ ગયા છીએ, તેમજ તેમના સ્વાભાવિક વિચાર તથા સ્વભાવ વિગેરેનું નિરીક્ષણ કર્યું છે. રમાનાથ તથા તેના સહકારી મં-

ડળનું પણ ઉપર ઉપરથી આપણે જીવન વિલોક્યું છે. હવે તેમના આંતર્જીવન માટે આપણે એમનાં પ્રત્યેક અર્થસૂચક કાર્યો તપાસવાં પડશે કારણ આપણી નવલકથાનો સર્વથી અગત્યનો ભાગ હવે શરૂ થાય છે.

જેમ ઋતુ વિનાનાં ફળ નિરસ અને સ્વાદ વિનાનાં લાગે છે તેમ ઋતુ વિનાનો એટલે માવઠાનો વર્ષાદ પણ અપ્રિયજ હોય છે. જેમ માહમાસમાં માવઠું થવાનું કહેવામાં આવે છે તેમ જે દિવસની વાત આપણે કરીએ છીએ તે પણ માહ માસ હતો. ઋતુ અનુસાર ટાઢ પણ પુષ્કળ પડતી હતી. વસ્તીવાળા પ્રદેશ કરતાં વિરાર જેવા સાધારણ વસ્તીવાળા પ્રદેશમાં ટાઢ તેમજ પવનનું જોર પુષ્કલ હતું. થોડીજ વાર અગાઉ વર્ષાદ વરસેલો હોવાથી રસ્તાઓ પાણી તથા કાદવથી ભ-રાઇ ગયા હતા. દેડકાંના અને તમરાંના અવાજ અંધારી રાત્રિના ભયમાં વધારો કરતા હતા. વાદળાઓથી વાદળ હજી પણ ઘનઘોર થઇ રહ્યું હતું. બંગલાઓમાંની બતીઓ બુઝાવેલી હોવાથી અજાણ્યા માણસને રસ્તાની કઇ બાજુએ મકાન છે તે જાણવું પણ મુશ્કેલ થઇ પડે એવું હતુ. કોઇ પણ રસ્તા ઉપર મનુષ્ય કે પ્રાણીનો પગસંચાર નહતો. આવી ભયાનક રાત્રિએ એક માણસ હાથમાં પોકેટ ઇલેકટ્રીક લેમ્પ લઇને કાદવથી ભરેલા રસ્તા ઉપરથી ચાલ્યો જતો હતો. પ્રિય વાંચક! આ બીજુ કોઇ નહીં પણ આપણો માધવલાલ હતો. ઇબ્રાહિમ કાસમભાઇ કે જેને આપણે પ્રથમ બેરીસ્ટરને ત્યાં અને પછી કમલાને ત્યાં જોયો હતો તેનો એક બંગલો વિરારમાં હતો અને હાલ કેટલાક દીવસથી તે ત્યાં આવીને રહ્યો હતો. માધવલાલ તેની ઉપર છુપી નજર રાખવા બીજે ત્રીજે દિવસે ગુપ્ત રીતે તેની

હાજરી લેતો; તેમજ ઇબ્રાહિમની પડોશમાં ચંપકલાલ કરીને માધવલાલની જ્ઞાતિનો એક ગૃહસ્થ રહેતો હતો. માધવલાલ અને ચંપકલાલની પુત્રી નિર્મલા શાળામાં સાથે ભણતાં હતાં અને ત્યારથીજ તે બન્ને વચ્ચે પ્રેમ બંધાયો હતો. પરંતુ પોતે પોતાનો ગૃહસ્થાશ્રમ સારી રીતે નિભાવી ન શકે ત્યાં સુધી લગ્ન ન કરવાનો નિશ્ચય કરી માધવલાલે પોતાનાં લગ્ન મુલતવી રખાવ્યાં હતાં, આજે માધવલાલ ઇબ્રાહિમના બંગલા આગળ આવ્યો. ચંપકલાલ બંગલામાં ઝીણી બત્તી સળગતી જોઇ તે બાજુ વળ્યો. રાત્રિના બે ત્રણ વાગવાના શુમારમાં બત્તી જોઇ તેને સંશય આવ્યો કે કોઇ માંદુ હશે કે શું ? અને તેથી તેણે ચંપકલાલ તેમજ નિર્મલાને બે ત્રણ બુમો પાડી, પણ જવાબ ન મળ્યો. બગલાના કંપાઉન્ડમાં જઇ બારણાં ઠોકવાં પણ સર્વ શૂન્ય જણાયું. ચારે બાજુ નજર કરતાં પહેલા માળની બારી ઉઘાડી માલૂમ પડી. તેથી ભીંતમાંના જાળીયાની મદદ વડે તે ઉપર ચઢયો અને બારી વાટે દીવાનખાનામાં ગયો. ત્યાં તેણે શું જોયું ? દીવાનખાનામાં વચ્ચેવચ કેટલાક કાગળો આમ તેમ પડેલા હતા. સાથેનું કબાટ તથા તીજોરી ખુલ્લાં પડેલાં હતાં. ટેબલપર વોલશેડ બળતું હતું. તેની ઉપરનો ગ્લોબ બાજુમાં નીચેજ પડયો હતો. ટેબલ નીચે કેટલાક કાગળના બળેલા કટકા પડયા હતા. એક ખૂણામાં એક લાલ રંગના કપડાનો કટકો ચાર આંગળ પહોળો અને એકાદ વાર લાંબો પડયો હતો. બાજુમાંજ રોજર્સના કારખાનામાં બનાવેલું એક ચપ્પુ પડયું હતું. તેના પાનાની એક બાજુ બીજી બાજુ કરતાં ઝાંખી જણાતી હતી. તેનીજ બાજુમાં વેસ્ટ એન્ડ વેચ કંપનીનું સોનાનું ઘડીઆળ પડયું હતું. તેના કાચના

ટુકડે ટુકડા થઇ ગયા હતા. ટેબલપર એક ચંદીની મુઠની લાકડી પડી હતી. વળી ત્યાં આગળની બે ખુરશીઓ પણ આમ તેમ અવ્યવસ્થિત પડી હતી. દીવાનખાનાનું એક બરણું ઉઘાડું અને બીજું અરધું બંધ હતું. માધવલાલે પોતાની પાસેના લેમ્પવડે આ બધું એકી નજરે જોઇ પોતાની ડાયરીમાં નોંધી લીધું. વધુ તપાસ કરતાં બારણાની બાજુની ભીંત ઉપર લોહીના છાંટા જણાયા. માધવલાલ ચમકયો. અને વિશેષ તપાસવા લાગ્યો તો તે છાંટા સાથે ભુંખરાવાળ પણ કાંઇક ચોટેલા જણાયા. અને ત્યાંજ આગળ એક ભુરા રંગનો ઓવરકોટ જરા જરા ભીનો ખુંટીપર લટકતો નજરે પડયો. હવે તેણે તે ઓવરકોટ ઉતાર્યો અને તેનાં ખીસ્સાં તપાસવા માંડયાં. ખીસ્સામાંથી કાંઇ નીકળ્યું નહિં. છેવટે બટન આગળ અસ્તરમાં તેને કાંઇક કાગળ જેવું જણાયું પરંતુ તેને કેવી રીતે બહાર કાઢવો તે વિમાસણમાં પડયો. આખરે ચપ્પુથી અસ્તર ફાડી તે કાગળ કાઢયો. તો તેમાં માત્ર નીચે પ્રમાણે અક્ષરો લખેલા જણાયાઃ—

"કોઇ દીનભી અયસા આયગા કિ હમ હમારી મુરાદ હાંસિલ કરેંગે."

"નસીયા."

માધવલાલે બેચાર વખત આ કાગળ વાંચ્યો પણ કાંઇ સમજ પડી નહીં. છેવટ દીવાનખાનામાંથી બહાર નીકળી બીજા ઓરડામાં ગયો તો ત્યાં પણ કાંઇ જણાયું નહીં. ત્યાંથી બાજુની ઓરડીમાં જવા બારણું ઉઘાડતાંજ તે અચકયો અને નીચો વળી જોવા લાગ્યો તો વળી તેની નજર કાંઇ નવો બનાવ પડયો. નિર્મલા બેશુદ્ધાવસ્થામાં ઓરડીના બારણા વચ્ચોવચ પડી હતી. તેના જમણા પગના ઘુંટણમાં

એ આંગળ ઉંડો ઘા પડયો હતો તેમાંથી લોહી વહી જતું હતું. તેના વાળ વિખરાઈ ગયા હતા. વસ્ત્રોનું પણ બરાબર ઠેકાણું નહોતું. માધવલાલે તેની નાડી જોઇ તેના ઘા ઉપરથી લોહી વિગેરેના ડાઘ સાફ કરી તેલનું પોતુ મુકી પાટો બાંધી દીધો અને પોતે તેને ઉપાડી ન શકવાથી ત્યાંને ત્યાંજ સારી રીતે સુવાડી પોતે પોલીસની મદદ લેવાને ચોકી ઉપર જવા નીકળ્યો. જેવો તે બહાર નીકળવા ગયો તેવોજ તેને કોઇ મનુષ્યના પગરવનો ભાસ થયો. માધવલાલ પાછો ફર્યો પણ તેને કોઇ જણાયું નહીં. વળી પાછો તે બહાર નીકળ્યો અને ધીમે ધીમે ચોકી તરફ ચાલ્યો રસ્તામાં જતાં જતાં તેને પોતે જોયેલા બનાવો સંબંધમાં ઉપરા ઉપરી વિચાર આવવા લાગ્યા. ચંપકલાલની ગેરહાજરી, ભીંત પર લોહીના છાંટા, કબાટ તથા તીજોરી ઉઘાડાં, બળેલા કાગળના કટકા, ઓવરકોટમાંનો કાગળ એક બાજુ ઝાંખા પાનાવાળું ચપ્પુ, સોનાના ઘડીયાળના ચુરા, ટેબલ પરની લકડી અને છેવટમાં નિર્મલાની બેભાન સ્થિતિ નજર આગળ તરવા લાગી, તેના હ્રદયમાં કમકમાટી છુટી અને તેમાં વળી નોકર વર્ગની ગેરહાજરીએ તેને વધુ વિમાસણમાં નાખ્યો. પોલીસ ચોકી ચંપકલાલના બંગલાથી લગભગ પદરેક મીનીટના રસ્તા પર હતી. માધવલાલ આમ વિચાર કરતો ચોકી ઉપર આવી પહોંચ્યો. ચોકી ઉપર જમાદાર સાહેબ ટહેલતા હતા. માધવલાલે જમાદારસાહેબને બનેલા બનાવની વાત કરી. જમાદાર બે સિપાઇ લઈ માધવલાલની સાથે ચંપકલાલના બંગલા આગળ આવી પહોંચ્યો. માધવલાલે આવી જમાદારને દિવાનખાનું બતાવી દીધું; અને બે સીપાઇ લઇ પોતે નિર્મલાની પાસે જવા બીજા ઓરડામાં વળ્યો. જે ઓરડામાં

નિર્મલા પડી હતી ત્યાં આવી તપાસ કરતાં નિર્મલા ત્યાં જણાઇ નહીં. આથી તે ચિંતાતુર થયો અને આખા મકાનમાં ફરી વળ્યો પણ કાંઇ નિર્મલાનો પત્તો લાગ્યો નહીં. વળી પાછો તે નિર્મલાવાળી ઓરડીમાં આવ્યો અને જરાવાર ઉભો રહી વિચાર કરવા લાગ્યો. પાંચેક મીનીટ બાદ ત્યાંથી નીકળી સીધો નીચે ઉતરવાના દાદર નજીક આવ્યો અને ધીમે ધીમે તપાસનો તપાસનો દાદર ઉતરવા લાગ્યો. પાંચેક પગથીયાં ઉતરતાં એક કાગળ ચોળાઇ ગયેલા ત્યાંથી મળી આવ્યો. માધવલાલે તે ઉપાડ્યો, અને વળી આગળ ચાલ્યો. દાદર ઉતરી રહી વળી તે થોભ્યો. અને પાછળના બારણા તરફ ગયો, તો તે બારણું ઉઘાડું પડયું હતુ. બારણું ઉઘાડું જોઇ તેણે જમાદારને હાંક મારી. જમાદાર પણ ઉપરની સર્વ બીના પોતાની ડાયરીમાં નોંધી માધવલાલ પાસેજ આવતો હતો. સીપાઇઓને તે મકાન સાચવવા મુકી જમાદાર તથા માધવલાલ પાછલે બારણેથી બહાર નીકળ્યા. બહાર નીકળતાંજ કંપાઉંડમાંના કાદવમાં તેમણે માણસોનાં પગલાં જોયાં. ગામડાના લોકોના જેવા જોડાનાં તે પગલાં પડેલાં હતાં. અને તે પગલાં એક ઉપર એક હોવાથી ચતુર માધવલાલની દ્દિષ્ટ તુરતજ પામી ગઇ કે તે ત્રણ જાતનાં પગલાં હતાં; અને તે ઉપરથી તેમણે નિશ્ચય કર્યો કે આ કાર્ય કરવા બંગલાના કંપાઉન્ડમાં ત્રણ માણસો સાથેજ દાખલ થયા છે. પરંતુ મકાનની અંદર કાદવવાળું બીજું એક પણ પગલું જણાતું નહોતું તે માત્ર આશ્ચર્યકારક હતું. છેવટે તેઓ બંગલાના કંપાઉન્ડ નજીક આવી પહોંચ્યા. કંપાઉન્ડ કાંટાવાળા તારથી બાંધી લીધેલુ હતું. જેવા માધવલાલ અને જમાદાર કંપાઉ-

-ડની બહાર નીકળ્યા કે તુરતજ એક સીસોડી વાગતી તેમણે સાંભળી. આ વખતે લગભગ પાંચેક વાગવા આવ્યા હતા. વરસાદ નહોતો તેમ વાદળાં પણ વિખરાઇ ગયાં હતાં, છતાં પણ મોઢે મોઢું સુઝી શકે તેવું અજવાળું તો નહોતુંજ. પોતાના ચોકી તરફ ગયા પછી નિર્મ-લાના એકાએક ગુમ થવાના બનાવથી માધવલાલને ઘણીજ લાગણી થતી હતી. એક તો પોતાની સહાધ્યાયિની અને વળી પોતાની ભવિષ્યની પ્રેમરાણી હોવાથી તેનું અંતઃકરણ ચીરાઇ જવા લાગ્યું. વળી આ થયેલી સીસોડીથી તેના હૃદયમાં અત્યંત અમંગલ કલ્પનાઓ થવા લાગી. તેને લાગ્યું કે હજી દુષ્ટોએ કેડો મુકયો નથી, અને તેઓ હજી બંગલાની આજુબાજુજ ભમ્યા કરે છે. તેને ધીરજ ન રહી અને શ્રીકાન્ત બાબુની મદદ લેવાનો વિચાર કર્યો. તે જમાદારને લઇ પાછો બંગલામાં આવ્યો અને ઘણુંજ ધીમેથી તેણે શરૂ કર્યું:—

"જમાદાર સાહેબ! હું જરા બહાર જઇ આવું છું. મારા ગયા પછી તમે અરધા કલાક સુધી અહીં રહેજો. પછી એકાદ સીપાઇને મુકીને જજો." આટલું બોલી જવાબની પણ રાહ ન જોતાં તે ત્યાંથી ચાલી નીકળ્યો, બંગલેથી નીકળી સ્ટેશન પર આવી ત્યાંથી ગાડીમાં ન બેસતાં રેલ્વે લાઇનને લાઇને આગળ ચાલ્યો. થોડેક જઇ લાઇન છોડી આડ-ફાંટો રસ્તો લીધો કાંઇક વિચાર કરતો કરતો થોડેક ગયો એટલામાં તેણે એક પોલીસ સીપાઇનો ડ્રેસ ત્યાં પડેલો જોયો. કાદવથી ખરડાયલા તે ડ્રેસ આગળ બે ત્રણ માણસોનાં પગલાં પડેલાં જણાયાં. માધવલાલે ધારી લીધું કે લુચ્ચાઓની પુઠ પકડવાથી સીપાઇની આ દશા થઇ હશે અને તે દુષ્ટોએ તેનાં કપડાં ઉતારી ત્યાં નાખી દઇ સીપાઇને પણ

સાથે લઇ ગયા હશે. માધવલાલે તે કપડાં પહેરી લીધાં અને જાણે અશક્ત થઇ ગયો હોય તેમ ધીમો ધીમો આગળ ચાલ્યો. જે પગલાં જોતો જોતો તે ચાલતો હતો તે થોડેક દુર જતાં તે બે રસ્તે વહેંચાયલાં જણાયાં. એક રસ્તે તે ચંપકલાલના બંગલા તરફ જતાં હતાં. તે તો માધવલાલ જાણતો હતો, પણ બીજે રસ્તે તે કયાં જતાં હતાં તેની તેને ખબર નહોતી; તેથી તે તે માર્ગે ચાલ્યો; માર્ગમાં તેને એક નાની સરખી ડબ્બી અડધી કાદવમાં દબાયલી નજરે પડી. માધવલાલે તરતજ તે ઉપાડી અને ઉઘાડી જોઇ તો તેમાં એક કીમતી હીરાની વીંટી તેની નજરે પડી. માધવલાલ, આ વીંટી કોની હશે ? એમ વિચાર કરતો આગળ ચાલ્યો. પાંચેક મીનીટ ચાલતાં તેને માલૂમ પડયું કે તે પગલાં તો ઇબ્રાહિમના બંગલાની પાછળના ભાગમાં આવેલી ઇબ્રાહીમના નોકર મહમદની ઓરડીમાં દાખલ થતાં હતાં. આ વખતે સવાર થયું હતું છતાં હજી ઇબ્રાહિમના બંગલામાં કોઇ ઉઠેલું જણાતું નહોતું. માધવલાલ બેધડક મહંમદની ઓરડીમાં દાખલ થયો પણ તે ઓરડી તો કેવળ ખાલીજ હતી. ના તો તેમાં કોઇ રહેતું હતુ કે ના તેમાં કાંઇ સામાન હતો. માધવલાલે ઘણી બારીકાથી તપાસ કરી પણ ત્યાંથી પગલું આગળ કયાં જતું હતું તે તે જાણી શકયો નહિં. આખરે શ્રીકાન્ત બાબુની સલાહ લેવાના વિચારથી તે સ્ટેશન તરફ પાછો ફર્યો. સ્ટેશનપર આવી ટ્રેનમાં બેઠો પણ તેની સ્થિતિ એક બેફામ મનુષ્ય જેવી થઇ ગઇ હતી. તેના મનમાં ચંપકલાલના ગુમ થવા ઉપરાંત નિર્મલાના ગુમ થવાથી ઘણોજ શોક થતો હતો. વારંવાર તેનું હૈયું ભરાઇ આવતું પરંતુ જેમ તેમ કરી તો

પોતાનું હૈયું કબજે રાખને. નિર્મલાના વિચારમાં ને વિચારમાં, અત્યાર સુધી વાંચવાને ભૂલી ગયેલો, પેલો દાદર ઉપરથી મળેલો કાગળ યાદ આવ્યો અને તે તેણે ટ્રેનમાંજ વાંચવા માંડયો.

" વ્હાલા માધવ !

આજે મહા અનર્થ થયો છે. હરામખોરો પિતાજીને વ્યથા કરી પકડી ગયા છે. મને પણ ઘણું વાતાડયું છે. નોકરોનો પણ પત્તો નથી. તમારી પાસે આ કાગળ લઇને કોને મોકલવો એજ મુશ્કેલી ભર્યું છે પત્ર મળ્યેથી કિંકરીની સંભાળ લેશોજ.

લી૦ તમારી સદાની

નિર્મલા "

પત્ર પુરો થયો અને સાથે સાથે મુસાફરી પણ પુરી થઇ. ગ્રાન્ડરોડ સ્ટેશન આવ્યું. માધવલાલ ઉતરીને વિક્ટોરીઆ લઇ ઘેર ગયો. શ્રીકાન્ત બાબુ જાણે થાકીને લોથ થઇ ગયો હોય તેમ હજી આરામ ખુરશી પર પડયો હતો. માધવલાલને જોતાંજ તેના ચ્હેરા ઉપરની નિરાશા અને હૃદયની વ્યથાનું ભાન શ્રીકાન્તને થઇ ગયું. માધવલાલ પણ ત્યાં આવી કાંઇ બોલ્યા ચાલ્યા વિના ખુરશી પર ફસડાઇ પડયો. છેવટે શ્રીકાન્તના પ્રશ્નના જવાબમાં તેણે નિર્મલાનો પત્ર આપ્યો અને અથથી ઇતિ સુધી બધી હકીકત કહી સંભળાવી. શાન્ત ચિત્તે વાત સાંભળ્યા પછી શ્રીકાન્ત બોલ્યો:--

" માધવલાલ ! તમે સહજ ભુલ કરી છે. પ્રથમ તો તમારે નિર્મ-

લાને એકલી મુકી મકાન છોડવું જ નહોતું પરંતુ ત્યાંજ છુપાઇ રહેવાનું હતું. વળી જે ડ્રેસ તમને મળ્યો તેનો તમારે ઉપયોગ કરવો નહોતો પણ બીજીજ કોઇ જગ્યાએ છુપાવી રાખવો હતો; પરંતુ તમે જે મહંમદની ઓરડી આગળ જઇ. જોઇનેજ પાછા ફર્યા તે ઠીક કર્યું છે. હવેથી કોઇપણ કાર્ય મને પુછયા વિના કરશો નહિં. તમારે નિરાશ થવાનું નથી. ચાલો. હું તમને એક મહેમાનની મુલાકાત કરાવું."

એમ કહી શ્રીકાન્ત ઉઠયો અને માધવલાલને અંદરના ઓરડામાં લઇ ગયો. ત્યાં દાખલ થતાંજ માધવલાલે એક નર્સને એક પલંગ પાસે ખુરશીપર બેઠેલી જોઇ. પલંગમાં કોણ છે તે જોતાંજ માધવલાલ બોલી ઉઠયો:—"કોણ! નિર્મલા!!"



તૈયાર છે                                        તૈયાર છે.

અમારી રસીલી ડીટેક્ટીવ વાર્તા

# માસ્તર કે મનહર?

કીંમત ફક્ત રૂા. ૦-૪-૦ પોસ્ટેજ માફ.

——:o:——

થોડા વખતમાં બહાર પડશે.

વિવિધ રસાત્મક નવલ કથા.

# રમાકાન્ત

યાને

# અર્વાચીન ભારત

ભાગ બીજો.

તાકીદે મંગાવો.

પત્ર વ્યવહાર:—         મેનેજર,

'મુંબઇ ગુજરાતી'

૩૦૫, બજારગેટ, કોટ, મુંબઇ.

મુંબઈ ગુજરાતી પુસ્તક માળા. પુસ્તક ૬ ઠું.

વિવિધ રસાત્મક નવલ કથા.

# રમાકાન્ત

યાને

## અર્વાચીન ભારત.

### દ્વિતીયભાગ.

લેખક,
ભાનુપ્રસાદ મણિરાય વ્યાસ.

Printed & Published by
Vaidya Bhagvanlal Tribhuvan at the Subodhini
P. Press, 305, Bazar Gate, Fort, Bombay.

પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૧. ઈ. સ. ૧૯૧૫.

# પ્રકાશકના બે બોલ.



આ નવલ કથાનો પ્રથમ ભાગ બહાર પડી ચુકયા પછી ગ્રાહકો તેમજ અન્ય મિત્રોના આગ્રહથી આ બીજો ભાગ પણ તૈયાર કરી જલદીથી બહાર પાડવામાં આવે છે, "મુંબઇ ગુજરાતી' માં આ વાર્તામાં રમાનાથના બ્રહ્મચર્યાશ્રમ સુધીનું વૃત્તાંત આવેલું છે, અને તેટલુંજ વૃત્તાંત આ ભાગમાં પણ આપ્યું છે. જ્યારે તેના હવે પછીના ત્રણે આશ્રમના જુદા જુદા ભાગો પ્રકટ થશે.

આ પુસ્તકમાં જો કોઇ રીતની ખામી રહી ગઇ હોય તો તેને માટે વાંચકો ક્ષમા આપશેજ, અને અમારો પ્રથમ ભાગ જેમ સુજ્ઞ ગ્રાહકોએ ઉત્સાહથી વધાવી લીધો છે તેવીજ રીતે આ ભાગનો પણ સ્વીકાર કરશે એવી આશા છે.

મુંબઇ તા૦ ૧ નવેમ્બર ૧૯૧૫.

પ્રકાશક,
વૈદ્ય ભગવાનલાલ ત્રિભુંવન.

# અનુક્રમણિકા.



# રમાકાન્ત.

યાને

## અર્વાચીન ભારત.

ભાગ બીજો.

## પ્રકરણ ૧ લું.

—:o—

સત્યનો બેલી રામ !

છપ્પો.

સતનો બેલી રામ, શ્યામ રક્ષા કરનારો,
જહાં સત્ય ત્યાં શાસ્ત્ર, વેદ ઉચ્ચાર વિચારો;
જહાં વેદ ત્યાં ભેદ ભિન્ન વિણ વિષ્ણુ વાસો,
જહાં વિષ્ણુ ત્યાં તુર્ત લક્ષ્મી શ્રી લિયે સુવાસો;

સ્થુલ ચક્ષુથી ના સુઝે વિજય પરાજય પામતાં,
પણ અંતે પરમેશ લે, પ્રિઉ ! ગૌરી ! સત તાવતાં.
શંકર.

માધવલાલ જ્યારે ઇબ્રાહિમના બંગલાની તપાસ માટે ગયો હતો ત્યારે કેવડી ફરીથી શ્રીકાન્ત પાસે આવી હતી. રાત્રીના અગીઆરેક વાગ્યા હતા. શ્રીકાન્ત કોઇ અગત્યના કામમાં ગુંથાયો હતો. કેવડીએ આવી બારણું ઠોકતાં શ્રીકાંતે તેને અંદર લીધી. કેવડીનો ચ્હેરો પ્રથમના કરતાં આ વખતે ઘણોજ ગભરાયલો અને ઉગ્ર જણાતો હતો. તેનો શ્વાસ માતો નહતો. તેની પ્રકૃતિ અને શરીરના નાજુક બાંધાથી અત્યારે તે હવામાં ઉડતા પંખીની માફક જણાતી હતી. હવે તેનાં વસ્ત્રો કાંઇ પ્રથમના જેવાં ફાટેલાં નહોતાં. પરંતુ શ્રીકાન્તની મદદથી હવે તે કાંઇક સુખ ભોગવતી હતી. તેનુ પ્રફુલ્લિત શરીર હવે સૌંદર્યનું સાથી બન્યુ હતું: પરંતુ તેનું નિર્મળ હૃદય હરકોઇ પ્રેક્ષકના હૃદયમાં હમેશાં તેનાપ્રતિ સદ્દભાવજ ઉત્પન્ન કરતું હતું. જેમ તેનાં વસ્ત્રો ફાટેલાં નહોતાં તેમ કાંઇ કીમતી પણ નહોતાં. પરંતુ સ્વાભાવિક સ્વચ્છ અને મર્યાદાયુક્ત હતાં. તેનાં ક્રોધયુક્ત નેત્રો તેના સાંદર્યમાં અપૂર્વ વધારો કરતાં હતાં. એકાદ મીનીટ શાન્તિ લીધા બાદ તેણે કહેવા માંડયું.

“ બાપુજી ! આપની આજ્ઞા મુજબ ચોકી કરતાં આજે એક ભયંકર બનાવ બનવાની ખબર મળી છે. અને તેના હાલજ ચાંપતા ઉપાય લેવા જોઇએ. ”

“ એવી શી ખબર છે ? ” શ્રીકાન્તે આતુરતાથી પુછ્યું.

"જે બંગલા આગળ હું છુપાઇ હતી તેના પાછલા ભાગની એક ઓરડીમાંથી ત્રણ હબસી આજ સાંજના નવ વાગે નીકળ્યા. હું તેમની પાછળ પાછળ છુપાતી ચાલી. તેમની વાત ન સંભળાઇ પરંતુ તે માણુસો અત્યંત ખુશીમાં આવી નાચતા કુદતા જતા હતા. થોડેક દૂર જતાં તેમાંનો એક માણુસ જમીનપર કાંઇક ખોળતો હોય તેમ જોવા લાગ્યો અને વળી આગળ ચાલ્યો. મેં અનુમાન કર્યું કે કાંઇક પડી ગયું હશે. એમ ધારી તેમના દૂર ગયા પછી બારીકાઇથી તપાસ કરતાં આ કાગળ મળ્યો." એટલું કહી એક કાગળ શ્રીકાન્તના હાથમાં મૂકયો. શ્રીકાન્તે તે વાંચવો શરૂ કર્યો.

"સબ દુઃખ ટલ જાયગા. કીતનેહી દીનસે ઢુંઢતાથા વ્હો મોકા આજ મીલેગા. હમારા કુલને બાજી અચ્છી બનાઇ હૈ. આજ રાતકો જર જમીન ઔર જોરૂ હમકો મીલેગી. દશ બજે હાજિર હોના."

"નસીબા."

કાગળ પુરો થયો. શ્રીકાન્ત કાંઇક વિચારમાં પડયો. પછી ઉઠ્યો અને કેવડીને સ્ત્રીનાં વસ્ત્ર ઉતરાવી બીજોજ સ્વાગ ધરાવ્યો અને બન્નેજણુ ઉતાવળે પગલે નીકળી પડયાં. લોકલ મળવાનો ટાઇમ ન હોવાથી, ભાડાની મોટર લઇ વિરાર તરફ હંકારી મૂકયું. મોટરને લાયકનો રસ્તો ન હોવાથી રસ્તામાં ઘણીજ મુશ્કેલી પડી તે છતાં તેઓ વિરાર સ્ટેશને આવી પહોંચ્યાં. મોટરને સ્ટેશન ઉપર રાખી તેઓ ઇબ્રાહિમના બંગલાના પાછળના ભાગમાં ગયાં. ત્યાં પહોંચતાં તેમણે સીસોટીનો અવાજ સાંભળ્યો. શ્રીકાન્ત, કેવડીને એક ઝાડ ઓથે છુપાવી કાંઇક આગળ વધ્યો. પણ બધું શાન્ત જણાયું. લગભગ અડધાએક કલાક શાન્તિમાં પસાર થતાં

કોઇ મનુષ્યના હસવાનો અવાજ આવ્યો. આ હસવું સૌમ્ય નહિં પણ મનુષ્યના હૃદયને ભીતિ ઉપજાવનાર અને હસનારના હૃદયની ક્રુરતાનું દિગ્દર્શન કરાવનાર હતું. જે બાજુએથી અવાજ આવતો હતો તે તરફ શ્રીકાન્ત ગયો અને બારીકાઇથી તપાસ કરવા લાગ્યો. હસવાનો અવાજ ચંપકલાલના ઓરડા તરફથી આવતો હતો. પાછલે બારણેથી અંદર પેસતાંજ બે હબસીઓ નિર્મલાને સતાવી રહ્યા હતા. એકે તેના મોઢે ડુચો દઇ બગલ આગળથી પકડી હતી અને બીજાએ પગ પકડયા હતા. તેઓ દાદર ઉપરથી નીચે ઉતર્યા હતા. મામલો એવો તો કટોકટનો હતો કે જો શ્રીકાન્ત બે મીનીટ મોડો આવ્યો હોત તો બાજી હાથથી જતી રહેત. શ્રીકાન્તે તરતજ પોતાના ખીસામાંથી રીવોલ્વર કાઢી ખાલી બહાર કર્યો અને સામો આવી ઉભો. એકદમ સશસ્ત્ર મનુષ્યને સામો ઉભેલો જોતાં તથા રીવોલ્વરનો અવાજ સાંભળતાંજ તે હબસીઓ ચમકયા અને જીવ બચાવવા બાજુની બારીમાંથી નાઠા. રીવોલ્વરના અવાજથી કેવડો પણ તુરતજ તે મકાનમાં આવી પહોંચી. શ્રીકાન્તે હવે હબસીની પુઠ ન પકડતાં નિર્મલાને આશ્વાસન આપી તેના પિતા નોકર વિગેરેની માહિતી પૂછી લીધી. પછી કેવડી તરફ જોઇ પૂછ્યું:—

"કિશોરેન્દ્ર! અત્યાર સુધીમાં તમને માધવલાલ મળ્યા નથી?"

"નાજી. મેં તેમને જોયાજ નથી." કિશોરેન્દ્રે જવાબ વાળ્યો.

'માધવલાલ' એ નામ સાંભળતાંજ નિર્મલાએ તેનાવિષે ઓળખાણ માગી. વાતચીત ઉપરથી નિર્મલાની ખાત્રી થઇ ગઇ છે કે જે માધવલાલની વાત થાય છે તે પોતાના પ્રિયતમ વિના બીજો નથી. તેથી તેણે માધવલાલને મળવા ઉમેદ બતાવી અને શ્રીકાન્તની સાથે

જવા તૈયાર થઇ. વધુ વખત ત્યાં ન ખોતાં શ્રીકાન્ત, કિશોરેન્દ્ર અને નિર્મલા ત્યાંથી સ્ટેશનપર આવ્યાં અને પોતાના વાહનદ્વારા શ્રીકાન્તને ઘેર આવી પહોંચ્યાં. ઘેર આવ્યા પછી નર્સ વિગેરેની તજવીજ કરી અને નિર્મલા માટે સર્વ વ્યવસ્થા કરી દીધી. આપણે જોઇ ગયા છીએ કે માધવલાલ ઘેર આવી પહોંચ્યો ત્યારે તે બધી વ્યવસ્થાથી શ્રીકાન્ત નિવૃત્ત થઇને પડયો હતો.

પ્રિય વાંચક ! આ બીના આટલેથી છોડી આપણે હવે બીજી બાજુએ ફરીએ.

ચન્દ્રિકાએ રમાનાથનું ગાન સાંભળતાંજ પોતાના હૃદયોદ્દગાર પ્રદર્શિત કર્યા. રમાકાન્ત એકાએક આ ઉદ્દગાર સાંભળી વિમાસણમાં પડયો. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જે ગૃહસ્થને ત્યાં પોતે રહેતો હતો તેની જ પુત્રી આ રીતે તેને ચ્હાતી હશે; અને જે સ્વપ્નવરની વાત તેના જાણવામાં આવી હતી, તે પોતેજ હશે, એમ પણ તે ધારતો નહોતો પરંતુ સંતોષ માત્ર એટલોજ થતો હતો કે અત્યારે તે તેને માયિક પ્રેમથી ન ચ્હાતાં શુદ્ધ નૈસર્ગિક પ્રેમથી ચ્હાતાં શીખી હતી. પોતાને તેના માયિક પ્રેમથી કોઇપણ પ્રકારનો પ્રત્યવાય ન નડતાં શુદ્ધ સાત્વિક પ્રેમ સ્વરૂપમાં તે ફેરવાઇ જતાં તે સંબંધમાં પોતાના ગુરૂનીજ કૃપા તે સમજ્યો અને ઘણા દિવસથી ગુરૂદર્શન ન થયું હોવાથી તે ઉત્કટ ઇચ્છાએ તેને ગુરૂદર્શનાર્થે જવા પ્રેર્યો. તે રાત્રિએજ તેણે નિશ્ચય કર્યો કે બીજે દિને સાયંકાળે અવશ્ય ગુરૂદર્શને જવુંજ. શેષ રાત્રિ ગુરૂસ્મરણમાં ગાળી પ્રાતઃકાળે પોતાના નિત્યક્રમથી પરવરી વાંચનાલયમાં જઇ બેઠો. પરંતુ ગુરૂદર્શનની ઉત્કટેચ્છાએ તેને કાંઇ પણ કાર્ય સુઝયું નહિ.

ચન્દ્રિકાની રાત્રિ પણ વિચારોમાંજ ગઇ હતી. 'અરેરે ! હું કેવી મૂર્ખ ! આટલા દિવસથી તે મારે ત્યાં રહેલા છે છતાં તેમની ખરી સ્થિતિ ન ઓળખી શકી. ખરેખર ! મહાત્માના શિષ્ય તે મહાત્મા જેવાજ હોય. આજથી માયિક નહિં પણ નૈસર્ગિક પ્રેમથીજ હું મારા હૃદયના પતિ તરીકે પૂજીશ; વિષય સુખ કરતાં અલૌકિક સુખ ભોગવીશ; શારીરિક કરતાં માનસિક—આત્મિય સંબંધ જોડીશ, અને જીવનમૃતઃપ્રાય કરવાને બદલે ઉચ્ચ જીવનનો અપરિમિત આનંદ ભોગવીશ.' આવા વિચાર કરતાં વળી તે શાન્ત રહેતી અને વળી બોલી ઉઠતી. તેના (ચન્દ્રિકાના) ગાનને અને તેને ચેતવણી આપનાર શબ્દો બોલનાર કેશર હતી. પરંતુ ચન્દ્રિકાને તેની ખબર નહોતી. વિચારમાં અને વિચારમાં પાંચ વાગ્યા પરંતુ ચન્દ્રિકાની વિચારમાળાનો અંત ન આવ્યો. કેશર પોતાના નિત્ય નિયમાનુસાર ઉઠી પતિ–પ્રણામ કરી અન્ય કાર્યોમાં પ્રવેશતી હતી, તેને ચંન્દ્રિકાનું ગાન સ્મરણમાં આવતાંજ તે તેના ઓરડા તરફ વળી અને છુપાઇ ચર્યા જોવા લાગી. ચન્દ્રિકાને પણ રાત્રિના તે શબ્દો સ્મરણમાં આવતાં તે બોલી ઉઠી—

"આહા ! કેવી મધુર અને ગુઢ શિખામણ ! શું એ તેમણેજ સંભળ્યું હશે ? ના. ના. સ્વરતો જુદો હતો ! થોડા પણ મધુર તે શબ્દો હજી મારા કાનમાં રમ્યાજ કરે છે. કેવું સરસ !

હૃદયની દિવ્યજ્યોતિમાં, જડાઇ પ્રેમજ્યોતિ જે,<br>
રખે ખોતી વિકારોમાં. હૃદયની પ્રેમજ્યોતિ તે !

આવી શીખામણ કોણ આપે ? જો આ બોલનાર–સૂચવનાર

પ્રત્યક્ષ થાય તો—"

"તો શું ઇનામ આપે ?" કેશરે દાખલ થતાં પૂછ્યું અને ખડખડાટ હસી પડી. ચન્દ્રિકા એકદમ ઉભી થઇ અને તેને ભેટી પડી.

"કેશર ! કેશર ! ! આજે તેં મારૂં જીવન સુધારી દીધું છે-મને અપરિમિત બલ આપ્યું છે. વ્હાલી વ્હેન ! તારો હું કેટલો આભાર માનું ?"

"અરે આભાર રહેવા બાજુએ. પહેલાં તો ઇનામ આપ ઇનામ ! જેવું તેવું નહિં ચાલે હું કહું—"

"હા. હા. તું કહીશ તે આપીશ. બોલ. બોલ. તું શું માગે છે ? મારી પાસે જે હશે તે આપતાં જરા પણ આનાકાની નહિં કરૂં." ચન્દ્રિકા બોલી ઉઠી.

"ઠીક ત્યારે. સમય આવ્યે માગીશ. પણ હાલતો હવે એ વિચારમાળા છોડીને ઉઠ. પાંચનો કયારનાય વાગી ગયા છે."

ચન્દ્રિકા પોતાના મનથી એમ સમજતી હતી કે પોતાની સ્થિતિ હજી સુધી કોઇના જાણવામાં આવી નથી. પરંતુ તેમાં તેની ભુલ હતી. ફક્ત કેશરજ નહિં પરંતુ કુંદનલાલ, મોરારજી તથા રાધાબાઇ વિગેરે પણ પૂર્ણપણે સમજતાં હતાં. પરંતુ રમાનાથ નીતિનિપૂણ અને નૈષ્ઠિક બ્રહ્મચારી હોવાથી તેઓ ચન્દ્રિકાના હૃદયભાવનું પરિણામ કાંઇક જુદૂંજ ધારતા હતા અને તે પ્રમાણે થયું પણ ખરૂં. રાત્રિના રમાનાથ તેમજ ચન્દ્રિકાના ઉદ્દગારો પણ તે સર્વેએ સાંભળ્યા હતા. રમાનાથ વાંચનાલયમાં વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠો હતો ત્યાં કુંદનલાલ પણ ગયો; અને

રમાનાથનો મનોભાવ જોવા તેણે વાત છેડીઃ—

"પ્રિય રમાનાથ! કદાચ મનુષ્ય-શત્રુને તો મિત્ર કરી શકાય, પરંતુ કામક્રોધાદિ ષડ્રિપુને મિત્ર, અને તે વળી સન્મિત્ર કરી શકાય?"

"હા, હૃદયની શાન્તિ, અચળ ટેક અને સાત્વિક વૃત્તિઓ સ્હાય તેવા શત્રુને પણ નબળો બનાવી, મિત્ર બનાવી લે છે. હૃદય ઔદાર્ય અને આત્મવિકાસનું સામર્થ્ય અલૌકિક છે. એના વડે હિંસક પ્રાણીઓ પણ મિત્રરૂપ બની જાય છે. તો પછી જ્યાં એવો સમર્થ શક્તિસમુદાય અને ધર્મ હોય ત્યાં ષડરિપુ તો શી વિસાતમાં છે?"

"પરંતુ જે મનને સંબોધન કરવામાં આવે છે તે તો ચંચળ હોવા ઉપરાંત વિકારવશ થવા ટેવાઇ ગયેલુંજ હોય છે. સામાન્ય શિક્ષણ ગ્રહણ કરવાની પણ તેનામાં શક્તિ નથી હોતી તો પછી આવી બાબત શી રીતે ગ્રહણ કરી શકે?"

"જ્યાં સુધી હૃદયમાં શંકાને સ્થાન છે, ત્યાં સુધી પ્રત્યેક કાર્ય અશક્ય જ છે. અને એવી શંકા તથા નિર્બલતાને આપણે જન્મથીજ પોષતા આવ્યા છીએ તેથી આપણને તેમ કરવું જરા વિષમ લાગે છે. પરંતુ એટલું તો સત્ય માનવું કે હમેશ ટકોર કરતાં— હજારપ્રયત્ન કરતાં એક તો અવશ્ય ફલપ્રદ નીવડેજ."

આપતો એના અભ્યાસી છો એટલે આપને તો તેનો અનુભવ હશેજ.

"મનુષ્યના હૃદયની કેટલી વિશાલતા છે, આત્મા કેટલો વિકાસ-પ્રદ છે અને તેનું કેવું અને કેટલું અમર્યાદ સામર્થ્ય છે તે એક નહિં

તો બીજા રૂપમાં પણ સર્વ કોઇના અનુભવમાં આવે છેજ. જો મનુષ્ય પોતાના આત્માનો વિકાસ કરે તો પથ્થર જેવી જડ જણાતી વસ્તુ પણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતી નથી. અરે! આજ્ઞા તો શું પરંતુ તેની ઇચ્છા માત્ર પણ બસ છે. સાક્ષાત્ વિભુ શ્રી રામચંદ્રજીના ચરણ-સ્પર્શ—ઇચ્છા માત્રથીજ પથ્થરવત્ થયેલ અહલ્યા મનુષ્ય દેહને પામી હતી. અરે, એવા સમર્થ પ્રભુની વાત બાજુ પર મુકીએ તો પણ અહલ્યાની પથ્થરવત્ સ્થિતિ કરનાર તેમના પતિનોજ વિચાર કરોને! એ સર્વ શું હતું? ફક્ત આત્મ—વિકાસજ. શત્રુ! મિત્ર થાય કે કેમ? એ જે શંકા આપના હૃદયમાં છે તેના પ્રત્યુત્તરમાં આપ જે સમયના શબ્દોનું મનન કરો છો તેજ વખતની ઇશ્વરની ઘટનાથી બનેલા બનાવો અને સાંભળેલા ઉદ્દગારોનુંજ સ્મરણ કરોને!"

"ખરેખર! તે તો કાંઇક વિલક્ષણજ હતું. પરંતુ તે બાબતમાં આપનો શું અભિપ્રાય છે?"

"મારો શું અભિપ્રાય? હું કોણ? મારૂં કર્ત્તવ્ય શું? અને એની ઇચ્છા શું?' રમાનાથે કાંઇક આશ્ચર્યથી પ્રત્યુત્તર આપ્યો.

"ત્યારે આપ જીવિતપર્યંત બ્રહ્મચર્યજ પાળશો?"

"ઇશ્વરને સર્વની ફીકર છે. અને તેથીજ મારા સામાન્ય ઉદ્દગારોએ એમની વૃત્તિમાં આટલું બધું પરિવર્તન કરી દીધું છે. મનુષ્યની દૃઢતા અને ટેકથી શું અશક્ય છે?"

"શું મનની એટલી પ્રબળ સત્તા છે?"

"સત્તા માત્ર આત્માની છે. મનતો બિચારૂં રાંકડું છે. અને સામાન્ય શબ્દોમાં તે સમજવા કેટલાકોએ મનના બે વિભાગ પાડયા છે. આંતર્મન અને બાહ્યમન. જેને આત્મા તરીકે ઓળખીએ તે આંતર્મન અને જેને મન અગર વિકારવૃત્તિને આધિન થયેલું માનીએ તે બાહ્યમન અને તેથીજ બાહ્યમન ઉપર આંતર્મનની એટલે મન–ઈંદ્રિયોના સમુહ–ઉપર આત્માની સત્તા સ્થાપી. આત્માનો વિકાસ કરવો આવશ્યક છે. રાત્રિ દિવસના સતત ચિંતવનથી ઇચ્છિત પ્રાપ્ત થાય છે અને તે પ્રમાણે ઇષ્ટચિંતન, પ્રભુભક્તિ અને તેના સ્વરૂપનું ધ્યાનજ કર્તવ્યતરીકે ગણ્યું છે. આવી ચિંતનક્રિયા કે જેને સામાન્ય રીતે આપણે આન્દોલનો કહીએ છીએ, તેનો કેટલાક પુરૂષો વિધવિધરૂપે ઉપયોગ કરે છે. એક વીર રાજપુત્રને શસ્ત્રાસ્ત્ર પ્રાપ્ત થતાં તે ગૌબ્રાહ્મણ પાલક બની સમાજનો હિતકર બને છે જ્યારે એક મૂર્ખ શિરોમણીને તે પ્રાપ્ત થતાં નરઘાતક પિશાચ બને છે. અને તેજ ન્યાયે એકજ પ્રકારની અને સરખી શક્તિ પ્રાપ્ત છતાં એક સાક્ષર કહેવાય છે જ્યારે બીજો રાક્ષસ કહેવાય છે, એક સુર કહેવાય છે જ્યારે બીજો અસુર કહેવાય છે. પરંતુ આખરે સત્યનો જય છે અને તેથી સદુપયોગ કરનારને વિજયજ મળે છે."

"આવી ઉત્તમ શક્તિ પ્રાપ્ત છતાં અધમ વૃત્તિ થવાનું કારણ શું હશે ?"

"કારણ માત્ર શિક્ષણની ખામી—માતાપિતાની અજ્ઞાનતા. આપણે જોઇએ છીએ કે સરખી શક્તિ હોવા છતાં એક ચોર બને છે, જ્યારે બીજો ચોરને પકડનાર અથવા ચાર-દૂત બને છે; એક ઇશ્વરપ્રેમી

બને છે તો બીજો વિષયપ્રેમી બને છે; એક રક્ષક બને છે, ત્યારે બીજો ભક્ષક-સંહારક બને છે; એક ધર્માત્મા બને છે, તો બીજો પાખંડી બને છે. બારીકીથી અવલોકન કરશો તો સહજ સમજાશે કે મનુષ્યનું જીવન ઉચ્ચ યા અધમ બનાવવું, તે સર્વનો આધાર—મૂલ તેનાં માતાપિતા તરફથી અપાતી કેળવણી અને શિક્ષણ ઉપરજ અવલંબી રહે છે."

"ત્યારે હાલ જે પ્રકારે શિક્ષણ આપવામાં આવે છે તે પ્રકાર યોગ્ય નથી?"

"ખરેજ નથી. શિક્ષણ આપવાનો શું ઉદ્દેશ છે તેજ જો તેમના સમજવામાં નથી, તો પછી યોગ્યતાની તો વાતજ શી?"

"પણ યોગ્યાયોગ્ય જાણ્યા વિના કરવામાં આવતાં કાર્યનું ફલ કેટલીક વખત ઉત્તમ પ્રકટે છે."

"તેમ બને છે. કારણ શિક્ષણ આપતાં અને તે ગ્રહણ કરતાં જે જે નિયમો અને જે જે ઉદ્દેશો સાચવવા જોઇએ તે જાણ્યે કે અજાણ્યે જો સચવાય તો ઉત્તમ ફલ પ્રકટવુંજ જોઇએ. પરંતુ તેજ નિયમોનું જો પૂર્ણ રીતે સમજી—મનન કરી—ને પાલન થય તો વળી તેનું ફલ અલૌકિકજ પ્રકટે."

"ત્યારે કેવા ધોરણો ઉપર શિક્ષણ અપાવું જોઇએ?"

"એ વિષય ઘણોજ લંબાણ વિવેચન કરવા જેવો છે. પણ ટુંકમાં એટલું જ કે આ બાબતમાં પ્રથમ બાલકોને 'સૃષ્ટિ સૌંદર્ય,' 'શારીરિક જ્ઞાન,' 'કર્તવ્ય,' 'શિક્ષણની આવશ્યક્તા' આદિ વિષયો ઉપર

લખાયલાં* પુસ્તકોનું, ભાષા જ્ઞાન થયા પછી શિક્ષણ અપાવું જોઇએ, તેમજ ત્યાર પહેલાં માતા પિતાએ 'ગૃહ શિક્ષણ' આપી તેમને સંસ્કારી બનાવવાં જોઇએ. આ વિષયોનાં તેજ નામથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો હું આપને આપીશ, તેના વાંચન-મનનથી આપ તે બાબત સહજ સમજી શકશો. ત્યાર બાદ તેમને વ્યવહારિક, નૈસર્ગિક અને અધ્યાત્મિક કેળવણી કેમ અને કેવી રીતે આપવી તે બાબતનાં બીજાં પુસ્તકો પણ તમને આપીશ."

"હું ધારૂં છું કે આ બાબત જો જનસમાજઆગળ રજુ થાય અને તે ઉપર ભાષણો આપવામાં આવે તો વિશેષ લાભ થાય ખરો."

"તે સત્ય છે પરંતુ તે સર્વ સમય આવ્યે થઇ રહેશે. કારણ જે જે સમયે જે જે કાર્ય થવાં જોઇએ છીએ તેને માટે સૃષ્ટિનિયંતા યોગ્યવ્યક્તિઓ તૈયારજ રાખે છે; અને તેના હૃદયમાં તેની પ્રેરણા કર્યાજ કરે છે."

આટલી વાતચીત પછી કુંદનલાલ પોતાની પેઢીપર જવા તૈયાર થયો. રમાનાથ પણ પોતાના મધ્યાન્હ કાર્યમાં યોજાયો.

* આ સર્વ પુસ્તકો અમારા તરફથી થોડા સમયમાં બહાર પડશે.

# પ્રકરણ ૨ જું.

## ગરીબ બિચારી માણેક !

" વેળુમાં ઉગેલા છોડનું જેમ શીતળ સમીર પણ પોષણ આપવાને બદલે તેનું ઉચ્છેદન કરી નાંખે છે તેમ, પડતી દશામાં જેમાં મનુષ્ય પોતાનુ સુખ માને છે તે પણ તેને દુઃખ મુલ થઇ ચારે બાજુથી ચૂસી નાખે છે. "

પ્રિય વાંચક ? ઘણા સમયથી આપણે પ્રેમજીભાઇની મુલાકાત લીધી નથી, તો તે શું ઘાટ ઘડે છે તે પણ હવે જોઇએ.

લગ્ન બંધ રહ્યા પછી પ્રેમજીભાઇની દશા કાંઇક જુદીજ થઇ પડી હતી, ઘરમાં કે બહાર પ્રેમજીભાઇને જરા પણ ચેન પડતું નહીં. ઘડીએ ઘડીએ અને પળે પળે ચન્દ્રિકાનું સ્મરણ થયા કરતું હતું. બેરીસ્ટરને હાથમાં લઇ ગમે તે ભોગે પણ ધારેલું કાર્ય પાર પાડવા તેણે ઇચ્છા રાખી હતી પરંતુ બેરીસ્ટરને પોતાની નાલાસી જણાવતાં તે કંઇક અચકાતો હતો. બિચારી માણેકબાઈ તો પ્રેમજીની આવી સ્થિતિ જોઇ બહુજ ગમગીન રહેતી છતાં તેને પ્રેમજીના અંતરમાં પરિવર્તન થતા વિચારોનું ભાન નહોતું. ઘરના મહેતા મુત્સદ્દી તેમજ અન્યભૃત્ય

વર્ગ પણ બધો બદલાઇ ગયેલો ઉચ્છૃંખલ હોવાથી તેને કોઇની પાસે વાત કરવાનું સ્થાન પણ નહોતું. જ્યારે તે ઘણી મુઝાતી ત્યારે કુંજબિહારી દ્વારા પોતાના જુના મુનીમ વરજીવનદાસને બોલાવી તેની સલાહ લેતી; અને તે સત્યપ્રિય વફાદાર મુનીમ પણ યોગ્ય સલાહ આપી પોતાથી બનતી મદદ કરતો. અત્યારસુધી માણેકબાઇ એટલુંજ સમજતી હતી કે પ્રેમજીનાં લગ્ન બંધ રહ્યાથીજ તેની આવી સ્થિતિ થઇ છે. પરંતુ તેની દુષ્ટેચ્છા વિષે તેને લેશમાત્ર પણ ખબર નહોતી, પ્રેમજીને તો લગ્ન થાય યા ન થાય બધું સરખુંજ હતું. તે તો માત્ર ચન્દ્રિકાના યૌવન-સુખનો ભોગી કોઇપણ પ્રકારે થવાની ઇચ્છા રાખતો હતો.

વિષયેચ્છાર્થે પ્રેમ દર્શાવતા વિષયલંપટ પુરૂષોનું ચિત્ત એક જગ્યાએ સ્થિર રહી શકતુંજ નથી; પરંતુ જેમજેમ નવલ યુવતિઓ પ્રતિ તેમની દૃષ્ટિ જાય છે તેમ તેમ એક એકથી એક એક તેને મન તો સૌંદર્યવતી જણાય છે અને તે સર્વ સાથે કામચેષ્ટા કરવાને તેનું મન લલચાય છે. આજે પણ તેવીજ સ્થિતિ થઇ પડી હતી. મહેતા મુત્સદીઓના ગયા પછી માણેકબાઇ દર્શનાર્થે ગયાં હતાં. ઘરમાં ફક્ત પ્રેમજીભાઇ વિના બીજું કોઇજ નહોતું. પ્રેમજી પણ નવયૌવનાઓ પ્રાપ્ત કરવાનાં સાધનોનું ચિંતવન કરતો બેઠો હતો. તેવામાં તેના માળીની છોકરી નંદાબાઇ કાંઇક કારણસર ઘરમાં આવી નંદાબાઇની મા મરી ગઇ હતી. તેની ઉમ્મર લગભગ સોળ વર્ષની હતી. જોકે તેનામાં એટલું રૂપ-લાવણ્ય નહોતું છતાં પણ સ્વચ્છંદે ફરનારી અને પ્રેમજી શેઠને ત્યાં પોષાયલી તે નંદા કાંઇક મોહક તો હતીજ; અને તેમાં પણ યુવાવસ્થા હમેશાં નવોઢાઓને મસ્ત બનાવી મુકે છે

તે મુજબ નંદા પણ તારૂણ્યમાં પ્રવેશેલી હેવાથી મોહક જણાતી હતી. ઘાટી જેવી અભણ કોમમાં જન્મ પામેલી અને નીચ વૃત્તિઓવાળાના સંસર્ગમાં ઉછરેલી તે દુરાચારના ભૂષણરૂપ બની ગઇ હતી.

પ્રેમજી પોતાની વિષય વાસના તૃપ્ત કરવાના વિચારોમાં નિમગ્ન હતો. તેની વિચાર સંકલના તેની દ્રષ્ટિ આગળ અનેકાનેક નવ યૌવનાની પ્રતિમા ખડી કરતી હતી તેમાં તેની દ્રષ્ટિ આ નંદાબાઇ ઉપર પડી. અગ્નિ અને ઘૃત જેવી પવિત્ર વસ્તુઓનો સંગ થતાં પણ ભડકો થઇ ઉઠે છે તો પછી આ કુટીલ, કામી અને વિષયલંપટ પ્રેમજી અને સ્વચ્છંદી યૌવન-દુરાચાર મસ્ત નંદાનું પરસ્પર દ્રષ્ટિમિલન થતાં તો પુછવું જ શું ! પ્રેમજીભાઇએ તુરતજ ઇશારતથી નંદાને પોતાની પાસે બોલાવી અને તેને પોતાની ઇચ્છા તૃપ્ત કરવા યુકિત પ્રયુકિતથી સમજાવવા માંડયું.

" નંદા ! ત્હારો બાપ કયાં ગયો છે ? "

" મેલ્યા આજ સવારનુ ગયો છે તે હજુન આવ્યો નથી. " નંદાબાઇએ ગુજરાતી ભાષા પૂર્ણપણે જાણવાનો ડોળ કરતાં જવાબ આપ્યો.

" ત્હારો બાપ ઘરમાં ન હોય ત્યારે તને એકલીને ઘરમાં ગમે છે કે ? "

ગમતું તો નાહિ. પન અમ્હી શું કરૂં ? અમે ગરીબ પડલે તે ઘરાં બેસી રહેવું જોયે ને ! " નંદાબાઇએ નખરાં કરતાં જણાવ્યું.

" તો તારે સાસરે કેમ નથી જતી ? તને તેડતા નથી કે શું " પ્રેમજીભાઇએ ધીમે ધીમે વકીલાત કરવા માંડી.

"મારૂં લગ્ન હજુન થયું નથી. અને થાય તો તે પણ ગરીબને ઘરીજ." નંદાબાઇએ પણ પ્રેમજીને લલચાવનારો નિશ્વાસ નાખતાં ખુલાસો કર્યો. તેના નિશ્વાસથી પ્રેમજીનામાં નવું ચૈતન્ય આવ્યું હોય તેમ તે ટટાર થયો અને પ્રેમદ્રષ્ટિથી જોતો હોય તેમ જોતો બોલ્યો:—

"નંદા ! તને પૈસાદાર સાથે પરણવું ગમે ?"

"અસા તે શું પુછો છો ?" નંદાબાઇએ શરમાતાં હોય તેમ મુગ્ધ ચેષ્ટા કરતાં પ્રેમજીનું હૃદય ચોરવાની શરૂઆત કરી.

"ના. ના. નંદા ! આમ આવ, શરમા નહિં. ખરૂં કહે તું પૈસાદારને પરણવા રાજી છે ?" પ્રેમજીએ ઉભા થઇ તેનો હાથ પકડતાં પૂછ્યું.

"અસા કાય શરમાવો છો ! પૈસાદારલા પરણવાનુ કોને ગમતુ છે નહિં. આમ હઠ્ઠા કાય કરો છો ?" નંદાબાઇએ પોતાનો હાથ એમને એમ રાખી નીચું જોઇ ભોંય ખોતરતાં જવાબ વાળ્યો. પ્રેમજીભાઇતો આ જવાબ સાંભળતાંજ પાણી પાણી થઇ ગયા. અને બાહ્યચેષ્ટા કરવા લાગ્યા. નંદાબાઇ પણ પોતાના શેઠની પોતાના ઉપર આવી કૃપા જોઇ ખુશ ખુશ થઇ ગયાં.

મનુષ્ય ગમે તેવાં દુષ્કૃત્યો કરવા તત્પર થાય છે પરંતુ પરમકૃપાળુ પરમાત્માનો જેમ બને તેમ તેવાં કૃત્યોથી મનુષ્યોનો ઉદ્ધાર કરે છે. પરંતુ નિર્ભાગી મૂર્ખ મનુષ્યો તેનુ કારણ ન સમજતાં ઉલટું પોતાના કાર્યમાં વિઘ્નરૂપ માની લેછે. પ્રેમજીને પણ તેમજ થયું. પ્રેમજીભાઇ-

પોતાની વિપરેખ્ખા ધુમ કરવા તત્પર થતા હતા એટલામાં બેરીસ્ટર સાહેબની ગાડી ત્યાં આવી પહોંચી. બેરીસ્ટરને જોતાંજ પોતે ગભરાઇ ગયા, અને નંદાનો હાથ છોડી આમ તેમ જાણે કાંઇ શોધતા હોય તેમ ફાંફાં મારવા લાગ્યા. નંદા પણ ત્યાંથી ચાલી ગઇ. બેરીસ્ટરને આવકાર આપતાં પ્રેમજી બોલ્યોઃ—

"વાહરે સાહેબ! ફ્રેન્ડની ખબરતો આવીજ લ્યો છો કે? આજ કેટલે દિવસે મ્હોં બતાવ્યું?"

"શું કહું મારા મહેરબાન! અમને બેરીસ્ટરોને વખતજ ક્યાં મળે છે? પાણી પીવા જેટલી પણ ફુરસદ અમને નથી મળતી." ખુરશીપર બેઠક લેતાં બેરીસ્ટરે જવાબ વાળ્યો.

"ત્યારે તો સજ્જડ તડાકો પડતો દેખું. પણ આજ અત્રે આવવાની ભલી ફુરસદ મળી?"

"શું કરીએ. કેસનાં લફરાં તો રોજ આવે છે. આજ તો એવોજ વિચાર થયો કે પ્રેમજીભાઇની મુલાકાત લઇએ. પણ પ્રેમજી ભાઇ! ભલા તમારા લગ્નનું પછી શું થયું?" બેરીસ્ટરે જુનો પોપડો ઉખેડવા માંડ્યો.

"અરે! આપણને ક્યાં તેની દરકાર છે! આપણને પૈસા ખર્ચીએ તો એના જેવી બીજી બાર મળતાં ક્યાં વાર લાગે તેમ છે?" પ્રેમજીએ મોટાઇ દેખાડવા માંડી.

"અરે હા યાર! હવે હું સમજ્યો. હમણાં ગઇ તે નવલ નવોઢા ત્યારે તો પ્રેમજી શેઠના પૈસાનુંજ ફુલ હશે. મારા સાહેબ! આવામાં

પૈસા નાખો છો. ત્યારે પેલી ચંદ્રમુખી ચન્દ્રિકાને મેળવવામાંજ ખર્ચ કરોને." બેરીસ્ટરે પ્રેમજીને ભંભેરવા માંડયો.

આ મુજબ બેરીસ્ટર અને પ્રેમજીભાઇની વાત ચાલતી હતી એટલામાં વરજીવનદાસ માણેકબાઇને મળવા આવ્યો. દીવાનખાના ભણી નજર કરતાં આ બે વિષયી વાંદરાઓને જોતાંજ તે બિચારો એક બાજુ છુપાઈ ગયો. બેરીસ્ટરને તે સારી રીતે ઓળખતો હતો એટલે તેમની વાતચીત સાંભળવાનો તેને વિચાર થયો. બેરીસ્ટરની વાત સાંભળી પ્રેમજીભાઇને ચન્દ્રિકા મેળવવા ચટપટી થઈ પણ તેમણે તે વખતે તો બેરીસ્ટરને પોતાની ગરજ ન બતાવતાં ઉડાવનારો જવાબ વાળ્યો.

"આપણે વળી બીજે વખતે તે સંબંધી વિચાર કરીશું."

"પણ કહો તો ખરા કે પેલી નવલાંગી સાથે શું વિહારગોષ્ટી ચાલતી હતી ?" બેરીસ્ટરે હવે તેને ઉડાવવા માંડયો.

"અરે યાર ! તમે તો વહેમી છો. એની સાથે તે વળી વિહાર ગોષ્ટી હોય ?"

"વિહાર ગોષ્ટી નહિં તો બીજું શું ? તેનો હાથ પકડીને તો ઉભા હતા." બેરીસ્ટરના આ શબ્દો સાંભળતાંમાં તો બિચારા વરજીવનદાસના હૃદયમાં કેટલાય વિચારો આવી ગયા. અને પોતાના મન સાથે બબડવા લાગ્યો. "અરેરે ! કયાં મારો પવિત્ર મૂર્ત્તિ શેઠ દેવજીભાઇ અને કયાં આ અધમાચારી પ્રેમજી ! કયાં તે માતાતુલ્ય દેવી માણેકબાઇ અને કયાં આ નરપિશાચ વિષયી ! ખરેખર ! વિધીને પણ કાંઇ ચેન પડતું જણાતું નથી. સત્યપ્રિયને સંતાપવામાંજ તેને પણ

આનંદ પડતો જણાય છે. બિચારી માણેકબાઇને વૈધવ્યના દુ:ખ સાથે પુત્ર તરફનું પણ તેવુંજ દુ:ખ. શાસ્ત્રો કહે છે કે સ્ત્રીને બાલ્યાવસ્થામાં પિતાનું રક્ષણ, યુવાવસ્થામાં પતિનું રક્ષણ. અને વૈધવ્ય તેમજ વૃદ્ધાવસ્થામાં પુત્રનું રક્ષણ શ્રેયસ્કર છે. પરંતુ આ તો પુત્રજ દુ:ખરૂપ નીવડે છે ત્યાં બિચારીને સુખ તે શાનું હોય ! અરેરે ! જે ઘરમાં સદા સત્ય, નિતી, ધર્મ, દયા. ક્ષમા વિગેરેનો વાસો હતો, જ્યાં હમેશાં સુપ્ર અને પાત્ર બ્રાહ્મણોને દાન તથા ભોજન અપાતું, જ્યાં તત્વજ્ઞાનની વાતો થતી તે સ્થાન અત્યારે દુરાચારના મૂળરૂપ અને વિષયના નર્ક-સ્થાનરૂપ થઇ પડયું છે. અરેરે ! એક પતિવ્રત પાળનાર પિતાના પુત્ર કૌમારાવસ્થામાંથીજ આવાં દુરાચરણ કરતાં શીખ્યા છે. દ્રવ્યના સદુપ-યોગને બદલે પોતાની વિષયેચ્છા તૃપ્ત કરવામાંજ દ્રવ્યનો વ્યય કરવામાં જે શ્રેષ્ટતા માને છે, ભટ્ટીવંશમાં–ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થઇ નીતિ સંર-ક્ષકને બદલે શીલ–ભક્ષક બને છે ત્યાં લક્ષ્મી કેમ રહે ? ત્યાં ધર્મ કેમ રહે ! અને ત્યાં સુખ કયાંથી હોય ! માતા–દેવીતુલ્ય માણેકબાઇ ! આ હું શું સાંભળું છું ? પણ તેમાં તે બિચારી શું કરે ? એને તો હાલ સહન કરવાનોજ વારો છે. ઇશ્વર પણ એવાં નીતિમાન મનુષ્યોનેજ સતાવે છે—તાવે છે. અરે રે ! ગરીબ બિચારી માણેકબાઇ ! ! ! ’

———:૦:———

# પ્રકરણ ૧૪ મું



## પ્રેમજીનું પોગળ.



"કાર્યદક્ષ, વફાદાર અને સદ્ગુણી મનુષ્યો મૃત્યુ પછી પણ પોતાના માલીકનું શ્રેય કરવા તત્પરજ રહે છે. અને તેમના શ્રેયમાંજ સર્વદા આનંદ માને છે."

માણેકબાઈની રાહ જોઈને વરજીવનદાસને વધુ વખત થોભવું ન પડ્યું. થોડી વારમાંજ માણેકબાઈ આવી પહોંચી. વરજીવનદાસે તેને બેરીસ્ટરની તથા પ્રેમજીની થયેલી વાતચીત સંભળાવી. બિચારી માણેકબાઈ તો જાણે આભ તુટી પડયો હોય તેવી બની ગઈ; અને પ્રેમજીને સુધારવા શો રસ્તો લેવો તેની વિમાસણમાં પડી. હજી પ્રેમજીભાઈ અને બેરીસ્ટરની વાતચીત પુરી થઈ નહોતી એટલામાં એક મુસલમાન અને એક તાત્યારાવ પ્રેમજીભાઈનું નામ પુછતા ત્યાં આવી પહોંચ્યા. આ તાત્યારાવને જોતાંજ વરજીવનદાસના મનમાં હજારો તર્ક વિતર્ક થવા લાગ્યા. વરજીવનદાસ આ તાત્યારાવને ઓળખતો હતો કે તે એક બેવકુફ હતો અને સાથે આવેલો મુસલમાન એક લુચ્ચા ઉઠાઉગીર જેવો જણાતો હતો. વરજીવનદાસના આવવાની પ્રેમજીને ખબર નહોતી. તાત્યારાવ દીવાનખાનામાં દાખલ થઈ ખુરશીપર બેઠા. પેલો મુસલમાન પ્રેમજી ભાઈ તરફ આંગળી કરી બોલ્યો:—

"યહ શેઠજીકા નામ પ્રેમજી શેઠ હે."

"ઠીક સાહેબ! આ સમન્સ લ્યો અને સહી કરી આપો." એમ બોલતાં તાત્યારાવે એક સમન્સ પ્રેમજી શેઠના આગળ ધર્યો પ્રેમજી તથા બેરીસ્ટર સમન્સનું નામ સાંભળીને સજ્જડજ થઇ ગયા.

"શાનો સમન્સ છે?" પ્રેમજી ભાઇએ પુછ્યું

"કોના તરફથી છે?" બેરીસ્ટર બોલી ઉઠયા.

"અજી સાહેબ! વ્હોતો ખમીરાજાનને ઓ નન્નીબેગમ કે ઉપર બદનક્ષીકા ફરીયાદ કીયા હે ઉનકા સાક્ષી સમન્સ હે" પેલા મુસલમાને ખુલાસો કર્યો.

"અરે પણ મને શાનો સાક્ષી સમન્સ?" પ્રેમજીભાઇ બરાડી ઉઠયા.

"ઉસમે આપકો કુછ હરજા નહિં હે" તે મુસલમાન બોલ્યો.

"હો હો. ખરેચ. ત્યાત આપલ્યાલા કાય હરકત આહે? ખાલી કોર્ટાંમધી એઉન સાક્ષ દ્યાયચી." તાત્યારાવે હાજીઓ પુર્યો.

"ખરૂં છે. બીજું કાંઇ નથી. ફકત એક વેશ્યા તરફથી સાક્ષી આપવાની છે." બેરીસ્ટર સાહેબે જાણે એમાં કાંઇ ન હોય તેમ ચાળા કરતાં પ્રેમજીનું હૃદય બાળવા માંડયું.

પ્રેમજીએ ધ્રુજતે હાથે સહી કરી આપી. એટલે પેલો મુસલમાન તથા તાત્યારાવ હસતા હસતા ચાલ્યા ગયા. હવે બેરીસ્ટર સાહેબ પ્રેમજીને સમજાવવા લાગ્યા.

"પ્રેમજી શેઠ? આ શું કહેવાય? બે કુલટા કુલટા લઢીમરે તેમાં તમારી સાક્ષી! આ તો આબરૂના કાંકરાજને?"

"પણ હું તો તે કોઇને ઓળખતોયે નથી અને મારૂં નામ કયાંથી એમના હાથમાં આવ્યું ?"

"ત્યારે તમે સહી શું કામ કરી ? હવે તો કોર્ટમાં જવુંજ પડશે."

"જોઇ લેવાશે. બીજું શું કરવું ત્યારે ?"

"તમે કોઇ સારા બેરીસ્ટરને તમારા તરફથી રોકો. મને તો ટાઇમ નથી, નહિં તો હું ઉભો રહેત." બેરીસ્ટરે સ્વાર્થ સાધવાની ગત રમવા માંડી.

"તમને ટાઇમ મળે તો ઘણું સારૂં. તમારી જે ફી થાય તે લેજો પણ મારે કોર્ટે ન જવું પડે તેમ કરજો." પ્રેમજીએ પોચું મુકી દીધું. બેરીસ્ટર પણ હવે ઉઠયા અને સાહેબજી કરી ત્યાંથી ચાલી નીકળ્યા. હવે માણેક બાઇ તથા વરજીવનદાસનો વારો આવ્યો. પ્રથમ માણેકબાઇએ દીવાનખાનામાં આવી વાત ઉપાડી.

"ભાઇ પ્રેમજી ! હવે તો દિવસે દિવસે હદ થતી જાય છે. તારા બાપનું નામ તેં છેકજ બોળી નાખ્યું. આટલા દિવસ હું આ બધું નહોતી જાણતી."

"અરે એતો બધું તરકટ છે તરકટ. શું મને મારા બાપની આબરૂ વ્હાલી નહીં હોય ? એ તો દુનિયા છે. જેને જેમ ફાવે તેમ બોલે." પ્રેમજીભાઇએ દમામમાંજ માણેકબાઇને દબાવી દેવાનો ઘાટ કર્યો.

"કાલે સરતમાં કેટલા મુકયા તે તો કહે ?"

"મુકયા શાના વળી ? કાલે દશહજાર તો કમાવ્યા."

"ખરેખર કમાવ્યા, શેઠ ! તમે એમ કમાવ તેતો ઠીક, પરંતુ સાથે

સાથે બીજાઓનાંય પાછાં ખીસ્સાં તર થાય છે તેની કાંઇ ખબર છે ? રૂપિઆ ત્રીસ હજારની ઉઘરાણી હતી તે તો ગઇ, પણું હવે તો મીલ પણ મોર્ટગેજ મુકવાનો વખત આવશે. કાલે તમે દશ હજાર ગુમાવી આવ્યા પણ ચોપડામાં કેટલા ઉધાર્યા છે તે જુઓ છો ? " વરજીવનદાસે હવે આંગળ આવી કહ્યું.

" બસ ! તમે મારી ખાનગી બાબતમાં માથું મારનાર કોણ ? તમને કોણે બોલાવ્યા હતા ? " પ્રેમજીએ વરજીવનદાસને ધમકી આપવા માંડી.

" મને તમારા બાપની આબરૂએ બોલાવ્યો હતો અને વધુ પુછતા હો તો તમારી નંદાબાઇના ચાળા જોવા હું આવ્યો છું. " વરજીવનદાસે ઉશ્કેરાઇ જઇ જવાબ આપ્યો.

નંદાબાઇનું નામ સાંભળતાંજ પ્રેમજી ઠંડો પડી ગયો, તેને અંદરથી વરજીવનદાસ પર તો એવી ચીઢ ચઢી કે જાણે " હમણાંજ તેની જીભ કાપી નાંખું " પણ શું કરે ? તેનું કાંઇ ચાલે તેમ ન હોતું. પ્રેમજીને બોલતો બંધ પડેલો જોઇ માણેકબાઇ બોલ્યાં:—

" બેટા પ્રેમજી ! હજી તારા બાપને મરી ગયે ઝાઝો વખત તો થયો નથી, તેમ તારૂં લગ્ન પણ થયું નથી, એટલામાં બધી મીલકત ગુમાવી, આવા લુચ્ચાઓની ટોળીમાં તું ભળીશ તો તારૂં શું થશે ? "

" અરે તમારૂં તો ઠીક, પણ આ તમારાજ ઉપર આધાર રાખનારાં બિચારાં માણેકબાઇ તરફ તો જુઓ. અમારા શબ્દો હમણાં તો તમને ખોટા લાગશે—કડવા લાગશે, પણ વખત આવ્યે ખબર પડશે, "

વરજીવનદાસે ધીમેથી પણ શીખામણુ દેતો હોય તેવી ઢબે કહ્યું. પ્રેમજીએ વિચાર્યું કે હવે નરમ પડી જવું એજ સારૂં છે તેથી નરમાશથી બોલ્યો:—

"મારી ભુલ થઇ. હવે એમ નહીં કરૂં. પણ વરજીવનદાસ! હવે આ સમન્સનુ શું કરવું? આ વખત તો ઉપાય બતાવો!"

"એનો શો ઉપાય! સત્તા આગળ કાંઇ શાણુપણુ ચાલે છે? જાઓ કોર્ટમાં અને આપીઆવો સાક્ષી. બેરીસ્ટર ફેરીસ્ટરથી કાંઇ વળવાનું નથી, એ તો સૌ પૈસા ખાવાની વાતો છે પૈસા ખાવાની. બાકી આટલા દિવસ નહીં અને આજ બેરીસ્ટર તમારી પાસે શું કરવા આવે?" વરજીવનદાસે ટપકા ભરી રીતે જવાબ આપ્યો. પ્રેમજી તો નિરાશ થઇ ગયો; અને વળી જો કોઇ દોસ્તદાર મળી જાય તો સલાહ પુછવાના વિચારથી બહાર નીકળ્યો. તેના ગયા પછી માણેકબાઈ નિશ્વાસ નાખતાં બોલી:—

"વરજીવનદાસ! હવે મારે શું કરવું? આ છોકરો કેમ સુધરશે?"

"બાઇ! લાડમાં ઉછરેલાં છોકરાં હમેશાં એવાંજ નીવડે છે. જેમ જેમ ઠોકર વાગશે તેમ તેમ ઠેકાણે આવશે; બાકી બીજો ઉપાય નથી." વરજીવનદાસે શાન્ત્વન કરતાં કહ્યું.

"પણ ઠોકરો વાગતાં તો તે છેકજ પાયમાલ થઇ જશે અને બાજી હાથથી જશે. માટે ગમે તેમ થાય પણ હાલજ ઉપાય કરવો જોઇએ પણ આ સમન્સ શ્યાનો છે અને એ બધો શ્યો ગોટાળો છે?" માણેકબાઇએ કાંઇક ઇન્તેજારીથી પુછ્યું.

"શું કહું બાઇ ! ખરાબ સોબતે હમેશાં ખરાબજ પરિણામ આવે છે. આ પણ આબરૂ ગુમાવવાનાં જ કામ છે. કોર્ટમાં કોઇ રાંડે એક બીજી વેસ્યા ઉપર બદનક્ષીની ફરીઆદ કરી છે તેમાં ભાઇનું નામ સાક્ષી તરીકે મુકયું છે. તેનો સાક્ષી સમન્સ છે."

"એ રાંડો ગમે તેમ કરે તેમાં ભાઇને શું ? ભાઇનું નામ શું કરવા દે ? બાઇ કોર્ટમાં જઇને કહે નહિં કે હું તો કોઇને ઓળખતોજ નથી."

"ગમે તેમ કહે પણ કોર્ટમાં જાય એટલે એમ તો કહેવાયને કે ફલાણીના કેસમાં પ્રેમજી શેઠની સાક્ષી હતી."

"તેથી શું થયું ?" માણેકબાઇએ ભોળે ભાવે પૂછ્યું.

"શું થયું ? અરે બાઇ, જે છે તે એટલામાંજ છે ને ! લોકો શું નું શું કહે. એમતો કહેવાયને કે પ્રેમજી એવી કુલટાઓમાં ફરતો હશે તેથીજ તેનું નામ આપ્યું. બીજા કોઇનું નામ કેમ ન આપ્યું ?"

"ત્યારે હવે શો ઉપાય ?"

"હવે શું થાય ! એતો ફરી વળ્યું આબરૂપર પાણી. જે થાય તે ખરૂં."

"વરજીવનદાસ !" માણેકબાઇએ ડુસકાં ભરતાં કહ્યું "ત્યારે હવે કાંઇજ ન થઇ શકે ? મારા જીવતાં—મારા દેખતાં મારા શેઠની આબરૂ જાય અને હું તથા તું તે જોઇ રહીએ ?"

ઉપરના શબ્દો બોલતાં બોલતાં માણેકબાઇએ પોતાની શુદ્ધિ ખોઇ દીધી. પોતે શું બોલે છે તેનું પણ તેને ભાન ન રહ્યું અને મોટેથી

રડી પડી. વરજીવનદાસનું હૈયું પીગળી ગયું; અને તે આશ્વાસન આપતાં બોલ્યો.

"બાઇ! ધીરજ રાખો. પ્રયત્ન કરવો એ મનુષ્યનું કામ છે પરંતુ ફલ આપવું એ ઇશ્વરને હાથ છે. મારાથી બનતું કરીશ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો હું મારા શેઠની આબરૂ નહિં જવા દઉં. પણ—"

"'પણ' કહી કેમ અચકયા? શું છે?"

"વખતે ખર્ચ ઘણો કરવો પડશે." વરજીવનદાસે અચકાતાં અચકાતાં વાકય પુરૂં કર્યું.

"કાંઇ વાંધો નહિં. મારા પતિની આબરૂ જાળવતાં બંગલો, બાગ બગીચો બધું જાય, સર્વ સંપત્તિ જાય, ભલે હું ઘેર ઘેર ભીખ માગતી થઇ જાઉં, તેની મને જરા પણ ફીકર કે ચિંતા નથી. પણ—પણ મારા ધણીની આબરૂ, તેનું નામ જાળવો. વરજીવનદાસ! તમને કાલાવાલા કરી કહું છું કે આટલો વખત લાજ રાખો. પ્રેમજીના બોલવા સામે ન જોશો. એ તો મૂર્ખ છે. તેને શત્રુ અને મિત્ર ઓળખવાની ગમ નથી." માણેકબાઇ આટલું બોલતાં બોલતાં ઉશ્કેરાઇ ગઇ. વળી પાછું તેણે આગળ ચલાવવા માંડ્યું. "તમે આજ સુધી તેના તિરસ્કારની જરા પણ દરકાર કર્યા વિના તેનું શ્રેય સાધતા આવ્યા છો તો હવે આટલું કાર્ય જરૂર કરો અને તમારી મુનીમગીરીની જગ્યા પાછી હાથમાં લ્યો."

માણેકબાઇને ધીમી પાડતાં વરજીવનદાસ બોલ્યોઃ—'બાઇ! શાન્ત થાઓ. મારાથી બનતું સર્વ કરીશ. પણ મુનીમપદ પાછું નહીં લઉં.

મને આ દુનિયાપર કંટાળો આવ્યો છે. મારો હવે પછીનો કાળ કોઇ મહાત્માના આશ્રયમાં ગાળવાનો મેં નિશ્ચય કર્યો છે. પણ તમે ચિંતા ન કરશો. હું—"

"ત્યારે શું તમે મને દુરાચારી પ્રેમજીની દયા પર છોડી જશો? તમને તમારા શેઠની મમતા પણ આડે નથી આવતી?" માણેકબાઇએ આજીજીના સ્વરે કહ્યું. "શું આટલામાંજ તમારૂં કર્તવ્ય સમાઇ જાય છે? ભલે તમે બધી બાબતમાં માથું ન મારશો, પણ પ્રેમજીના બધા વ્યવહાર ઉપર દેખરેખ તો રાખશોજ ને? ભલે તમે આખો દિવસ અહીં ન રહેશો, તમને ફાવે ત્યારે આવજો અને ફાવે ત્યારે જજો. પણ કર્તવ્ય ન ચુકશો," માણેકબાઇએ કરૂણ સ્વરે કહ્યું. વરજીવનદાસનું હૃદય પીગળ્યું, થોડોક વખત વિચાર કરી અંતે તે બોલ્યોઃ—" ઠીક છે, હાલ તો હું જાઉં છું. તમે હવે આ બાબતની જરા પણ ચિંતા ન કરશો. અને પ્રેમજીભાઇની સાથે પણ કાંઇ ન બન્યું હોય તેમ શાન્તિથી વર્તજો. મારા શેઠની આબરૂ સંભાળવામાં મારો ઇશ્વર જરૂર મને ફતેહ આપશેજ."

આટલા શબ્દો બોલી વરજીવનદાસ ત્યાંથી ચાલી નીકળ્યો, દુઃખી માણેકબાઇ તેની પાછળ દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી જોઇ રહી. શુન્ય હૃદયની બની ગઇ, અને નિર્જીવ નિશ્ચેષ્ટ પથ્થરવત્ કેટલીક મીનીટ સુધી ઉભી રહી. અંતે લાંબો નિશ્વાસ નાખી બોલી ઉઠીઃ—

"વરજીવન! વરજીવન! તારામાં એવું તે શું ભર્યું છે? તારૂં હૃદય કેવું છે? તારા પ્રતિની મારી લાગણી અત્યારે કેમ જુદા રૂપમાં ફેરવાઇ જાય છે? ખરેખર! તું હિતેચ્છુ તે હિતેચ્છુજ છે. ઇશ્વર તને વિજય આપો!"

# પ્રકરણ ૧૫ મું.

## ગિરામૃત પાન.

" કોને ખબર છે કાલની, ક્ષણમાં જનારો દેહ છે,
એ સિદ્ધ વાત વિષે તમોને આજ શો સંદેહ છે ?
માટે પરમ સુખ પામવાનાં કાર્ય કોડે આદરો,
'ગઇ પલ ન પાછી સાંપડે' એ કાલનો નિશ્ચય ખરો. "

કેશવકૃતિ.

રાત્રિની સ્ફુરણાથી પ્રેરાયલો રમાનાથ સદ્‌ગુરૂ સ્નેહાનંદના દર્શનાર્થે સ્નેહશૃંગ પર આવી પહોંચ્યો. આજુબાજુ બધું શાન્ત હતું. રાત્રિની ચાંદનીજ ફક્ત તે ગુરૂ શિષ્યની વાર્તા સાંભળવા સર્વવ્યાપક તરીકે હાજર હતી. રમાનાથ સ્નેહશૃંગ પર જઇ સદ્‌ગુરૂની રાહ જોતો ઇશ્વરની રચના નીરખવા લાગ્યો. હજી તેને આવ્યે ફક્ત પાંચેક મીનીટ થઇ હતી પણ તેને તો તે પાંચ દિવસ જેવી લાગી અને છેવટે ગુરૂ સ્મરણ કરતો બબડવા લાગ્યોઃ—

" ગુરૂ ૐ, ગુરૂ ૐ, ગુરૂ ૐ.

તું તો જપી લે મનવા ૐ મંત્ર, જપ ગુરૂ ૐ ૐ ગુરૂ, ૐ ગુરૂ.

✽ ✽ ✽ ✽ ✽

ભલે જપે કો તન ધન દારા, ગૃહ સુત ગ્રામ ગરાસ,
સહુનુ મુળ શ્રી ગુરૂ જપી તું, ગુરૂત્વમાં કરવાસ—હૃદયે ÷



ગાતાં ગાતાં ગુરૂધ્યાનમાં લીન થઇ ગયો. આંખો મીંચાઇ ગઇ અને તેનું બાહ્ય સષ્ટિજ્ઞાન અદ્રશ્ય થયું. અંતરમાં ગુરૂ દર્શન થયું, ન થયું અને નેત્રો પાછાં ઉઘડી ગયાં. નેત્ર ઉઘડતાંજ સદ્‌ગુરૂ મહાત્મા યોગેશ્વર શ્રીસ્નેહાનંદને પ્રત્યક્ષ જોયા. કંઠ ગદ્દગદિત થયો અને શરીર તેઓશ્રીના ચર્ણમાં પડયું. મૃદુ શિતળ સ્પર્શથી ઉઠાડતા સ્નેહાનંદ બોલ્યા:—

"વત્સ! ઉઠ. હર્ષ શોકને હૃદયમાં આટલી મહત્તા અપાય કે? સર્વ સમાનજ ગણીએ."

"ગુરૂજી!" પ્રેમાવેશમાં ગદ્‌ગદ્ થયેલો રમાનાથ વિશેષ કાંઇજ ન બોલી શક્યો.

"શરીર સમ્પત્તિ તો ઠીક છે ને!" સ્નેહાનંદે મમતા ભર્યા અવાજે પુછ્યું.

"પ્રભુ! આપનાથી શું અજ્ઞાત છે? આપ કૃપાવડે સર્વ સાનુકૂલ છે."

"કેમ! હવે તારી મનુષ્યોનાં આંતર્જીવન અવલોકવાની ઉત્કટેચ્છા પૂર્ણ થઇ?" કાંઇક સહાસ્ય પ્રશ્ન કરી સ્નેહાનંદે રમાનાથ ભણી જોયું.

"પ્રભુ! મારૂં હૃદય આપનાથી દૂર નથી. સ્હેજ જોતાં વધુ જોવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે, તેમજ જોયા પછી તે સુધારવાની લાલસા

÷ સુધાસ્રોતસ્વિનિ, દ્વિતીય કલ્લોલ.

થઇ આવે છે. પરોપકાર કરી અન્યજીવન સુધારવું એમ હૃદયેચ્છા થાય છે."

"ત્યારે આજસુધીમાં શું કર્યું? શું કાંઇજ ન થઇ શક્યું?" સ્નેહાનંદે માર્મિક પ્રશ્ન કર્યો.

"કંઇક કર્યું. એકનો જીવન પ્રવાહ સરળ કર્યો." રમાનાથે અહંકારાધિન થઇ જવાબ આપ્યો.

"હવે થઇ રહ્યું." સ્નેહાનંદે હસતાં હસતાં કહ્યું. "હે તાત! હવે તારાદ્વારા કાંઇજ નહિં થાય. તારા શબ્દશ્રવણથી ઇષ્ટેચ્છાવડે ચન્દ્રિકાની વૃત્તિ બદલાઇ તેમાં તું તને પોતાને કર્ત્તા માની બેઠો!"

"હવે કેમ નહીં થાય?" રમાનાથે શંકિત હૃદયે નિરાશ થઇ પ્રશ્ન કર્યો.

"કર્ત્તા અને દ્રષ્ટાનો ભેદ તારા હૃદયમાંથી ભુંસાઇ ગયો. આટલામાંજ તને દ્રષ્ટા ત્યજી કર્ત્તાનું અભિમાન થયું, તેજ બતાવી આપે છે કે તું જરૂર લેપાઇશ. અલિપ્ત દશાને તું હજી પાત્ર થયો નથી. હવે ત્હારો શું વિચાર છે?" સ્નેહાનંદ ઠપકો આપતા હોય તેમ બોલ્યા.

"ગુરૂજી! હું શું—" રમાનાથ વધુ બોલી ન શક્યો.

"તેમાં તારો ઉપાય નથી. ત્હારી ઇચ્છા હું જાણું છું. ભલે હજી તું તેં ધારેલા કાર્યમાં પ્રવર્ત, પણ કર્ત્તવ્ય સમજીનેજ પ્રવર્તજે. જો જરા પણ અહંપણાનો—કર્ત્તા તરીકેનો ભાવ રાખ્યો તો વિપત્તિ આવશે. મારી ઘણી ઇચ્છા છે કે તું ત્હારા તે વિચારો છોડી દે, પણ ઇષ્ટેચ્છા તેવી નથી. હજી ત્હારે કેટલાંક કાર્યો કરવાનાં છે. પણ તે

સર્વ કર્તવ્ય સમજીનેજ કરજે. હવે હું તને આ સ્થળે મળી શકીશ નહીં, કારણ આ સ્થળ અત્યંત ઉપાધિજનક છે. હવે તો જ્યારે જરૂર જણાશે ત્યારે હુંજ તને સમય આવ્યે મળીશ."

" હે પિતાજી ! આપના દર્શનવિના મને યોગ્ય સલાહ કેવી રીતે મળશે ? હું તો હજી અજ્ઞાન છું. પગલે પગલે મારી ભુલો થવા સંભવ છે. તો મારા તારક—આપ—જો દર્શન ન આપો તો મારૂં શું થાય ?"

" વત્સ ! શાન્તથા. સર્વેશ્વર શ્રી પરમાત્મા સર્વની સંભાળ લે છે. તેમ છતાં હું તને વારંવાર સ્ફુરણ કરતો રહીશ. કદાપિ મારા આમ કહેવાથી તને અસંતોષ થતો હશે, કારણ ચિંતનક્રિયા અને સ્ફુરણાનું તને હજી પૂર્ણ જ્ઞાન નથી, પરંતુ તેથી શોકાધિન થવાનું કારણ નથી. જો તું શાન્ત ચિત્તથી વિચાર કરીશ તો તને સમજાશે કે પ્રત્યેક કાર્ય સ્ફુરણાવડે થાય છે. અંતરમાં સ્ફુરણા થવાથી વિચાર ઉદ્ભવે છે અને વિચાર વાણીદ્વારા પ્રત્યક્ષ થાય છે અને પછીથી કાર્ય થાય છે. કેટલેક વખતે વિના વાણી પણ કાર્યો થઇ શકે છે, પરંતુ જે સ્ફુરણા થાય છે તેના વિદ્વાનોએ બે વિભાગ પાડયા છે. પ્રથમઃ એક વિચારમાંથી કાંઇક સ્ફુરણ થાય અને તેના વિચારમાંથી વળી ત્રીજું સ્ફુરણ થાય. એ રીતે નીસરણીનાં પગથીયાં માફક એક પછી એક વિચાર યા સ્ફુરણ થાય તે. તેને વિચાર સંકલનાના નામથી ઓળખીશું; અને બીજું કોઇ પણ વિચાર કે સ્ફુરણ ઉદ્ભવવાનો લેશ પણ સંભવ ન હોય તેવે પ્રસંગે એકાએક નવિન—અણચિંતવ્યું સ્ફુરણ થાય તે. એટલે જો સરળ શબ્દોમાં કહીએ તો સ્થિર પાણીથી ભરેલા તળાવમાં

એક કાંકરો નાખવાથી જેમ સ્થિર પાણી એકાએક ગતિમાં મુકાય છે અને પાણી મોજા રૂપે હાલી ગોળ વર્તુલાકારમાં બધે પ્રસરે છે અને પછીથી અમુક સમય સુધી તેવી પરંપરા—એક પછી એક વર્તુલ—ચાલ્યા જ કરે છે. આમાં જે પ્રથમ વર્તુલ થાય છે તે બીજા વિભાગ સાથે, અને પછીની વર્તુલની પરંપરા એ પહેલા વિભાગ સાથે એટલે વિચારસંકલના સાથે સરખાવતાં બન્ને વચ્ચેનો ભેદ સ્પષ્ટ થઇ જાય છે. મનુષ્યનું—હૃદય—અંતઃકરણ અથવા મગજ એ એક પાણીથી ભરેલું સરોવર છે. જેમ હાલતા જળવાળા સરોવરમાં કાંકરો નાખવાથી કાંઇ ખાસ પરિણામ ન નિપજતાં પ્રથમથી હાલતા જળમાં થતા ફેરફારોમાં મિશ્ર થઇ જાય છે, તેમજ અસ્થિર હૃદયમાં થતું સ્ફુરણ પણ તે અસ્થિરતામાં મળી જવાથી કાંઇ પણ પરિણામ પામી શકતું નથી, પરંતુ સ્થિર જળમાં એક ઝીણામાં ઝીણા કાંકરાના પડવાથી પણ પરિણામી વર્તુલો થાય છે તેમ સ્થિર—શાન્ત—હૃદયમાં પણ થતી—કરેલી—સ્ફુરણા ચોકસ અથવા ધારેલું પરિણામ નિપજાવે છે. માટે ત્હારે અસ્થિરતા, અદ્રઢતા, અવિશ્વાસ, ચિન્તા આદિનો ત્યાગ કરવો. અને હમેશ શાન્તિ, દયા દ્રઢતા, આદિમાં મગ્ન રહેવું, કે જેથી હૃદયમાં તાત્કાળિક સ્ફુરણ થયા વિના રહેજ નહિં. અચિંતિત જે વિચાર હૃદયમાં આવે—જે સ્ફુરણ થાય તે તુર્ત ગૃહણ કરી લેવું અને તે આવવાનું કારણ, પ્રેરનાર કોણ તથા તેનું પરિણામ શું હશે? એ આદિ પ્રશ્નોથી સત્ય સંશોધન કરવું; જેથી સર્વ બીના સ્પષ્ટ સમજી શકાય. જેમ જળમાં એક સ્થળેથી ઉદ્દભવતા વતુલમાં બીજે સ્થળેથી ઉદ્દભવતુ વર્તુળ ઐકયતા ન દર્શાવતાં વિરૂદ્ધતા દર્શાવે છે અને એકજ સ્થળેથી ઉદ્દભવતાં વર્તુ-

લોજ સમાનતા દર્શાવે છે તેમ એકજ પ્રકારના—એટલે સમજાતીય વૃત્તિવાળાં હૃદયોજ પ્રેરણા કરી શકે અને સ્ફુરણ ઉપજાવી તેમજ ગ્રહણ કરી શકે છે. સૃષ્ટિ માત્ર અણુ અણુમાં વાતાવરણથી ભરેલી છે અને તેથી કરેલી પ્રેરણા તે વાતાવરણમાં જ્યાં સજાતીય વાતાવરણ હોય છે ત્યાંજ જઇ ઠરે છે—સ્ફુરે છે; પરંતુ વિજાતીય વાતાવરણ હોય તો પ્રેરનારનો શ્રમ નિષ્ફળ જાય છે.

મનુષ્ય માત્ર ઇશ્વરનો અંશ હોવાથી તેના હૃદયમાં—અંતરમાં આત્મામાં જે કાંઇ સ્ફુરણા થાય છે તે નિરર્થક, નિર્માલ્ય, કે નિષ્પ્રયોજન તો હોતીજ નથી; પરંતુ મનુષ્ય તેની આવશ્યકતા અને કારણ જાણતો ન હોવાથીજ તેને નિરર્થક ગણી કાઢે છે. તપાસ કરીશું તો સહજ સમજાશે કે કેટલાય વિદ્વાનો નિર્જીવ જેવી જણાતી સ્ફુરણા—કલ્પના માંથી આશ્ચર્યકારક પરિણામો નીપજાવી શક્યા છે. માટે ટુંકામાં કહું છું કે હે વત્સ ! હે તાત !! સદૈવ હૃદયને શુદ્ધ રાખી રાગદ્વેષ અને હર્ષશોકથી રહિત થઇ શાન્ત રહેજે, કર્તા અને દ્રષ્ટાના ભેદને ક્ષણ માત્ર ન ચુકતાં હૃદયમાં સ્મરજે અને કર્ત્તવ્યપરાયણ થઇ ઇષ્ટમંત્ર જપતો નિર્લેપપણે સૃષ્ટિમાં વિચરજે. ૐ ૐ ૐ. ”

સ્નેહાનંદે છેલ્લા શબ્દો બોલતાં રમાનાથના માથાપર હાથ મુકયો અને વધુમાં બોલ્યા:—

“ વત્સ ! જીવનનો ભરોંસો નથી. જે કાર્ય કાલે વાકરનું તે આજ અને આજ કરવાનું હોય તે હાલજ કરી લેવું જોઇએ. સમયનું મૂલ્ય જાણવાની આવશ્યકતા છે. હવે હું જાઉં છું. તારૂં કલ્યાણ થાઓ.” છેલ્લા શબ્દો બોલતાં મહાત્મા ટેકરી ઉપરથી ઉતર્યા. થોડેક દુર સુધી

તે જણાયા અને પછી અદ્રશ્ય થયા. રમાનાથ પણ હવે ધીમે ધીમે ઉઠયો અને ઘરભણી ચાલ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં ગુરૂના શબ્દોનું મનન કરતાં જ્યારે ઘર આવ્યું ત્યારેજ તે જાગૃત થયો. જોકે બાર વાગવા આવ્યા હતા છતાં પણ રમાનાથની રાહ જોઇને કુંદનલાલ, કેશર, ચન્દ્રિકા આદિ જાગતાંજ બેઠાં હતાં. મોરારજી શેઠ તથા રાધાબાઇને પોતાના વ્યવહાર સિવાય અન્ય બાબતોમાં માથું મારવાની કે જાણવાની જીજ્ઞાસા ન હોવાથી તે તો સુઇજ ગયાં હતાં. જેવો રમાનાથ આવીને બેઠો કે તુરત કુંદનલાલ તથા કેશરે ઉપરા ઉપર મહાત્માવિષે પ્રશ્નો કરવા માંડયા, પણ તેમને શું પ્રત્યુત્તર આપવો તેજ રમાનાથને સમઝાયું નહીં. ટુંકામાં તેણે જણાવ્યું કે ગુરૂનાં દર્શન કર્યાં અને હાલ તુરત ગુરૂફરી મળી શકે તેમ નથી. આ શબ્દો સાંભળતાં ચન્દ્રિકાના મનમાં કોણ જાણે શા વિચારથી અત્યંત હર્ષ થયો. છતાં તે મનમાં સમાવી શાન્ત બેઠી, પણ કેશરની દ્રષ્ટિથી તે છુપાયો નહી. ઉપરનો જવાબ આપી રમાનાથે કુંદનલાલને પૂછયું:—

"મારા હૃદયમાં પ્રશ્ન એ ઉભો થાય છે કે મારે હવે મારો જીવન ક્રમ કેવો ગોઠવવો? કયો માર્ગ ગ્રહણ કરવાથી મનુષ્યોનાં જીવન સુધારી શકાય? કયા માર્ગથી સમાજને આ શરીર ઉપયોગી થઇ પડે? આવા આવા વિચારો હૃદયમાં ઉદભવે છે છતાં કાંઇ પરિણામ આવતું નથી."

"પ્રથમ તો સર્વનો અનુભવ લેવો અને પછી જે યોગ્ય જણાય તે માર્ગ લેવો." કુંદનલાલે કહ્યું.

"હું પણ એમજ ધારૂં છું અને તેથી મારા ધારવા મુજબ મારે

છીએ અત્રે રહી કેટલીક માહિતી મેળવવાની જરૂર છે.

"સાથે સાથે સંસાર વ્યવહારમાં પણ નિપૂણ થવું જોઇએ. તેમ કર્યા વિના સંપૂર્ણ અનુભવ તો નજ મળે." કેશરે કહ્યું.

"એ પણ ખરૂં છે. તે પણ વિચારવા જેવું છે." કુંદનલાલે હામાં હા મેળવી.

"ઠીક છે. વિચાર્યા પછી વાત." એટલું કહી રમાનાથ પોતાના ઓરડામાં ગયો. રમાનાથના ગયા પછી ચન્દ્રિકાએ કહ્યું:—

"સદ્દગુરૂ પાસેથી મળેલા ગિરામૃતનું પાન આપણે તો ન કરી શક્યાં." !

આ શબ્દો સાંભળી કુંદનલાલે કાંઇક હાસ્યસહ ચન્દ્રિકા તરફ જોયું. સમયનો લાભ લઇ કેશર બોલી ઉઠી:—

"અમારી વાત તો ઠીક. પણ 'હાલ સદ્દગુરૂનાં દર્શન નહીં થાય,' અને 'ઠીક જોઇશું.' એ ગિરામૃતનું તેં તો પાન કર્યું ને ?"

---

# પ્રકરણ ૫ મું.

## વસંતરાવ.

**"મૃગના શિકારીઓ મૃગને દોડીને પકડી શકતા નથી, પરંતુ મૃગને વશ કરવાની કળાથીજ ફતેહ પામે છે."**

ગીરગામમાં કમલાને જે મકાનમાં રાખવામાં આવી હતી તે મકાનમાં રામરાવ વિગેરે મૂર્તિ ઘણે ભાગે રાત્રિનાજ આવતી. અને તેથી દિવસે તો કમલા અને વસંતરાવ એ બે સિવાય બીજું કોઇ ત્યાં રહેતું નહિં. નરોત્તમદાસ તથા બેરીસ્ટરની સાથે વાતચીત થયા પછી કમલાબાઇના રંગ ઢંગ કંઇક ન્યારાજ જણાતા હતા. તે એમ સમજતી હતી કે બેરીસ્ટરજેવા મુખખ અને નરોત્તમદાસ જેવા ફુલણજીને ફુલાવી પોતાનું કામ કાઢી લેતાં હવે કાંઇ વિલંબ લાગશે નહીં. બન્નેને પોતે પોતાની પ્રેમ લાલસા આપી હતી પણ તે કઇ બાજી રમતી હતી તે સ્હેજમાં સમજી શકાય તેવી નહોતી. વસંતરાવને પણ તે દિવસથી કમલાના વર્તનમાં કાંઇ ભેદ લાગવા માંડયો.

વસંતરાવ રામરાવને ત્યાં, જ્યારથી કમળાને ગીરગામમાં રાખવા માંડી ત્યારથીજ નોકર રહયો હતો. તેને મા બાપ, ભાઇ, બહેન કોઇ નહતું. તે ભણેલો તેમજ કેળવાયલો યુવક હતો. તેના વર્તન તથા સ્વભાવ ઉપરથી તે કોઇ આફતમાં આવી પડેલા ખાનદાન કુટુંબનો માણસ જણાતો હતો. જેમ જેમ તે કમલાની સાથે રહેતો ગયો તેમ તેમ કમલાના સૌંદર્યથી તેનું મન આકર્ષાતું ગયું. સમય જતાં તેના મનમાં કમલા પ્રતિના પ્રેમે વાસ કર્યો. પરંતુ કમલા હજી શુદ્ધ પ્રેમપાત્ર થઇ નહોતી. તેને તો ફકત દ્રવ્ય લાલસાજ લાગી હતી. છતાં એટલું તો જણાવવું જોઇએ કે હજુ તે વ્યભીચારના માર્ગે ઉતરી ન હોતી, જો કે બ્હારથી પોતાનુ કાર્ય સાધવા ગમે તેવા શબ્દો બોલતાં તેમજ ચાળા કરતાં તે અટકતી નહોતી. આ ઉપરથી પ્રાચીન રૂઢી મુજબનો તે વ્યભીચારીજ હતી પરંતું હજી શરીર સંબંધની વાત ન

હોતી. અને તેવા સંબંધને તે અંતઃકરણ પૂર્વક ધીકકારતી પણ હતી. વસંતરાવની માફક કમલા પણ ગાયનની શોખીન હતી. હારમોનીયમ સારંગી આદિ સાહિત્યો તેણે વસાવ્યાં હતાં. અને જ્યારે જ્યારે તે ગાતી તથા વગાડતી ત્યારે વસંતરાવ તેમાં કેવળ લીન થઇ જતો અને એ રીતે દીવસે દીવસે તેનો પ્રેમ વધતો ગયો કમલાને રાત્રિના મકાન છોડીને બહાર જવાનો પ્રતિબંધ હતો તેથી તે હરરોજ ઘરમાંજ રહેતી. પરંતુ કેટલીક વખત જ્યારે જ્યારે રામરાવ દિવસના કમલા પાસે આવતો ત્યારે ત્યારે તે રાત્રિના બહાર જતી હતી. આજે પણ રામરાવ બપોરના આવી કમલા સાથે અડધો એક કલાક ખાનગી વાતચીત કરી ગયો હતો અને તેથી રાત્રિના નવેક વાગતાં કમલા બહાર જવા તૈયાર થઇ. વસંતરાવ કે જે ધીમે ધીમે તેને શુદ્ધ અંતઃકરણથી ચ્હાતાં શીખ્યો હતો, તેના હૃદયમાં અનેકાનેક શંકાઓ ઉત્પન્ન થઇ. તેણે પણ કમલા કયાં જાય છે તે જોવા, જાણવા તેની પાછળ જવા નિશ્ચય કર્યો. અને આપણે ગુફામાં કાળરાત્રિએ થતાં કાળાં કૃત્યના અંતે કમલાના કૃષ્ણ હૃદય વિષે જે શબ્દો સાંભળ્યા હતા તે બોલનાર બીજુ કોઇ નહિં પણ વસંતરાવજ હતો.

બેરીસ્ટર, નરોત્તમદાસ તથા રામરાવ સાથે કમલા શું બાજી ખેલતી હતી તે વસંતરાવ સમજી શકયો નહોતો, અને તેનુ આવી ટોળીમાં અગ્રપદ જોઇ તેને કાંઇક તિરસ્કાર ઉત્પન્ન થયો હતો છતાં તેના સ્વરૂપ સૌંદર્ય અને બાહોશથી તે વધારે લુબ્ધ થતો હતો, અને સ્વાભાવિકજ તેના મનમાં એવો વિચાર આવ્યો કે કોઇ પણ પ્રકારે જો તેણીની શક્તિને સન્માર્ગે લગાડી શકાય તો તે ઘણાંજ સુકૃત્યો કરી શકે. કમલાને અગાધ

મળ્યાના કરારનામા ઉપર સહી થયા પછી કમલા કાંઇ જુદાજ પ્રકારનું વર્તન બતાવતી ગઇ. રામરાવને પણ આથી ભય લાગવા માંડયો. રામરાવ, નરોત્તમદાસ તથા બેરીસ્ટરતો ખાસ સાઠ લાખ માટેજ ધમાલ મચાવી મુકતા હતા. અને તેમાં પણ નરોતમદાસ અને બેરીસ્ટર તો હવે પૈસાના લોભ કરતાં કમલાના સૌંદર્યને વિશેષ ઇચ્છતા હતા, અને પોતાના દ્રવ્ય ભોગે પણ કમલાના કૃપાકટાક્ષને ખરીદવા તત્પર હતા. ફક્ત ઇબ્રાહીમ અને એદલજીનીજ આશાઓ મોટી હતી, અને તેઓ વધુ દ્રવ્ય મેળવવા અનેક કાળાં ધોળાં કરતા હતા. એક સરનો છોકરો અને બીજો ચેમ્પીયન બેંકીંગ સોસાયટીનો એજન્ટ એટલે પછી મણાજ શી ! તેમણે વળી એક નવીજ ટોળી તૈયાર કરી હતી. કમલા પણ એવીજ દ્રવ્ય લોભી હોવાથી ધીમે ધીમે એદલજીવાળી ટોળીમાં ભળી હતી અને ત્યાં પણ તેની કાર્યદક્ષતાએ તેને અગ્રપદ અપાવ્યું હતું. ચાલતી ટ્રેનોએ ચોરી કરવી, સોનેરી ટોળી માફક નવી બનાવટી પેઢીઓ ઉભી કરવી, લોકોને લુંટવા, હજારો ગરીબો તેમજ શ્રીમંતોનાં ગળાં રેંસવાં અને પૈસો મેળવવો એજ તેનો ઉદ્દેશ હતો. આ ટોળીએ ધીમે ધીમે પોતાનું જોર જમાવવા માંડયું હતું. વસંતરાવ સોનાની ચલ્લીઓ ઉડાવવા ઇચ્છતો નહતો પરંતુ તે તો માત્ર સૌંદર્યની ચલ્લી કમલાનેજ ઇચ્છતો હતો અને તેથી ધીમે ધીમે કમલાદ્વારા તે પણ એ ટોળીમાં દાખલ થયો. એકજ કાર્યાર્થે ભેગા મળવાથી વળી કમલા અને વસંતરાવની વચ્ચેનો સંબંધ ધાડો થયો હતો. આ નવી ટોળીમાં એદલજી, ઇબ્રાહિમ, કમલા અને વસંતરાવ એ મુખ્ય કાર્યવાહકો હતા તેમાં પણ કમલાની મનેચ્છાઓ ઘણી મોટી હતી તે તો ' મારવો

તો રાજા અને ખોદશે તો ડુંગર ' એજ કર્ત્તવ્ય સમજતી હતી. નાનાં નાનાં કાવતરામાં તે ભાગ લેતી નહોતી. અને તેથી તેં દ્વારા મળતું દ્રવ્ય પણ તે તેમનેજ લેવા દેતી, કમલાની આ રીતિથી તે બધાનો પ્રેમ જીતી શકી હતી. વસંતરાવને તો પૈસાની લાલસાજ નહોતી તેથી તે પણ કમલાના જેટલોજ માનીતો થઇ પડયો હતો. કમલાને હાથ કરવાના વિચારમાં તેને એક રસ્તો સુઝી આવ્યો કે તેણે કમલાના કામમાં તેનાથી સરસાઇ ભોગવવી અને તેને માટે તેણે ડીટેકટીવ નોવેલો. ખુની ટોળીઓ, ખૂનના કેસો વિગેરેનો તેણે ઘણોજ સારો અભ્યાસ કર્યો અને ધીમે ધીમે એક હોંશીઆરમાં હોંશીઆર ડીટેકટીવનો પણ કાન પકડવા જેટલી બાહોશી તેણે મેળવી. આથી કમળા પણ ધીમે ધીમે તેના પ્રતિમાનની લાગણીથી જોવા તથા તેની પાસે તેવોજ અભ્યાસ કરવા લાગી. આ રીતે તે નવી ટોળીનું બંધારણ થયું અને તેમાં પણ તેમણે કેટલાંક હલકી જાતનાં સ્ત્રી પુરૂષોની મદદ લેવા માંડી. પરંતુ તેમાંનું કોઇ આ ટોળીના નેતાઓને ખરા રૂપમાં ઓળખી ન શકે એટલી હોંશીઆરી વસંતરાવે રાખી હતી. અને તેઓ જુદાજ નામથી ઓળખાતા હતા. કમલા તથા વસંતરાવના દુતો રાત દિવસ કોઇ મોટા ભક્ષની શોધમાં ફર્યા કરતા હતા. તેઓએ મળવાને માટે પણ અમુક ટાઇમ અમુક જગ્યાએ રાખ્યો હતો. અને તે પણ વિરારમાં ગામ અને સ્ટેશનની વચમાં વસતીથી દૂર ઉત્તર તરફ એક નાના બંગલામાં મળતા હતા. આજે તે બંગલામાં કાળો બુરખો ઓઢી ચાર જણ બેઠા હતા. સામેજ એક સ્ત્રી બેઠી હતી. સ્ત્રીની પાસે એક માણસ બેઠો હતો. બંગલાના દરવાજાથી થોડે દૂર એક માણસ ચારે બાજુ નજર

રાખતો રખડતો હતો. જે નવીન સ્ત્રી આવીને બેઠી હતી તેના વસ્ત્રો મેલાં ઘેલાં તથા ફાટેલા જણાતા હતાં. પગમાં ફાટેલાં પગરખાં પહેર્યાં હતાં. તેના શરીરપર આભુષણ કે અલંકાર નહોતા. પરંતુ આંગળી પર ફક્ત એક વીંટી હતી. આ સ્ત્રીનો બાહ્યવેશ કેવળ એક ભીખારણ જેવો જણાતો હતો. પરંતુ તેના હૃષ્ટ પુષ્ટ અંગની કોમળતા, તેની બેસવાની તેમજ બોલવાની ઢબ, તેની આંગળી પરની કીંમતી વીંટી વિગેરે ધ્યાનમાં લેતાં તો તે એક કુલીન સ્ત્રી જણાતી હતી. તેની સાસાથેનો માણસ પણ એક રખડતા રઝળતા ભીખારી જેવો જણાતો હતો પરંતુ તેનું બારીક અવલોકન જણાવી આપતું હતું કે તે કોઇ સાધારણ નહીં પરંતુ કાર્યદક્ષ, પહોંચેલ કારભારી હોવો જોઇએ. તે સ્ત્રી તથા પુરૂષને આવ્યે ફક્ત થોડોજ વખત થયો હતો હજી કંઇ વાતચીત શરૂ થઇ નહોતી. તે નવી આવનાર સ્ત્રી બોલી:—"તમારામાંથી **યાસીન** કોણ તે હું જાણતી નથી. અને તેથી મારે વાત કરવી કે કેમ ? તે મને સમજણ પડતી નથી."

"અમે યાસીન છીએ. અને તેમાં તમને સંતોષ ન થતો હોય તો સમજી લેજો કે અમારામાંનો એક જણ **યાસીન** છે. તમારે વાત શરૂ કરવાને કાંઇ હરકત નથી." ચારમાંની પ્રથમ વ્યક્તિએ પ્રત્યુત્તર આપ્યો.

"ઠીક ત્યારે સાંભળો. હું કેટસગંજની રાણીની દાસી છું, અને મારૂં નામ સરયુ છે. અમારો વિશ્વાસુ સેવક વિનુ છે. મારી બાઇ તરફથી હું તમારી પાસે આવી છું. વાત એમ છે કે મારી બાઇની શોક્યનો છોકરો છે. અને ઠાકોર સાહેબ તેને ગાદી વારસ ઠરાવવાના

છે. માટે તેનું કાસળ જો નીકળી જાય અને તેની પાસે એક ભુરા રંગના મખમલની પેટી છે તે જો આપણા હાથમાં આવી જાય તો તમને રૂપિઆ એક લાખ અપાવું."

"છોકરાની ઉમ્મર કેટલી છે?" બીજી વ્યક્તિએ પુછ્યું.

"ઉમ્મર વીશેક વર્ષની છે અને તેનું નામ વિમલેન્દ્ર છે. છોકરો ઘણો પહોંચેલ અને ભણેલો છે. તેમજ સદ્દગુણી છે." તે સ્ત્રી બોલી.

"દુનિયામાં એવો કોણ છે કે જેને કનક અને અને કામિની ચલાવી શક્તી નથી? અમે તેને કોઇ પણ સ્ત્રી દ્વારા ફસાવીશું." પ્રથમ વ્યકિત બોલી.

· તેમાં તમે નહીં ફાવો મેં તે યુકિત કરી જોઇ. અરે! મેં જાતેજ તેના પ્રેમની માગણી કરી હતી, ઘણો સમજાવ્યો છેવટ એકાન્તમાં "મારાથી બનતા બધા પ્રયત્ન કર્યા પણ તે ડગ્યોજ નહિ." તે સ્ત્રી બોલી.

સ્ત્રીના શબ્દો સાંભળીને બીજી વ્યકિત તુરત ઉભી થઈ અને હાથ પછાડી બોલી ઉઠી:—

"બસ કરો, અમે પ્રપંચીઓનો વિશ્વાસ કરી શકતા નથી, તમે લુચ્ચાં છો—જુઠા છો; અમારા આગળ પણ તમે સાચી વાત કરતાં નથી અને તેથી હવે તો તમને મારે કેદ કરવા પડશે." તે વ્યકિતની આવી ધમકીથી તે સ્ત્રી તો સજ્જડજ થઇ ગઇ. એક શબ્દ પણ પ્રથમ તો બોલી શકી નહીં પરતુ પોતાની સાથે પોતાનો સેવક છે એમ યાદ આવતાં હિમંત આણી બોલી;—

'તમે શા ઉપરથી મને જુઠ્ઠી કહો છો ? મેં તમારાથીજ કાંઇજ છુપાવ્યું નથી.'

"નથી છુપાવ્યું ? હું સાબીત કરી આપું છું કે તમે મારાથી ફકત એકજ વખત છુપાવી છે. જો કે તેથી તમને કાંઇ લાભ નથી. પણ તમે તમારૂં ખરૂં ઓળખાણ અમને આપ્યું નથી. તમે દાસી નથી પણ રાણી પોતેજ છો. કેમ બોલો, શું કહો છો ?

તે વ્યકિતના શબ્દો સાંભળી તે સ્ત્રી ધ્રુજવા લાગી. તેણે માફી માગીને કહ્યું કે "હું રાણી છું પરંતુ મારી આબરૂ માટેજ મેં તમને દાસી તરીકે ઓળખાણ આપી હતી.'

'ત્યારે હવે અમને લખત તૈયાર કરી આપો."

તે સ્ત્રીએ ઇશારત કરતાં વિનુએ એક લખત કાઢી તે બીજી વ્યકિતના હાથમાં મુકયું. તેણે બધાને બતાવી તે સ્ત્રીને આપ્યું. સરયુએ તેના ઉપર સહી કરીને પાછું બીજી વ્યકિતને આપ્યું. જતી વખત પ્રથમ વ્યકિત બોલી:—"જો જરૂર પડશે તો ખર્ચને માટે જે રૂપિઆ થશે તે તમારે અમને જ્યારે માગીએ ત્યારે આપવા પડશે. અને આ એક લાખ તો કાલે આ વખતે અહીં મોકલાવી આપજો.' તે સ્ત્રી તથા પુરૂષ ત્યાંથી ચાલ્યાં ગયાં. તેમના ગયા પછી તે વ્યક્તિઓએ પોતાના બુરખા કાઢી નાખ્યા. એદલજી તથા ઇબ્રાહીમ પણ ગયા. પછી કમલાએ પુછયું:-

"વસંતરાય ! તમે શા ઉપરથી જાણ્યું કે તે રાણી હતી ?".

'એમાં શું ? પ્રથમ તો તેના હાથની મુદ્રિકાજ એક રાણીને શોભે

તેવી હતી. વળી તેણે જ્યારે કહ્યું કે "મે જાતજ તેના પ્રેમની માગણી કરી હતી, ઘણો સમજાવ્યો, છેવટે એકાન્તમાં મારાથી બનતા બધા પ્રયત્ન કર્યા પણ તે ડગ્યોજ નહિં." એ શબ્દો ઉપર વિચાર કરશો તો સહજ સમજાશે. પ્રથમતો એક દાસી રાજકુમાર પાસે પ્રેમ યાચના કરી શકેજ નહિં, બીજું જો તે કરે તો પણ રાજકુમારના એકાન્ત અવાસમાં તે બીજી રાણીની દાસી હોઇને જઇ શકેજ નહિ, વળી એકાન્તમાં સમજાવવા જેટલો સમય દાસીને ન મળે અને કદી મળે તો એવો સદ્ગુણી રાજકુમાર એવી દાસીને મહેલમાં રહેવાજ ન દે. એ બધાં કારણ ઉપરથી નથી સમજી શકાતું ? કારણ કે જો તે રાણી હોય તો રાજકુમારનું તેનાપર જોર ન ચાલે, અને રાણી પોતાની આવી વાસનામાં–ધારણામાં–પાછી પડે તો જરૂર તે કુમારનો નાશ કરવા પ્રયત્ન કરેજ. અને તે માફક તેણે આ પગલું ભર્યું છે. કહો, આમાં શું સમજી શકાય તેમ નથી ?"

"વસંતરાવ ! વસંતરાવ !! તું આટલો હોંશીઆર હોઇશ એમ મેં નહોતું જાણ્યું. હવે તો તું મારાથી પણ વધ્યો. તને તારી બાહોશી પ્રમાણે દરેક કામમાં ફતેહ મળવીજ જોઇએ."

"ફતેહ !" નિશ્વાસ નાખતાં વસંતરાવ બોલ્યો "ફતેહ તો જ્યારે તારી મહેરબાની થશે ત્યારેજ મળશે."

"એટલે ! તું શું કહેવા માગે છે ?" કમળાએ વસંતરાવનો હાથ પકડી કહ્યું. "મારી મહેરબાની નથી ? જો તેમ ન હોય તો હું તને આટલું માન આપું અને મારો સાથી બનાવું ?"

"શું આ સાથી કહેવાય ?"

"ત્યારે ? તું કેવો સાથી કહેવા માગે છે ? બોલ જલ્દી કહે."

"કમલા ! કમલા ! શું કહું ? મને ત્હારા જીવનનો, તારા યૌવનનો, તારા સૌંદર્યનો સાથી—ભોગી બનાવ." આટલા શબ્દો બોલતાં કમલા અને વસંતરાવ પરસ્પર ભુજબંધથી જકડાઇ ગયાં.

# પ્રકરણ ૬ ઠું.

## જમીનદાર અમલેન્દુ.

**"દુધ સાથે દુધ, ઘૃત સાથે ઘૃત અને અમૃત સાથે અમૃતને ભળી જતાં વાર નથી લાગતી, તેમ સજ્જનોને સજ્જનોમાં ભળતાં વિલંબ થતો નથી.**

આપણે જોઇ ગયા છીએ કે કુંદનલાલ એક ઝવેરીનો ધંધો કરતો હતો ઝવેરીના ધંધામાંની તેની પ્રવીણતાથી તેને દેશદેશ સારી લાગવગ તથા ઓળખાણ હતી મોટા મોટા જમીન--જાગીરદારો રાજા રજવાડઓ વિગેરે જ્યાં જોઇએ ત્યાં તેણે સારૂં માન અને કીર્તિ સંપાદન

કરી હતી. કેટસગંજના જમીનદાર અમલેન્દુ પણ તેને સારી રીતે ઓળખતા હતા. તેમની ઉમ્મર લગભગ ચાળીસેક વર્ષની હતી. તેમની પ્રથમ પત્નિ ત્રણ વર્ષ પુર્વેજ ગત થઇ હતી અને ત્યાર પછી તેમણે ફરીથી લગ્ન કર્યું હતું. પ્રથમ પત્નિથી તેમને ફક્ત એક પુત્ર વિમલેન્દુ કરીને હતો. તેને વિમલેન્દ્ર પણ કહેતા. તેની ઉમરહાલ વીશેક વર્ષની હતી. જાગીરદાર અમલેન્દુને ના૦ સરકાર તરફથી રાયબહાદુરનો ખિતાબ મળ્યો હતો અને તેઓ સામાન્ય રીતે રાજા અમલેન્દુ કહેવાતા હતા. તેમની સ્ત્રીઓ પણ રાણીના નામથી ઓળખાતી હતી. અમલેન્દુના તાબામાં દશેક ગામ ઉપરાંત કેટલીક જમીન હતી. અને ગુજરાતના એક નાના ઠાકોર કરતાં પણ તેમની સાહ્યબી ઘણી હતી. વિમલેન્દુનાં લગ્ન આવતી સાલમાં કરવાનાં હોવાથી તેઓ સહકુટુંબ ઝવેરાતની ખરીદી કરવા મુંબઇ આવ્યા હતા. તેમના કારભારી બાબુ દાશિતે પ્રથમથીજ એક બંગલો વાલકેશ્વર ચોપાટી રોડ ઉપર લઇ રાખ્યો હતો. તેમની સાથે રસાલામાં દશ બાર માણસો હતા. રાયબહાદુર અમલેન્દુએ મુંબઇ આવી કુંદનલાલની મુલાકાત લીધી. તથા બાબુ વિમલેન્દુનુ પણ ઓળખાણ કરાવ્યું હતું. તેમને આવ્યે પાંચેક દીવસ થયા હશે એટલામાં તો રમાનાથ સાથે વિમલેન્દુનો ઘણો સારો પ્રેમ બંધાયો. અમારે જણાવવું જોઇએ કે હવે કુંદનલાલ મોરારજી શેઠની બાજુમાંજ તેમના બીજા બંગલામાં રહેતો હતો, અને રમાનાથ પણ ત્યાંજ રહેતો હતો.

આજે રાયબહાદુર સહકુટુંબ કુંદનલાલને ત્યાં આવ્યા હતા. રમાનાથ, કુંદનલાલ જ્યારે રાયબહાદુર સાથે વાતો કરતા બેઠા હતા ત્યારે સરયૂબાળા પણ ચન્દ્રિકા તથા કેશર સાથે વાતોમાં લીન થઇ હતી.

પરંતુ આ સંમેલનમાં કોઇ જાતનો પડદો રાખવામાં આવ્યો નહોતો. મતલબ કે સર્વ સાથેજ એકજ ઓરડામાં બેઠાં હતાં. વિમલેન્દુ અત્યાર સુધી શાન્ત બેઠો હતો તે અવકાશ મળતાં રમાનાથ સાથે વાતોએ વળગ્યો.

" મહાશય ! બ્રહ્મચારીએ તો વિદ્યાભ્યાસ અને ગુરૂસેવન કરવું જોઇએ અને આપતો ગૃહસ્થોને ત્યાં વિચરો છો, તો આપ કયા આશ્રમમાં સ્થિત છો ? " વિમલેન્દુએ પૂછ્યું.

" બાબુજી ! બ્રહ્મચારીએ વિદ્યાભ્યાસ પૂર્ણ કરી ગૃહસ્થ થવુ જોઇએ; અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતા સુધીનો બ્રહ્મચર્યાશ્રમ ગુરૂગૃહે ગાળવો જોઇએ તે સત્ય છે. મેં મારો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો છે. પરંતુ મને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવાની રૂચી નથી. કારણ અક્ષય બ્રહ્મચર્ય પાળી મુક્ત જીવિત દશા પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા છે. પરંતુ સદ્‌ગુરૂ સાથે એક દિવસ વાર્તાલાપમાં સંસારના સર્વ જીવો દુઃખી જીવન ગાળે છે એમ જણાતાં ગુરૂકૃપાએ બને તો તેમનાં આંતર્જીવન સુધારવા પ્રયત્ન કરવા અત્રે વાસ કર્યો છે. અને ગુરૂઆજ્ઞા પણ તેવીજ થઇ છે. હવે કયે પ્રકારે તે કાર્ય પૂર્ણ કરવું તે વિચાર ઉપર છું." રમાનાથે શાંત ભાવે જવાબ આપ્યો.

" હજી અમે નિશ્ચયપર નથી આવ્યા કે એ મહાપુરૂષે પોતાનો ક્રમ કેવો રાખવો." કુંદનલાલે જણાવ્યું.

" મારી ઇચ્છા છે કે જો મહાશય માન્ય કરે તો મારે એમને

મારી સાથે લઇ જવા અને મારા સલાહકાર—આમાત્યનું પદ એમને આપવું." રાયબહાદુર બોલ્યા.

"ના. ના. મારા કરતાં સર્વ પ્રકારે કુંદનલાલ યોગ્ય છે, તેમ તેમના સદ્દગુણોથી આપ પરિચિત છો. એટલે જો મારાપ્રતિ આપને કાંઇ પણ માન હોય તો કુંદનલાલને તે પદ સોંપો." રમાનાથે જણાવ્યું.

"હું પણ એ મતને મળતો છું. કુંદનલાલ આપના અમાત્ય થાય અને રમાનાથ મારા આમાત્ય થાય. એટલે સર્વ સાનુકૂળ ને યોગ્ય થશે; કેમ ! કુંદનલાલ આપની શી ઇચ્છા છે."

"હા હા. બાપુ સાહેબ ! આપે ઠીક કહ્યું." ચન્દ્રિકાએ ટાપશી પુરી.

છેવટે કુંદનલાલે આમાત્ય પદ સ્વીકારવું અને રમાનાથે વિમલેન્દુના કમ્પેનીયન ( Companion ) થવું એમ નકકી થયું. આજથી ચોથેજ દિવસે જવાનું હતું જેથી સર્વ તૈયારી કરવા જણાવી રાયબહાદુર ઉઠયા.

રાયબહાદુરના ગયા પછી ચન્દ્રિકાને પણ પોતાની સાથે તેડી જવા કુંદનલાલે આગ્રહપૂર્વક મોરારજી શેઠને વિનંતી કરી અને અનુમતી મેળવી. રમાનાથે, માધવલાલે તથા શ્રીકાન્તબાબુને એકવાર મળવાની ઇચ્છા જણાવી જેથી તેજ દિવસે રાતના માધવલાલ તથા શ્રીકાન્તને મળવા બોલાવ્યા.



# પ્રકરણ ૭ મું

## બેરીસ્ટરની બાજી.

બેરીસ્ટરને પ્રેમજીસાહેની ફજેતીની બાબત હાથમાં આવતાં ઘણાજ ફુલાઇ ગયા. પ્રેમજીથી જુદો પડી ઘેર આવતાં તેને હજારો તર્કવિતર્ક થવા લાગ્યા. 'હવે પ્રેમજી મારા હાથમાં સપડાયો છે. પ્રેમજી તરફથી બેરીસ્ટર તરીકે કામ કરી ઘરમેળે ફેંસલો કરી રૂપિયા ઓકાવવાના ઠીક પડશે. જોઇએ છીએ શું થાય છે.' આ પ્રમાણે વિચાર કરતો ઘેર આવ્યો પણ તેને કાંઇ ચેન પડયું નહિં. તે દિવસ તો તેણે જેમ તેમ પસાર કર્યો બીજે દિવસે તેને વિચાર થયો કે 'વખતે પ્રેમજી આપણને તેનું કામ ન સોંપતાં બીજાને સોંપેતો? તો તો બાજી હાથથી જાય. માટે ચાલને ખમીરાજાનને તથા નજીબેગમને મળી આવું.' એમ વિચાર કરી રાત્રિના આઠ નવ વાગે ખમીરાજાનને ત્યાં જવા નીકળ્યો. ખમીરાજાનને ત્યાં તો ગયો પણ શી રીતે વાત શરૂ કરવી તે તેને ન સમજાયું. બેરીસ્ટર જેવા કડકબંગાળી પણ ઉપરથી ભપકો રાખી દમામમાં ફરનારા ગૃહસ્થ જેવા દેખાવનાને જોઇ ખમીરાજાન તો તેનો ઘણાજ માનથી આદરસત્કાર કરવા લાગી. બેરીસ્ટરને બેસાડતાં પાન આગળ ધર્યું અને બાજુમાં પોતે બેઠી.

"ફરમાઇયે સરકાર ! કયા ઉમ્મીદ હૈ. ગાના બજાના સુનતા હૈ યા ઔર કોઇ ઉમ્મીદસે આના હુવા હૈ ?" ખમીરાજાને નેત્રો નચાવતાં બેરીસ્ટર સાહેબને પ્રશ્ન કર્યો. પ્રથમથી પોતાના સ્વાર્થની વાત કાઢવાથી ફાવીશું નહીં, એવો વિચાર આવતાં બેરીસ્ટર બોલ્યો. "જરા ગાનના-નભી હોંનેદો, હમ કુચ્છ એકહીં દીનકેલીયે આપકે વ્હાં આયે નહીં હૈ. આપ કયા ફરમાયા લેઓગે વ્હોતો પહીલેહીસે જાનના ચાહીયે."

"હુજુર ! મયે, ઔર દુસરી રંડીકી મુઆફીક નહીં હું મયે તો આપ જૈસે શ્રીમતોકી દાસી બન રહતીહું. ફકત મેરા ખર્ચા જીતનાહી ઉન્કી પાસસે ચ્હાતીહું. આપ હમારા ખર્ચા જો ફકત પાંચસો રૂપિયે મહાજીતના હૈ વ્હોદીજીયેગા ઔર રાત દિન આયા કરેંગે તો તાબેદાર પર બહેત અહેશાન હોગા." પાંચસો રૂપિયાની વાત સાંભળી બેરીસ્ટર તો ચમકી ગયા પણ ખમીરાજાન જેવી ચાલાક વેશ્યાના નખરાં બેરીસ્ટરને છટકવા દે તેમ નહોતું, તે તો થોડીવારમાંજ એટલો લુબ્ધ થઇ ગયો કે પોતે શું કામ માટે આવ્યો છે તે પણ ક્ષણવાર વિસરી ગયો. છેવટે એકાદગાણું સાંભળી ખમીરાજાનના હાથનું પાન લેતાં તે બોલ્યો:—

"ખમીરાજાન ! આપકે યહાં કોઇ પ્રેમજી કરકે ભાટીયા આતા થાને ?"

"હાંજી ! મગર વ્હેતો બડા બદચલન થા. વફા કયા ચીઝ હૈ ! વ્હો તો યે બીલકુલ સમઝતાહી નહીં." ખમીરાજાને જરા અજબ થતાં જણાવ્યું.

"ક્યા વ્હો આપસે બેવફા હુવા? વ્હોતો કહતાથા કી ખમીરાજાનને મુઝે સાક્ષી સમન્સ દીયા હૈ!" બેરીસ્ટરે ધીમે રહીને પુછ્યું.

"અરે સાહબ! બેવફાઇકી ક્યા બાત! નવાબેગમ કરકે એક રંડી અભી દેહલીસે આઇ હુઇ હૈ. ઉનકે હુસ્નકી તારીફ સુનકે વ્હો તરવાર બહાદર વ્હાં જાને લગે, ઔર મેરા દરમાયા બંધ કરને લગે." ખમીરાએ જરા રૂઆબમાં જવાબ આપ્યો.

"પીછે ક્યા આપને ઉન્કો ઐસાહી છોડ દીયા?"

"તો અપન ક્યા કરે?" ખમીરાજાને મનનો ભાવ છુપાવતાં કહ્યું. "હમ રંડી જાત ક્યા કર સકતી હૈ?"

"વ્હો તો ઠીક હૈ. મગર મયને કલ સુનાથા કી તુમને ઉનકો કોઇ સાક્ષી સમન્સ દીયા હૈ. અગર જો તુમ્હારી મરઝી હો તો મય ઉન્કી પાસસે કુચ્છ રૂપયે તુમકો દીલા સકતા હું."

"આપકા બડા અહેશાન હોગા. આપ હમારે વ્હાં આયા કરીયે. યહ મકાન આપકાહી સમઝ લીજીએ." ખમીરાએ પોતાનું ખમીર ઝળકાવવા માંડયું. બારીસ્ટરે ખમીરાને બનાવવા માંડી અને ખમીરા તરફથી પોતાને બેરીસ્ટર તરીકે રોકવામાં આવ્યો છે એવી મતલબનું લખાણુ જે પ્રથમથીજ તે તૈયાર કરી લાવ્યો હતો તેનાપર ખમીરાની સહી લઇ લીધી. થોડી વાર આડી અવળી વાતચીત કરી બેરીસ્ટર સાહેબે રજા લીધી. દુનીયાની ખાધેલ ખમીરાજાને પણ પોતાના માણસને બેરીસ્ટરની પાછળ મોકલી તેનું મકાન જાણી લીધું.

બીજે દિવસે બેરીસ્ટર પ્રેમજીને મળ્યો અને તેને ખમીરાજાનની

સહીવાળો કાગળ બતાવી ધમકી આપી પૈસા કઢાવવાની યુકિત રચવા લાગ્યો.

"જુઓ, પ્રેમજી શેઠ! આ અમારૂ કુલ એમ કહે છે કે રૂા. ૫) હજાર આપે તોજ સાક્ષી સમન્સ પાછો ખેંચી લઉં, નહિંતો ભલે સાચી યા જુઠી સાક્ષી પુરવા કોર્ટમાં તો એક વખત તમને ઘસડીશ. જુઓ આ તેની સહી. કહો. હવે શું વિચાર છે?"

"બેરીસ્ટર સાહેબ! તમારે અને અમારે આટલો સંબંધ છે તે ભુલી જઇ શું મારી આબરૂ ખરાબ કરવા તમેજ તૈયાર થશો, ?" પ્રેમજીએ નમનતાઇથી કહેવા માંડયું.

"જુઓ, પ્રેમજીશેઠ! તમારો ને મારો સંબંધ ઘણો છે તે હું કબુલ કરૂં છું અને તેથીજ તમને ખાનગીરીતે સલાહ આપવા આવ્યો છું. પણ મારા કુલને અને તમારે એવો સંબંધ નથી. એતો તમારી આબરૂ ઉપરજ હાથ નાખવા તૈયાર છે. કહો, હવે મારો શો ઉપાય? તેમ અમે તો બેરીસ્ટર, આપણો ખાનગી સંબંધ ખાનગી કામમાં હોય, કાંઇ જાહેર કામમાં ન હોય? હાલતો અમારે અમારા કુલના કહ્યામાં રહેવું પડે, જો તેમ ન કરીએ તો અમારો ધંધો કેમ ચાલે?" બેરીસ્ટરે ઉડાવનારો જવાબ આપ્યો.

"પણ તમારી જે ફી તમને મળવાની હોય તેથી બમણી હું આપું પછી તો કાંઇ વાંધો નથી ને?"

જરા વિચારમાં પડયો હોય તેવું ડોળ કરી બેરીસ્ટર બોલ્યો—

"ના પણ તેમ ન બને. શું પૈસાજેવી નજીવી ચીજ માટે હું મારા

કુલનો વિશ્વાસઘાતી થાઉં? શું પૈસામાટે કોર્ટમાં તેને નામોશી લાગવા દઉં? એ તો નજ બને." બેરીસ્ટરે બાહોશીથી નિમકહલાલી બતાવવા માંડી.

"ત્યારે શું તમે મારા કરતાં તમારા કુલનો લાભ વધારે સાચવશો? મારા સંબંધ કરતાં એક રાંડનો—નીચ વેશ્યાનો સંબંધ વધારે ગણો છો?" પ્રેમજીએ અકળાઇને પૂછ્યું.

"હા. હા. તમે તેમ ધારો તો તેમ. અમે તો પૈસાના સગા, પૈસાના ગુલામ. જ્યાંથી પૈસા મળે ત્યાં દોડી જઇએ. અમારો વિશ્વાસ કરે તે તો મૂર્ખના મૂર્ખ." બેરીસ્ટરે કરડાકીથી કહ્યું. "એ ના અમારો ધંધોજ છે કે બેને લડાવી પૈસા ઓકાવવા. સમજ્યા?"

પ્રિય વાંચક! જ્યારે સર્વ દુનિયાજ સ્વાર્થમય છે ત્યારે બેરીસ્ટર જેવા, કાળાં કૃત્ય કરનારાઓ સ્વાર્થ માટેજ જીવન ધુળ કરનારા આવા શબ્દો બોલે તેમાં શી નવાઇ! કહેવત છે કે 'વૈદ, વકીલ અને વેશ્યા એ ત્રણ હમેશાં પૈસાનાંજ સગાં હોય.' દુનિયામાં પૈસાને માટે અસંખ્ય મનુષ્યો કુકૃત્યો કરે છે પરન્તુ આ ત્રણથી તો અવધિજ! ઘણા એવા દાખલા આપણે જોઇએ છીએ કે દ્રવ્ય લોભે વિષાદિ પ્રયોગથી કેટલાક કહેવાતા ડોક્ટરો અને વૈદ્યરાજો બિચારા નિર્દોષ જીવોના ભોગ લે છે; દ્રવ્ય માટે જુઠાનું સાચું અને સાચાનું જુઠું કરનારા વકીલ—બેરીસ્ટરો હજારો મનુષ્યોને આડું અવળું સમજાવી ખાડામાં નાંખે છે, ખોટા દસ્તાવેજો, ખોટા પુરાવા, ખોટા સાક્ષીઓ અને ખોટા કેસો ઉભા કરી, કાયદાનાં ખાં થઇને કોર્ટોમાં લડે છે, અજ્ઞાન અભણ મનુષ્યોના પૈસા ખોવડાવે છે, રડાવે છે અને

કેળવાયલા, બાહોશ અને વિદ્વાન ધારાશાસ્ત્રી કહેવડાવી પ્રાપ્ત કરેલી વિદ્યાને કલંક લગાડે છે. જેમ જેમ દેશમાં કાયદાના હિમાયતીઓ—વકીલ, બેરીસ્ટરો વધ્યા તેમ તેમ દેશમાં ગુન્હાઓ પણ ઉભરાવા લાગ્યા છે. ગલીએ ગલી અને શેરીએ શેરી જ્યાં જોઇએ ત્યાં વકીલ બેરીસ્ટરોનાં પાટીયાં નજરે પડે છે. અને તેમાંનો મોટો ભાગ ઉપર બતાવ્યા મુજબ જીવન ગાળનારો જણાય છે. જો ખોટા કેસ, અને ખોટા પુરાવા હાથમાં ન લેવાતા હોય, ખોટાનું સાચું અને સાચાનું ખોટું કરવાની હિમાયત તે ધારા શાસ્ત્રીઓ ન કરતા હોત તો કોઇ પણ કેસમાં કોઇ પણ ધારા શાસ્ત્રી હારતજ નહીં. પરંતુ હાલતો કાયદાના અર્થનો અનર્થ કરી તેના અક્ષરોનું પૃથક્કરણ કરી, જેમ પોતાના કુલને બચાવવાનો પ્રયત્ન થાય છે તેવોજ પ્રતિપક્ષીને ફસાવવાનો પ્રયત્ન થાય છે. કાયદાની સાદી સરળ ભાષા અને તેના ખરા ભાવ તરફ ન જોતાં પોતાના ક્લાયન્ટના ખોટા બચાવાર્થે પણ તેના અક્ષરે અક્ષરનું પ્રથક્કરણ કરી કાંઇને કાંઈ બારીઓ ખોળી કાઢે છે. મતલબ કે ગુન્હેગારોને ઉત્તેજન આપી એક ધારા શાસ્ત્રીની ખરીફરજ ભુલી પ્રજાને લુચ્ચાઇ કરતાં અને કાયદાનો અવળો લાભ લેતાં શીખવે છે! શું ધારાશાસ્ત્રીઓનું એજ કર્ત્તવ્ય છે? જ્યાંસુધી ધારાશાસ્ત્રીઓ પોતાની ફરજ પૂર્ણપણે સમજશે નહીં ત્યાંસુધી દેશમાં ગુન્હાઓની સંખ્યા ઓછી થશેજ નહિં. જ્યારે સાધારણ ધારાશાસ્ત્રીનું કર્ત્તવ્ય ઉપર જણાવેલી ધિક્કારપાત્ર બાબતોમાંજ સમાયલું ગણાતું હોય તો આ આપણા બહાદુર બાળકૃષ્ણ બેરીસ્ટર સાહેબનું વર્ત્તન આવું થાય તેમાં શી નવાઈ? અને તેમાં પણ તેમનું ક્લાયન્ટ ખમીરાજાન જેવી જમાનાની ખાધેલ વેશ્યા! પછી પુછવુંજ શું?

પણ બેરીસ્ટરને ખબર નહોતી કે વેશ્યા જે પૈસાનીજ સગી હોય છે તે તેને કેમ છોડશે?

પ્રેમજીભાઇ તો બેરીસ્ટરની વાતથી ઠંડાજ પડી ગયા. શું કરવું તે ન સુઝ્યું. છેવટ બીજે દિવસે મળવા જણાવ્યું.

બેરીસ્ટર તો મનમાં રાજી થતા થતા ચાલ્યા. તેને ખાત્રી થઇ ગઇ કે હવે કાલે જરૂર રૂા. ૫૦૦૦ મળશે. પણ કાલે શું થશે તેની કોને ખબર છે?

જેવો બેરીસ્ટર તે દિવસે રાતના ખમીરાજાનને ત્યાંથી નીકળ્યો તેવોજ વરજીવનદાસ ત્યાં આવી પહોંચ્યો. તેણે બેરીસ્ટરના ચેન ચાળા પરથી જાણી લીધું કે જરૂર તે પ્રેમજીને ફસાવવાનો ઘાટ કરતો હોવો જોઇએ. અને તેથી પોતે માણેકબાઇને ચેતાવી આવ્યો કે જેથી પ્રેમજી બેરીસ્ટરને કાંઇ આપે નહીં. જે દિવસે બેરીસ્ટર પ્રેમજીને મળ્યો તેજ દિવસે વરજીવનદાસ ખમીરાજાનને મળ્યો. આડી અવળી થોડી વાત ચીત થયા પછી વરજીવનદાસે વાત છેડી.

"તુમને તો વ્હો પ્રેમજી શેઠકેપર ભારી મામલા બનાદીયા!"

"હાં, જી. ફીર આપકા ઉસ્સે કયા વાસ્ના હૈ? ખમીરાએ આશ્ચર્યથી પુછ્યું.

"હૈ તો કુછ નહિં. લેકીન હમતો યહ શોચતે હૈ કી જબ પ્રેમજી શેઠ જેસે પૈસેવાલોંપરભી તુમ્હને અયસા મામલા રચા તો અબ દુસરા કોઇ તુમારે પર બીશ્વાસ નહીં રખેગા, હમારે શેઠ બડે ફુલે હૈ. ઔર ઉનકે લીયે મગે ફીરતા ફીરતા તુમ્હારી પાસ આતાથા

મગર હમને એક બારીસ્ટર કે પાસશે સુના કે તુમને તો અયસા મામલા પ્રેમજી શેઠકે પર બનાયા. ઉશ્કેલીયે હમ તલાશ કરનેકો આયા કે યહ બાત સચ હૈ યા જુઠ," વરજીવનદાસે વાણીઆગત કરવા માંડી.

"અજી સાહબ ! મય રંડી કયા કરસકતી હું. વ્હોતો કાયદેવાલોંકા કામ હૈ એક બાલીસ્ટર મેરે પાસ આયા ઔર ઉન્હોને મેરેકું અયસા સમઝાયા થા. મય તો ખુદ નાખુશ હું." ખમીરાએ હાથમાં આવેલો શિકાર છટકતો જોઇ ફેરવી વાળવા માંડયું.

"તો તુમ યહ મામલા માંડવાલ કરદો, પીછે મયે મેરે શેઠકો યહાં સમઝા લાઉંગા."

"ઇસ્મે મેરેકો કયા હાંસલ !"

"તુમે ચાહીએ તો હજાર રૂપાયા મેરેસેં લેલો. પીછે કયા ?"

હજાર રૂપીઆનું નામ સાંભળી ખમીરાતો પાણી પાણી થઇ ગઇ અને વળી સાથે નવું ભક્ષ આવવાનું જાણી તેતો તરતજ તૈયાર થઇ ગઇ.

"અજી હુજુર ! આપ ઇતની તકલીફ મેરે લીયે ઉઠાતેં હૈ તો મેરી કયા ગુંજાશ કે મયેં ના કર શકું ?" ખમીરાજાનના આ શબ્દો સાંભળતાંજ વાણીએ ખીસામાંથી રૂપિઆ હજારની નોટ કાઢી અને ખમીરાને અને પોતાને ફાવતી મતલબનું લખી લઇ તેનાપર ખમીરાની સહી લઇ લીધી. વરજીવને આ પ્રમાણે પોતાના શેઠનું કામ કરી લીધું તેની બારીસ્ટરને ખબર નહોતી. વરજીવન તે પછી પ્રેમજીભાઇને ઘેર ગયો.

# પ્રકરણ ૮ મું.

## નસીયા કોણ ?

"જે હથિયારથી બચાવ થાય છે તેજ હથિયારથી ઘા કરાય છે, પરંતુ તેનો ઉપયોગ તો તેના સ્વામીની વૃત્તિઓને અનુકુળજ થાય છે."

ચંપકલાલને ત્યાંની બીના વાંચકની વિસ્મૃતિનો ભોગ નહીં થઇ પડી હોય. માધવલાલ તથા શ્રીકાન્તે તે બાબતથી તપાસ કરી તે જોઇએ. જ્યારે માધવલાલ ચંપકલાલને ત્યાં ગયો હતો તે વખતે તેણે જે કાંઇ જોયું હતું તે તથા પોતાની ડાયરીમાંની નોંધ તેણે શ્રીકાન્તને બતાવી. શ્રીકાન્તે માધવલાલને તેણે જોયેલી બીના ઉપરથી તે શું સમજી શકયો તે જણાવવા કહ્યું એટલે માધવલાલે શરૂ કર્યું.

"હું તો ધારૂં છું કે નસીયા નામના માણસની કોઇ ટોળી હશે અને તે લોકો નિર્મળાને લઇ જવા તથા બીજા કાંઇ કાગળો લેવા આવ્યા હશે. લોહીના ડાઘ ઉપરથી કોઇને વાગ્યું છે પણ તે કોને તે સમજાતું નથી."

"જો કે કુંકાણમાં તમારૂં કહેવું બરોબર છે પરંતુ આપણા ધંધામાંતો ઝીણામાં ઝીણી બાબતપર વિશેષ ધ્યાન આપવાનું છે. જો

કે તમારા ગોંધ તમે બરાબર કરી છે પણ તેને અનુસરતું અનુમાન પણ થવુંજ જોઇએ હજી આ કેસ તમારે પહેલેજ છે એટલે બહુ સાવચેતી રાખવાની છે. જુઓ હવે ધ્યાનથી સાંભળો—

જે સોનાનું ઘડીઆળ ટુકડે ટુકડા થઇને પડયું હતું તે ચંપકલાલનું હતું. અને તેથી એમ ધારી શકાય કે જે વખતે તે ઘડીઆળને તેઓ ચાવી આપતા હશે તે વખતેજ તેમના ઉપર બદમાસોએ હુમલો કર્યો હશે. હવે તપાસ કરતાં માલુમ પડે છે કે તેઓ અગીઆર વાગે હમેશ ચાવી આપતા હતા. અને તેથી બદમાશોએ બરાબર અગીઆર વાગેજ તેમના ઉપર હુમલો કર્યો હતો. તેના પુરાવામાં જુઓ આ કાગળ." એમ કહેતાં તેણે કેવડીએ આપેલો કાગળ માધવલાલને આપ્યો. "કેમ હવે ખાત્રી થઇ કે? બરાબર અગીઆર વાગેજ તે લુચ્ચાઓ આવ્યા હતા, આવતાની સાથેજ તેમણે ચંપકલાલ ઉપર હુમલો કર્યો હશે જેથી ઘડીઆળ હાથમાંથી પડીને ભાંગી ગયું હશે, પછી સામા સામી ઝપાઝપી થઇ હશે, તે દરમ્યાન આવનારમાંના એક જણનું માથું ભીંત સાથે અથડાયું હશે. કારણ લોહીનો ડાઘ લગભગ સાડા પાંચ ફુટ જેટલો ઉંચો છે અને ચંપકલાલ પાંચેક ફુટ ઉંચા છે જેથી તે ડાઘ આવેલા બદમાસમાંના એકનું માથું અથડાવાનો હોવો જોઇએ, તે માણુસની ઉંચાઇ લગભગ પોણા છ ફુટ કે તેથી એકાદ ઇંચ વધુ હોવી જોઇએ. તેની ઉમ્મર તેના ભુંખરાવાળ ઉપરથી લગભગ ચાળીશેક વર્ષની હોવી જોઇએ. તેની આંખો મોટી અને ઘાતકી હોવી જોઇએ,"

"તમે આંખોનું વર્ણન શા ઉપરથી કરી શકો છો?" માધવલાલે વચમાં પુછ્યું.

"જેના વાળ આવા ભુંખરા હોય છે તેની આંખો ઘણીજ મોટી હોય છે અને તેના હૃદયની ક્રુરતા તેની આંખોમાં સહજજ માલુમ પડી આવે છે. વળી જે ઓવરકોટ ત્યાં બાજુમાં ભરવેલો હતો તે ભરવીને પાછા ફર્યા પછીજ તેણે હુમલો કર્યો હોવો જોઇએ. વળી ઘડીઆળ બારણાતરફ નહીં પરંતુ સામી બાજુએ પડ્યું હતું, તે ઉપરથી બારણાતરફથી પ્રથમ હુમલો થયો છે અને તે બારણા આગળજ કોટ ભરવેલો છે, કોટના ખીસામાંથી નીકળેલો કાગળ નસીયાએ પોતાની ટોળીના માણસને લખ્યો હશે. જે તેણે જાળવી રાખવા કોટના અંદરના ભાગમાં સીવી લીધેલો લાગે છે."

"તમે તો જાણે નજરે જોયા જેવી વાત કરો છો. કેમ જાણ્યું કે તે કોટ ચંપકલાલનો નહીં હોય?" માધવલાલે વળી શંકા કરી.

"જો તમે બારીકાઇથી અવલોકન કર્યું હોત તો આવી શંકા ન કાઢત. કારણ કોટ બરોબર પાંચ ફુટ લાંબો હતો એટલે તે ચંપકલાલના ઉપયોગમાં આવી શકેજ નહિં. વળી તે ભીનો હતો. ફકત એકજ બાબત શંકાસ્પદ છે કે ઘરમાં આવી કોટ ભરવે ત્યાં સુધી ચંપકલાલ કેમ જાણી ન શકયો? એ શંકા હાલ એક બાજુ રાખવાની છે કારણ સમય આવતાં તેનું નિરાકરણ થઇ જશે. વળી જે ચાંદીની મુઠવાળી લાકડી ત્યાં પડી હતી તે પણ અઢીથી પોણા ત્રણ ફુટ લાંબી છે જે જણાવી આપે છે કે તે પણ એજ માણસની હોવી જોઇએ, તે લોકો—"

"હું તમને કહેવાનું ભુલી ગયો કે જે લોહીના ડાઘ મેં જોયા હતા તેની નીચેની ભીંત જાણે કોઇએ ધોઇ નાખી હોય તેમ ભીના જેવી લાગતી હતી." માધવલાલે વચ્ચે કહ્યું.

"બસ. બસ. હવે કાંઇ શક નથી." એમ બોલતો શ્રીકાન્ત આમતેમ ફરવા લાગ્યો અને બોલ્યો—"તે કોટ તે ખુનીએજ પહેર્યો હતો અને તેનું માથું ફુટયા પછીથીજ તે ઉતારી તે ખીંટી પર ભરાવવામાં આવ્યો હતો. ચંપકલાલને તે લોકો લઇ જઇ અને પોતાના ગુપ્ત સ્થળમાં પહોંચાડી પાછા આવતાં તેમને લગભગ ચાર કલાક જેટલો વખત ગયો હતો. જેથી તેમનું સ્થાન દોઢ કલાકના રસ્તા પર આવેલું હોવું જોઇએ. વળી જતા પહેલાં તીજોરી તથા કબાટ ઉઘાડયાં હતાં અને કાગળો ફેંદયા હતા તેથી તેમના કુટુંબનોજ કોઇ ભેદુ તે ટોળીને લઇ ચાવી લાવ્યો હશે અને તે પણ સાથેજ હશે. કબાટમાંના કેટલાક કાગળો તે સાથેજ લઇ ગયો હોવો જોઇએ અને તે પેલા લાલ કટકાથી જ વીંટાળેલા હોવા જોઇએ; જો તેમ ન હોય તો ચાર આંગળ પહોળો કટકો ત્યાં હોવાનો કાંઇ સંભવજ નથી. વધારામાં તે કાગળો જોતાં કોઇ અગત્યનો પણ પોતાને ફસાવનારો કાગળ ત્યાં બાળી નાખેલો છે, જે બળેલા કટકા ત્યાં પડયા હતા તે મારા ખીસામાં છે, કાઢો અને બને તો જુદા જુદા કટકા ગોઠવી પેલા સુક્ષ્મદર્શકથી વાંચો પછી આગળ ચાલીએ."

શ્રીકાન્તના કહેવાનો અમલ માધવલાલે તુર્તજ કર્યો. તેણે બીચારાએ આવો કેસ કોઇ દિવસ જોયો નહતો. શ્રીકાન્તની દીર્ઘદ્રષ્ટિથી તે તો

અજબજ થઇ ગયો અને કટકા ગોઠવી સૂક્ષ્મદર્શકથી વાંચવા મંડયો તો નીચે મુજબ ભાંગ્યું તુટયું સમજાયું.

સીયા "

" સ્ટેશન તૈયારી તમે ત

લાને લઈ ચીસની ટ્રેન ની ચગે રના

પર ઇશ. "

" નસીયા. "

" જો કે ચોખ્ખો અર્થ સમજતો નથી. પરંતુ જુઓ. મારા ટેબલમાંથી ટાઇમટેબલ જી. આઇ. પી. તથા બી. બી. નું કાઢો." એટલું કહેતાં કહેતાં તેણે ઘડીઆળ તરફ જોયું. માણેકલાલે ટાઇમટેબલ આપ્યું. તેમાં જોતાં તે બબડયો.

" આપણે મોડા છીએ. જુઓ કાગળના ટુકડામાં ટ્રેનના પહેલાં 'ચીસની' એ શબ્દ છે તે પચીસની એ શબ્દ જણાવી આપે છે. તે જોતાં ફક્ત જી. આઇ. પી. ની પાંચને પચીસની ટ્રેન છે. તે સીવાય પચીસ મીનીટની બીજી કોઇ ટ્રેન એકે લાઇનમાં નથી. હવે સ્ટેશનપર તપાસ કરવાથી કાંઇ વળે તેમ નથી." એમ કહી ટાઇમટેબલ ટેબલપર ફેંકયું અને બોલ્યો:—" બધી બીના ખુલ્લી છે પણ પેલું ત્રિચિત્ર ચપ્પુ શા માટે ત્યાં નાખ્યું હશે તે સમજાતું નથી. હવે આગળ જુઓ." એમ બોલી જરા અટકયો અને બારી નીચે રસ્તાપર જોતાં બોલ્યો:—

" જુઓ, જુઓ, પેલા છોકરાને તમે આપણી બારી સામે તાકીને બેઠેલો જુઓ છો ? "

"હા, ને કોણ છે ?" માધવલાલે પુછ્યું.

"તેણે મને જોયો નથી. તે તે બદમાશોનો માણસ હશે. તમે નીચે જઇ અજાણ્યા થઇ તેને મારૂં ઠેકાણું પુછો. અને તે કાંઇ પુછે તો કહેજો કે મારે કામ છે."

હજી શ્રીકાન્તપાસેથી માધવલાલ નીચે જાય તેટલામાં તો તે છોકરાની નજર તે બન્નેના ઉપર પડી અને શ્રીકાન્તને જોતાંજ તે ત્યાંથી નાસી ગયો.

"જુઓ, મને જોઇને તે નાસી ગયો,"

"તમે શા ઉપરથી જાણ્યું કે તે તે બદમાશનો માણસ હતો ?" અને તે શા માટે નાસી ગયો હશે ?" માધવલાલે પૂછ્યું.

"નિર્મલાને હું તેમના હાથમાંથી છોડાવી લાવ્યો તેથી આપણું મકાન જોવા તથા આપણે હવે શું કરીએ છીએ તેની તપાસ રાખવા એને મોકલ્યો હશે. નહિં તો અત્યારના પહોરમાં આપણી બારી સામે જોઇ બેસી રહેવાનું કારણ શું ? અને તમને તથા મને જોતાં નાસી જવાનું કારણ શું ?"

"તમે તો ખોટા ખોટા તર્ક કરો છો ? શું કોઇ આપણા તરફ જુએ પણ નહીં અને એમ જાય પણ નહીં ?" માધવલાલે કહ્યું.

"નજીવી જેવી જણાતી ચીજો અને ઢીલચાલો સમય આવ્યે ગંભીર રૂપ લે છે, તેની તમને ખબર નથી. એ વાત જવા દો અને સાંભળો. આ કેસમાં મારા કરતાં તમારૂ હિત વધુ સમાએલું છે અને તેથી મારા જેટલોજ તે કેસ તમારે સમજવો જોઇએ છીએ. તે

બદમાશો ચંપકલાલની સાથેજ નિર્મલાને લઇ જવાનો ઇરાદો રાખતા હતા પણ તમે જોયેલાં પગલાં માફક તે ત્રણજ જણ હતા અને તેમાંના એકને વાગ્યું હતું તેથી નિર્મલાને પાછળથી લઇ જવાનો વિચાર રાખ્યો હશે. નિર્મલા તે ધાંધળથી જાગૃત થઇ ત્યાં આવતી હશે પણ તેને ધક્કો મારી બારણું બંધ કરી તે લોકો ચંપકલાલને લઇ ગયા હશે અને તે વખતે નિર્મલાના પગમાં વાગ્યું હશે. જે સીપાઇનો ડ્રેસ તમને રસ્તામાંથી મળ્યો તે તો જુનો ડ્રેસ કે જે લીલામ કરી નાખવામા આવે છે તે હતો અને કોઇ જોનારને ભુલાવામાં નાખવા તે ત્રણમાનાં એક બદમાસે તેનો ઉપયોગ કર્યો હશે અને તે ડ્રેસ તમે પહેર્યો તેથી તે નીશાનીથી તે આપણું ઠેકાણું જાણી શકયા છે. તે ડ્રેસ પહેરનાર તમારી ઉમરનો અને તમારા જેવાજ બાંધાનો હોવો જોઇએ. હવે જે પગલે પગલે તમે ઇબ્રાહીમના બંગલા સુધી ગયા હતા તે તરફ વળીએ. જે માણસ ઇબ્રાહિમના બંગલા તરફ ગયો હતો તે સર્વનો નાયક હોવો જોઇએ. કારણ જે ડબ્બી તમને રસ્તામાંથી કાદવમાં દબાયલી મળી અને તેમાંથી જે કીંમતી વીંટી નીકળી તે સાધારણ માણસ પાસે હોય નહીં. પરંતુ કોઇ બિચારા પાસેથી પાડાવેલી તે વીંટી તે ટોળીના નાયક પાસેજ હોવી જોઇએ અને તેથી જે માણસ ઇબ્રાહીમના બંગલાની પાછળના ભાગમાં મહમદની ઓરડીમાં ગયો હતો તે એજ હોવો જોઇએ. હવે મુખ્ય બાબત પેલો વિચિત્ર પપ્પુ, આ વીંટીનો માલીક અને મહમદવાળી ભેદી ઓરડીનો ગુપ્ત માર્ગ એ ત્રણ ખોળવાની છે પણ સૌથી મુશ્કેલ પ્રશ્ન તો એ ખોળી કાઢવાનો છે કે પેલો **"નસીબા કોણ?"**

# પ્રકરણ ૯ મુ.

## શ્રીકાન્ત સાધુ.



" દુનિયા એ બહુરૂપીના બજાર જેવી છે. જેમ બહુરૂપી વારંવાર વેશ બદલે છે તેમ મનુષ્યમાત્રને કાર્ય સાધવા વેષ બદલવા પડે છે અને દેહ પણ બદલવા પડે છે."



બીજે દિવસે શ્રીકાન્તે પોતાને યોગ્ય લાગી તેવી કેટલીક તજવીજ કરી. કેવડી પણ એક બે વખત ત્યાં આવી ગઇ હતી. તે સિવાય બીજા બે ત્રણ ભીખારી જેવા જણાતા છોકરાઓ પણ આવી ગયા હતા. માધવલાલને પણ તેણે કાંઇક કામગીરી સોંપી હતી. સાંજના સાતેક વાગવાનો શુમાર થયો હતો. તે વખતે શ્રીકાન્તના મકાનમાંથી એક સાધુ અને એક ભીખારી એમ બેજણ બહાર નીકળી ચોપાટીભણી ચાલ્યા. ધીમે ધીમે જ્યારે નવ વાગ્યા ત્યારે તે લોકો પેડરરોડ ઉપરના કુંદનલાલવાળા બંગલા આગળ આવી પહોંચ્યા. બંગલામાં દાખલ થતાં તે સાધુએ પૂછ્યું:—

" બ્રહ્મચારીજી રમાનાથ યહાં પે હૈ ? "

રમનાથનું નામ સાંભળતાંજ કુદનલાલ આગળ આવ્યો અને બોલ્યો—

" કોન રમાનાથકો પુછતા હૈ ?"

"મહાશય ! મયે દેહલીસેં આતાહુ. રમાનાથજીસેં મીલનેકું ચ્હાતાહું."

"બયઠીએ રમાનાથકો બુલાતાહું." કહી કુંદનલાલે રમાનાથને બોલાવ્યો. સાધુની પાછળ ભીખારી પણ આવ્યો. રમાનાથે દાખલ થતાંજ ભીખારી સામુ જોઇ કહ્યું—" કેમ ભાઇ ! માધવલાલ, આ શું ?"

હવેજ કુંદનલાલ સમજ્યો કે આ તો શ્રીકાન્ત અને માધવલાલજ હતા. શ્રીકાન્ત તથા માધવલાલે ગઇ રાત્રે બનેલી બીના કહી સંભળાવી, અને પેલી વીંટી પણ બતાવી. શ્રીકાન્ત બોલ્યો—

"મી૦ કુંદનલાલ ! પરિક્ષા તો કરો કે આ વીંટીની કીંમત કેટલી હશે અને તે કયાંની બનાવટ હશે ?"

વીંટી હાથમાં લેતાંજ કુંદનલાલ ચમકયો અને ધારી ધારીને જોવા લાગ્યો, દશેક મીનીટ બાદ તે બોલી ઉઠયોઃ—

"આ વીંટી તમારી પાસે કયાંથી આવી ? આ વીંટી તો ઘણીજ કીંમતી છે."

"મે હમણાંજ કહ્યું નહિં. કે દાબડીમાંથી મળી આવી." શ્રીકાન્તે જવાબ આપ્યો.

"શું આજ તે વીંટી ? હોયજ નહીં. આતો રાયબહાદુર અમલેન્દુની !" કુંદનલાલ આશ્ચર્ય સહિત બોલી ઉઠયો.

"શું રાયબહાદુરની એમા વીંટી છે ?" રમાનાથે પુછયું.

"હા. જે વીંટી મેં પરમ દિવસે તેમને અપાવી તેજ આ."

"વખતે ભુલતા હશો. એતે એમ રસ્તામાં ક્યાંથી મળે? બીજી હશે બીજી." માધવલાલે કહ્યું.

"ના. ના. શું હું એટલું પણ ન ઓળખી શકું? એ તે જ છે." કુંદનલાલે આંગળી બતાવતાં કહ્યું.

"ઠીક. ત્યારે હાલતો તે તમારીજ પાસે રાખો, પણ જ્યાં સુધી અમે એ બનાવનો ભેદ શોધી ન કાઢીએ ત્યાં સુધી એ વીંટી કોઇને બતાવશો નહીં. તેમ તેની વાત પણ કોઇને કરશો નહીં. જો સંભાળજો." શ્રીકાન્તે કહ્યું.

પછીથી કુંદનલાલે રાયબહાદુર અમલેન્દુ સાથે પોતાને તથા રમાનાથને જવાનું નકી થયાનો ઠરાવ જણાવ્યો અને શ્રીકાન્તે વાતવાતમાં રાયબહાદુરના કુટુંબ સંબંધી પણ બધી હકીકત જાણી લીધી. છેવટે માધવલાલે રમાનાથને કહ્યું:—

"આપ તો જાઓ છો, પરંતુ આ રંક મિત્રને પણ હમેશાં યાદ કરતા રેહેજો. ઇશ્વરે આપની ઇચ્છાને સાનુકૂળ સમય આપ્યો છે. આંતર્જીવન જોજો અને સુધારજો."

"પ્રથમ તો રાયબહાદુરના કુટુંબનુંજ આંતર્જીવન સુધારજો." શ્રીકાન્તે ટાણો માર્યો.

"એમ કેમ બોલ્યા?" કુંદનલાલે જરા કચવાતાં પૂછયું.

"વિમલેન્દુના કમ્પેનીયન થઇને એજ કાર્ય એમણે કરવાનું છે ને?" શ્રીકાન્તે વાત ફેરવી.

"હા. તે તો ખરૂં. મને સમય પણ તેવોજ મળ્યો છે. હવે જરૂર મારા પરિશ્રમનું સાર્થક થશે. હું કાંઇક સુકૃત્ય કરી શકીશ." રમાનાથે ખુશી થતાં કહ્યું.

"અમે તો અમારાંજ જીવન સુધારી શકતા નથી તો અન્યને માટે શું કરી શકીએ?" શ્રીકાન્ત બોલ્યો.

"તમે જે કરો છો તે અન્વના લાભ માટેજ કરો છો. તમારા કરતાં અન્યનુ સૌખ્ય વિશેષ સધાય છે. હજારો ગરીબ અને નિર્દોષોની આશીસ મેળવી શકાય છે." રમાનાથ બોલ્યો.

"પણ જુઓને આમ વેશ બદલીને સાચા જુઠા નામે ભટકવું પડે છે. નાટકના એકટરોના પાઠ ભજવવા પડે છે અને બહુરૂપી બનવું પડે છે." શ્રીકાન્ત બોલ્યો.

"દુનિયાજ બહુરૂપીના બજાર જેવી છે. આપણે દરેકે બહુરૂપીની માફક જુદા જુદા વેષ ધરવાના છે. આપણે સર્વ એકજ સ્વરૂપ હોવા છતાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ વિધવિધ નામો ધારણ કરી જુદા જુદા પાઠ ભજવીએ છીએ અને પાઠ પુરા થતાં વેશસાથે દેહ પણ બદલવો પડે છે; અને વળી બીજા દેહે બીજો વેશ ધારણ કરવો પડે છે. તેજ પ્રમાણે તમારે પણ કાર્ય પુરતો વેશ ધારણ કરવો પડે છે. પરંતુ જ્યાં સુધી હેતુ ઉચ્ચ છે ત્યાં સુધી કાંઇ હરકત નથી. એકજ હથીયાર એ મનુષ્યના હાથમાં આપતાં એક તેનો વધ કરવામાં ઉપયોગ કરે. જ્યારે બીજો તેનો રક્ષા કરવામાં ઉપયોગ કરે. કહો તેમાં હથીઆરનો વાંક છે? બીલકુલ નહીં.

તેમ રક્ષણ કરનારને કોઇ દુષણ દેશે ? નહિંજ. તે મુજબ તમે પણ છદ્મ વેશથી જે દુષ્ટોને પકડી દંડ આપવાનું અને ગરીબોને ન્યાય અપાવી તેમની રક્ષા કરવાનુ કાર્ય કરો છો તે ઉત્તમ છે. અને એ રીતે પણ તમે કેટલાકનું જીવન સુધારી શકો છો. માત્ર એટલી પ્રતિજ્ઞા કરો કે જ્યાં સુધી કોઇ પણ મનુષ્ય પોતાનુ જીવન-ચારિત્ર્ય સુધારવા વચનથી બંધાય ત્યાં સુધી તેની આબરૂ કે જીવન ધૂળ ન મેળવતાં તેને મદદ કરવી." રમાનાથે કહ્યું.

રમાનાથના શબ્દોએ શ્રીકાન્તના હૃદયમાં નવિનજ પ્રકાશ પાડયો. પોતાના ધંધામાં રહી પોતે સમાજ ઉપર કેવા પ્રકારનો ઉપકાર કરી શકે તે બાબત ખુલ્લી થવાથી તે પોતાના ધંધાને વિશેષ ઉચ્ચ માનવા લાગ્યો. માધવલાલે આ ખુલાસાથી પૂછ્યું:—

"ત્યારે તો હર કોઇ ધંધામાં આ પ્રમાણે સમાજ સુધારણા કરવા ધારે તો થઇ શકતી હશે ?"

"હા, બધા ધંધા સમાજ સુધારણા કરી શકે છે. ફકત ભેદ એટલોજ રહે છે કે કોઇ પરોક્ષ તો કોઇ અપરોક્ષ રહી હિત સાધે છે—સધાવે છે. એ તો શું પરંતુ વિચાર કરીશું તો સહજ માલુમ પડશે કે સૃષ્ટિનિયંતાએ સર્જેલી કોઇપણ ચીજ એવી નથી કે જે મનુષ્યનું હિત સાધવામાં—સન્માર્ગ બતાવવામાં અને સત્યનું સંશોધન કરાવવામાં ઉપયોગી ન થઇ પડે. પરંતુ તેનો કેવી રીતે ઉપયોગ કરવો તેજ માત્ર વિચારવાનું રહે છે." રમાનાથે ખુલાસો કર્યો.

"એ સુત્રાનુસાર તો દુનિયામાં અધમ ગણાતા દુર્ગુણી અને પાપી

મનુષ્યો પણ પરમહિતકર થવા જોઇએ?" કુંદનલાલે પૂછ્યું.

"અલબત! તેમને એક રસ્તેથી બીજે રસ્તે વાળવા એટલુંજ છે. તેમ થાય તો ચોર, ઠગારા, લુચ્ચા, કામી વિગેરે દરેક અધમ મનુષ્યો પણ હિતકર થઇ પડે." રમાનાથ બોલ્યો.

વખત વધુ થઇ જવાથી શ્રીકાન્ત તથા માધવલાલ ઉઠયા. [illegible] જતાં રમાનાથે મશ્કરી કરતાં કહ્યું:—

"સાધુનો વેશ લીધો છે તો તે પુરેપુરો જાળવી [illegible] છું કે વેશ સાથે વર્તન પણ સાધુનુંજ રાખશો."

હસતા હસતા શ્રીકાન્ત તથા માધવલાલ [illegible] રમાનાથના શબ્દો શ્રીકાન્તના કાનમાં બણકારા રૂપે ઘુમવા લાગ્યા. "વેશ સાથે વર્તન પણ સાધુનુંજ રાખજો." એ શબ્દોનું મનન થવા લાગ્યું અને છેવટે હૃદયમાં સાધુ, સાધુ, શ્રીકાન્ત સાધુ એ શબ્દો નો ઘોષ થવા લાગ્યો.



# પ્રકરણ ૧૦ મું

## ગુપ્ત ગૃહ.

"સર્વ શકિતમાન સર્વ વ્યાપકનો પણ પ્રત્યેક કાર્યમાં ગુપ્ત ઉદ્દેશ રહ્યો છે, તો પછી ક્રુર કૃત્યનાં કરનાર કૃષ્ણ

હૃદયી મનુષ્યોનાં કૃષ્ણ કૃત્યોના ઉદ્દેશ અને સ્થળ ગુપ્ત હોય તેમાં શી નવાઇ !"

"ઇબ્રાહિમના બંગલાના પાછલા ભાગમાં મહમદની ઓરડી વિષે આપણે સ્હેજ જણાવી ગયા છીએ, એતો પ્રિયવાંચકના લક્ષમાં હશેજ. પરંતુ આપણે પ્રથમ તે સ્થળની પુરતી માહિતી મેળવવાની જરૂર છે. મહમદની ઓરડીમાં જમીનમાં બધે શાહબાદી લાદી જડેલી હતી. તેમાં મધ્યભાગના પથ્થરની ગોઠવણી અદ્ભૂત રીતે કરવામાં આવી હતી; એટલે કે તે ઓરડીના બારણા પાછળ એક આંકડી જડેલી હતી તે આંકડી બારણાની સાખમાંની કડીમાં ભરવી ખેંચવાથી તે કડી તથા તેની સાથે ચાર આંગળ ચોરસ એક લાકડાનો કટકો બહાર નીકળી આવતાં અને અંદરની બાજુએ એક હેન્ડલ (ખીલી) જેવું જણાતું તેને દાબતાં તે ઓરડી વચ્ચેની શીલા ઉઘડી જતી અને અંદરનો રસ્તો ખુલ્લો થતો. તે રસ્તેથી અંદર ઉતરવાને કુવામાં ગોખલા હોય છે તેવા ગોખલા તથા એક લોખંડી સાંકળ હતી. તે રસ્તે લગભગ પંદરેક ફુટની ઉંડાઇમાં ઉતર્યા પછીથી જમીન આવતી અને ત્યાં બીજો માર્ગ હતો. આ રસ્તો કેટલેક સુધી અંધારામાંજ હતો. પણ બત્તી વિગેરે માટે બીજાં સાધનો અંદર તૈયાર રાખવામાં આવતાં. લોખંડની સાંકળનો નીચલો છેડો ત્યાં બાજુમાંજ એક લોહચુંબક જે ભીંતમાં જડેલું રહેતું તેને લગાડી રાખવામાં આવતો એ છેડો લઇ લોહચુંબકથી જરા છેટે એક બીજી કડી હતી તેમાં ભરવી ખેંચવાથી ઉપરની શીલા પાછી બંધ થઇ જતી. અંદરનો રસ્તો થોડેક છેટે ગયા પછી

ત્રણ દિશાએ જતો હતો. એક તરફ જતાં તે કમલાના મકાનની નજીક આવેલા અને કમલાએજ હમણાં બંધાવેલા એક શિવાલયમાં નીકળતો હતો. બીજો રસ્તો વીરાર સ્ટેશનથી થોડે દૂર જંગલ જેવા જણાતા પ્રદેશમા એક વિસામા ( રસ્તામાં આશાએશ લેવા બાંધેલા પથ્થરના ચોતરા ) નજીક નીકળતો હતો, જ્યારે ત્રીજો રસ્તો દાદરમાં આવેલા એક મકાનના નીચેના ભાગમાં નીકળતો હતો. આ સ્થળની માહિતી કમલા અગર કહોને કે યાસીનની ટોળીનાજ માણસોની જાણમાં, હતી, તે સિવાય બીજાના જાણવામાં તે નહોતી.

પ્રિયવાંચક ! આપણે પણ હવે તે ત્રણ રસ્તાની માહિતી મેળવી ચુકયા છીએ તો જરૂર યાસીનોનાં કાળાં કૃત્યો જોઇ શકીશું.

દાદરમાં જે બંગલામાં તે ગુપ્ત માર્ગ નીકળતો હતો, તે બંગલો પણ હવે કમલાએ પોતાના કબજામાં લીધો હતો. અત્યારે તે બંગલામાં વિચિત્ર પણ ભયંકર ઘટના ચાલી રહી હતી. બંગલામાં એક બીજું ભોંયરૂં હતું. ત્યાં એક માણસ પલંગપર પડયો હતો. સામેજ એકજણ હાથમાં રીવોલ્વર લઇ ઉભો હતો. પલંગપર પડેલો મનુષ્ય ઘણોજ થાકેલો, ઉદાસ પણ મક્કમ સ્વભાવનો જણાતો હતો. તેના સામે કેવળ કાળાં વસ્ત્રોથી સજ થયેલો પેલો માણસ ઉભો હતો.

“ કેમ ચંપકલાલ ! હજી શો વિચાર થાય છે ? ” તે કાળાં વસ્ત્રોથી સજ્જીત થયેલા પુરૂષે કરડાકીથી પૂછ્યું.

“ હું તમને કેટલીય વખત કહી ચુકયો છું કે તમે મને એ વાત ન પૂછો. ” ચંપકલાલ જે પલંગપર પડયો હતો તેણે કંટાળો ખાતાં જવાબ આપ્યો.

"ચંપકલાલ ! ચંપકલાલ ! પસ્તાશો. જરાતો વિચાર કરો. તમારા જીવ કરતાં—તમારી જીંદગી કરતાં–તમને તમારો પૈસો-અને પુત્રી વધુ પ્યારાં છે ?" તે કાળી આકૃતિએ કહ્યું.

"મારી જીંદગી, મારો પૈસો અને મારી પુત્રિ કરતાં મને મારી આબરૂ વધારે વ્હાલી છે." ચંપકલાલે ટુંકથી પતાવ્યું.

"ચંપકલાલ ! ચંપકલાલ ! ! તું શા માટે હાથે કરીને મોત માગે છે ? તારી 'હા' અને તેનું પરિણામ તારી જીંદગીની બક્ષિસ; તારી 'ના' અને તેનું પરિણામ આ તમંચો. બોલ જલ્દી કહે. તું શું માગે છે ? જીંદગી કે તમંચો ?" તે ક્રૂર મનુષ્યે વધારે ક્રૂર બનતાં કહ્યું.

"શયતાન કુતરા !" ચંપકલાલે પલંગપરથી ઉછળી ધુરકવા માંડ્યુ. "શું તું તારા જેવાજ બધાને સમજે છે ? શું તું એમ સમજે છે કે તારા આ ડરથી હું ડરી જઇશ અને તારી માગણીને તાબે થઇશ ? શું તું એમ માને છે કે મારી જીંદગી બચાવવાના લોભે મારી સુશીલ અને ધર્મપરાયણ પુત્રી તને સોંપી દઇશ ? શું તું એમ સમજે છે કે મારી આબરૂ ઉપર પાણી ફેરવીશ ? ના. ના. તે કદી બનશે નહીં."

"હા, હા, હા, કેવો મુર્ખ, કેવો પાગલ ! અરે બેસમજ ! ! જીંદગી નથી તો આબરૂ કોને છે ? પ્રાણ નથી તો પુત્રી કોને છે ? હજી વિચાર કર અને કહ્યું માન." તે કસાઇએ ચંપકલાલનુ હૃદય ચિરવા કહેવા માંડ્યું. ચંપકલાલ કાંઇ પણ જવાબ ન આપતાં ક્રોધ વશ મુદ્રાએ તેના સામું જોઇ રહ્યો. તેનાં નેત્રમાંથી ક્રોધાગ્નિ ઝરવા

લાગ્યો, તેના હોઠ અને હૃદય ફરકવા લાગ્યાં અને તેનો શ્વાસોશ્વાસ પણ રક્તના ત્વરિત પ્રવાહ સાથે વધવા લાગ્યો. વળી પેલી ક્રૂર વ્યક્તિએ કહેવા માંડયું.

" તને મારી નાખતાં મને દયા આવે છે. "

આ શબ્દો સાંભળતાંજ વળી ચંપકલાલ બોલી ઉઠયો. " દયા ! કસાઇના દીલમાં દયા ! હોયજ નહિં. વળી તારી કાંઇ બીજીજ ઉમેદ હશે. ભલે ! [illegible] તેમ કર. "

" ખરેખર ! તેમજ [illegible] " તેણે હસતાં હસતાં જવાબ આપ્યો.

" તારા સમક્ષજ તારી છોકરીનું શીલ ભંગ કરીશ. તેને અને તને રવડાવીશ, [illegible] અને તમારો જીવ લઇશ. "

આ સાંભળી ચંપકલાલ કાંઇ બોલવા જતો હતો તેને અટકાવી તે દુષ્ટે એક સીટી મારી. તરતજ ત્રણ હથીઆરબંધ માણસો હાજર થયા. ચંપકલાલને બાંધી પલંગમાં નાંખ્યો.

પેલી ક્રૂર વ્યક્તિ પણ ચાલી ગઇ અને ચંપકલાલવાળા ઓરડામાં અંધકાર છવાઇ રહ્યો. ચંપકલાલ પોતાનાપર આવી પડેલી આફતમાંથી છુટવા ઇશ્વરને યાદ કરવા લાગ્યો. પેલી ક્રૂર વ્યક્તિ તે બીજુ કોઇ નહીં પણ એદલજી હતો. ચેમ્પીયન બેંકીંગ સોસાયટીનો એજન્ટ આજે બિચારા ચંપકલાલને સતાવવામાંજ પોતાને એક મોટો ચેમ્પીયન માનતો હતો. એદલજી ત્યાંથી નીકળી વસંતરાવપાસે આવ્યો. આ વખતે વસંતરાવ કાંઇ ઉંડા વિચારમાં પડયો હતો. કારણ ધીમે ધીમે આ યાસીનટોળીનું કામ વધતું જતું હતું, તેની જાળ ચારે બાજુએ

વધુ ને વધુ પથરાતી હતી. તેથી તેમાંથી પોતાનો તથા કમળાનો છુટકારો કેવી રીતે કરવો તેજ માત્ર વિચારનું કારણ હતું અને તે વિચારે તથા કમલા માટે કરવાં પડતાં કાળાં ધોળાં માટેજ તેનું હૃદય ઉથલાઇ જતું હતું. એદલજીએ આવી તેને વિચારમાંથી જાગૃત કર્યો.

"મી૦ વસંતરાવ ! ચંપકલાલ કોઈ રીતે માને તેમ નથી. હવે શો રસ્તો લેવો ?"

"હું તો ધારૂં છું કે તેના છુટકારા માટે ફકત અમુક રકમ લઇ તેને છુટો કરવો." વસંતરાવે જવાબ આપ્યો.

"પરંતુ પેલાં બંગલા તથા જમીનનાં પત્રો અને દસ્તાવેજો છે તેનું શું કરવું ?"

"તે તેને સ્વાધીન કરી દેવાં."

"કદી નહીં બને. તેમ થાયજ નહીં. શું આટલી ખટપટ કરી તે એમ પાછા આપી દેવા માટે ? મને લાગે છે કે આમાં કાંઇ દગો થયો છે. તમે ચંપકલાલને મળી ગયા લાગો છો."

"તમને શંકા કરવાનું કાંઇજ કારણ નથી. પણ જે પળ જાય છે. તેમાં આ બનાવ પકડાઇ જવાનો સંભવ છે. તમે પેલા માધવલાલને ઓળખો છો ?" વસંતરાવે કહ્યું.

માધવલાલનું નામ સાંભળી એદલજી જરા ઢીલો પડી ગયો પણ પાછો હિંમત લાવી બોલ્યો:—"માધવલાલ એકલો છે, અને આપણે ચાર જણુ છીએ એ બીચારાનું શું ગજું ?"

"પણ માધવલાલની સાથે પેલો ડીટેકટીવ શ્રીકાન્ત છે. તેનો કાંઇ વિચાર કર્યો ? તમારા હાથમાંથી નિર્મલાને છોડાવી જનાર જ એ છે."

એદલજીએ તે વાત પડતી મુકી અને કમલાને બોલાવી કહ્યું:—
"કમલા! વસંતરાવ તો ચંપકલાલને છુટો કરી તેના દસ્તાવેજો પાછા સોંપી દેવા માગે છે તેનું કેમ ?"

જરાવાર વિચાર કરી કમલા બોલી; "મને વસંતરાવપર પૂરો વિશ્વાસ છે. તે જે કરશે તે યોગ્યજ કરશે."

"ત્યારે શું આપણી મહેનત ધૂળ મળશે ?"

"ના. ના. તમારી મહેનતનું ફલ તમને મળશે. પણ તે દસ્તાવેજોનો દુરૂપયોગ તો હું નહિંજ કરવા દઉં. તે દસ્તાવેજ હું મારાજ કબજામાં રાખીશ." વસંતરાવ બોલ્યો.

આજની આ ઘટના જોઇ એદલજીને વસંતરાવ તથા કમલા ઉપર વ્હેમ આવ્યો, પરંતુ જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ છાનોમાનો ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી વસંતરાવ પણ બ્હાર નીકળ્યો. કમલા એકલીજ વિચાર કરતી બંગલામાં બેઠી હતી, ધીમે ધીમે જ્યારથી તે વસંતરાવના સહવાસમાં આવતી ગઇ ત્યારથી તેનો દ્રવ્યલોભે પાપકર્મ કરવાનો સ્વભાવ બદલાતો ગયો હતો. પરંતુ જે કામ આદર્યું તે અધુરૂ ન રાખવાના નિશ્ચયવાળી હોવાથી આ કૃત્ય તેની સમાપ્તિ પર્યંત કરવાનો તેણે વિચાર કર્યો હતો. અત્યારે પણ તે વસંતરાવનાજ વિચાર કરતી હતી. દુનિયામાં અત્યારે તેને વસંતરાવ જેવું કોઇ વ્હાલું નહોતું. દરેક વાતમાં અને દરેક સ્થળે તે વસંતરાવનેજ

જોતી. આમ વિચારમાળા ચાલતી હતી તેવામા નરોત્તમદાસની સ્વારી ત્યાં પધારી. નરોત્તમદાસને આપણે કમલાને ત્યાં ગીરગામમાં જોયો હતો ત્યારપછી તેને જોયો પણ નથી. વચ્ચે તેની તબીયત ઠીક ન હોવાથી તે કમલાની મુલાકાત લઇ શકયો નહોતો. તેણે આવી કમલાને તેની વિચારમાળામાંથી જાગૃત કરી.

"કમલા! વ્હાલી કમલા!! શા વિચારમાં પડી છે?" નરોત્તમદાસે આવતાની સાથેજ પ્રેમચેષ્ટા કરવા માંડી. કમલા કાંઇ પ્રત્યુત્તર ન આપતાં માત્ર તેના સામુંજ જોઇ રહી. નરોત્તમદાસે ફરીથી તેની પાસે જતાં કહ્યું:—

"કમલા! કેમ આમ શાન્ત છે?"

"તમારી સાથે બોલવું શું? મને મળવાનું–મદદ કરવાનું વચન આપીને ગયા અને હવે આજ મોઢું બતાવો છોને?" કમળાએ છણકો કરતાં કહ્યું.

"કમલા! તે દિવસે તને તારા લખત ઉપર સહી કરી આપી, તને તન મન ધનથી ચ્હાતાં શીખ્યો અને મારા પ્રાણ કરતાં અધિક ગણી તને સંતુષ્ટ કરવા તત્પર થયો અને હવે તું આમ કહે છે?" નરોત્તમદાસે પાછલી વાત યાદ કરતાં કહ્યું.

"શાનું લખત? તે દિવસે તો વસંતરાવને લીધે ફરીથી મળવાનું કહ્યું હતું અને તમે તો કાંઇ જુદીજ વાત કરો છો. ઠીક બનાવો છો." કમળાએ હસતાં હસતાં કહેવા માંડયું.

"કમલા ! કમલા !! આમ મશ્કરી કરો નહિં. મને બરોબર યાદ છે અને હું સોગન ખાઇને કહું છું કે તે દિવસે મેં તમને એક લખત ઉપર સહી કરી આપી છે; એટલુંજ નહિં પણ તમે મને જો તમારા સાઠ લાખ મેળવવામાં હું મદદ કરૂં તો તમે હમેશ માટે મારી સાથે રહો એમ પણ કહ્યું હતું. હવે તે બધું વિસારી દો છો અને ઉલટાં મારી મશ્કરી કરો છો ? કમલા ! કમલા !! તમારા શબ્દોથી મારૂં [illegible] ચીરાઇ જાય છે. મને ન ટવળાવો. અને જે કહેવું હોય તે ફરમાવો. હું તૈયાર છું." નરોત્તમદાસે કાંઇક ગંભીરતા અને કાંઇક આજીજીથી કહ્યું."

"આશ્ચર્ય છે. નરોત્તમદાસ ! તમારી દરેક વાત મને અજાયબીમાં નાંખે છે. હું તમારી [illegible] જોઇને થાકી છું. તમારે અને મારે જો-ઇતી વાત હજી થઇ નહિ અને તે પહેલાં તમારા આ શબ્દો સાંભળી હું વિસ્મિત થાઉં છું. હશે. હવે મશ્કરી જવાદો, અને કહો કે તમે મને શી રીતે મદદ કરી શકશો ?" કમલાએ ગંભીર ભાવે કહ્યું.

"કમલા ! હવે હદ થાય છે. તમે મારી પાસેથી ગમ્યું તેમ લખાવી લઇ સહી કરાવી લીધી અને હવે આમ દગો કરો છો તે યોગ્ય નથી. હશે ! મને કાંઇ દરકાર નથી. હું તો તમને ચ્હાઉં છું અને તેથી ભલે તમે તે લખતનો ગમે તેવો ઉપયોગ કરો તેની મને દરકાર નથી. હું તો એમજ સમજીશ કે મારા પ્રેમના બદલામાંજ તે બધું થયું છે. તેમ કરવાથી પણ જો તમે સુખી થતાં હો તો હું ઘણોજ ખુશી છું. હાલ હું જઇશ. વિચાર કરી જોજો. વળી એકવાર તમને મળીશ, પછી તમારી મરજી." નરોત્તમદાસ આમ કહી આવ્યો

ગયો. કમલા તેના ગયા પછી વિચારમાં પડી ગઇ. નરોત્તમદાસ આજ આમ કેમ બોલી ગયો ? લખત કેવું અને રૂપિઆં કેવાં ? તેને મેં ક્યારે વાત કરી ? અને તેણું ક્યારે લખત કરી આપ્યું ? નહિં. નહિ વાતજ ખોટી. નરોત્તમદાસનું મગજ ઠેકાણે નથી. નહિં તો આ આવી ખોટી વાત કરે નહિ. બધાય મારી સાથે પ્રપંચ રમે છે. બસ એક વસંતરાવ ! વસંતરાવજ મને શુદ્ધ દીલથી ચ્હાય છે. હવે—"

કમલા હજી આગળ કાંઇ બબડતી હતી, પણ એટલાજ એક ભીખારી જેવો જણાતો માણસ ઉપર ચઢી આવ્યો અને કમલા વિચારમાંથી જાગૃત કરવા બોલ્યો:—

" કમલા ! તું મનુષ્ય છે, તું સ્ત્રી છે. સ્ત્રી હોવા છતાં કોઇ પણ સ્ત્રીજાતિને તું દુ:ખમાં જોઇ શકે એ અજબ છે. શું તને સ્ત્રીજાતિ માટે દયા નથી ? "

" એટલે ? તું કોણ છે અને આ પ્રશ્ન શામાટે પુછે છે ? " કમલાએ આ ભીખારી તરફ તિક્ષ્ણ દ્રષ્ટિ ફેંકતાં પૂછ્યું.

" આ પ્રશ્ન હું એટલાજ માટે પૂછુ છું કે તું એક સ્ત્રી છે અને વળી નિરાધાર હોવાથી બીજાના રક્ષણમાં ઉછરી છું, માટે તને સ્ત્રી જાતિ માટે લાગણી હોવીજ જોઇએ. " તે ભીખારી ભાર દઇને બોલ્યો.

" હવે બધું જવા દઇને કહે કે તું કોણ છે અને અહીં વગર રજાએ આવી આવા પ્રશ્નો કેમ કરે છે ? " કમળાએ જરા તીખાશથી પૂછ્યું.

" હા, હા. હા. " તે ભીખારી હસતાં હસતાં બોલ્યો. " સાંઠ

લાખની લાલચે બેરીસ્ટર અને નરોત્તમદાસ જેવાને ફસાવી, રામરાવને રડાવવા તૈયાર થઇ છે. એટલુંજ નહિ, પણ બિચારી ખરી હકદારને રડાવી રખડાવી મારવા તૈયાર થઇ માટે પુછુ છું, " કે સ્ત્રી જાતિ માટે તારા દીલમાં દયા છે કે નહિં !"

ભીખારીના શબ્દોએ કમલા ઉપર ઘણીજ અસર કરી, તે વિચારમાં પડી કે આ કોણ માણસ હશે જે આ બધી તેની ગુપ્ત બાબતો પણ જાણી શકે છે. તેણે ઉડાવનારી ઢબે કહ્યું:—

" વાતો બનાવતાં તો સારી આવડે છે. કહો વળી કાંઇ કહેવું છે ? "

" કહેવાનું તો ઘણું છે. કમલા ! બીચારા નરોત્તમદાસ પાસેથી લખતપર સહી કરાવી લીધી અને પાછળથી તેને ધક્કો માર્યો, ઇબ્રાહીમની અરે ભુલ્યો, એદલજીની શીખવણી મુજબ બિચારા ચંપકલાલને કેદ કર્યો, અને તેની પુત્રિ નિર્મલાના ઉપર પણ સિતમ ગુજારવામાં બાકી ન રાખી. એથી બીજુ શું બાકી રહ્યું !" ભીખારીએ એક પછી એક વાત ઉકેલવા માંડી. કમલા આ બધું સાંભળી અંતઃકરણમાં ગભરાવા લાગી. તેને એમ થયું કે હવે આ બધી વાત કબુલ કરી છુટી જાઉં તો ઠીક, પણ વળી હિંમતથી બોલવા લાગી:—

" વિના રજાએ જેમ આવે તેમ બકે છે તે સારૂં નથી. એકદમ મકાન છોડી ચાલ્યો જા. "

કમલા ! હું ત્હારો દુશ્મન નથી. હું તને પકડાવવા ધારૂં તો સહજમાં પકડાવી શકું. ત્હારા મકાનમાં કેદ કરેલ ચંપકલાલ જ તારા ગુનાહનો પુરાવો છે. માટે ધીમેથી સાંભળ ! શું તું દ્રવ્ય સંપાદન કરી તારો સંસાર સુખી કરવા નથી માગતી ?" તે ભીખારી બોલ્યો.

"હવે તું તારી વાતો બસ કર. તું મારો શુભેચ્છક હો તો તારી ઓળખાણ આપ! તું કોણ છે?" કમલાએ કહ્યું.

"ઓળખાણ તો જ્યારે તું માધવલાલને તારા યૌવન–સૌંદર્યથી ફસાવીશ ત્યારે આપીશ." તે ભીખારીએ હસતાં હસતાં કહ્યું.

"ત્યારે શું તુંજ માધવલાલ! જેનાથી પેલા બેરીસ્ટર વિગેરે ડરે છે તે તુંજ!" કમલાએ આશ્ચર્યથી ઉભા થતાં પૂછ્યું.

"હા તેજ. તેજ માધવલાલ હું ગમે તેમ છું પણ ત્હારે મારાથી ડરવાનું નથી. બોલ, તું બચવા માગે છે?"

"મને શી રીતે બચાવી શકશો?" કમલાએ કહ્યું

"તું પ્રથમ આવાં કાર્યમાં ભાગ લેતી હતી પરંતુ વસંતરાવના પ્રેમમાં પડયા પછી તને આ કાર્યોપર અણગમો આવ્યો છે તે હું જાણું છું; અને તેથીજ તને બચાવવાની એક તક આપવા આવ્યો છું. જો કમલા! જે સાઠ લાખ માટે આ ટોળીની સ્થાપના થઇ છે તે ઉપર તારો બીલકુલ હક નથી. તેની હકદાર હયાત છે છતાં તને હું દ્રવ્ય અપાવીશ. વળી વસંતરાવ ઘણોજ સદ્‌ગુણી અને બાહોશ છે અને તેને પરણી તું સુખી થઇશ. વળી ચંપકલાલને છોડી દેવામાંજ ડહાપણ છે. નિર્મળા મારા કબજામાં છે. તું સ્ત્રીજાતિ થઇ તને સ્ત્રી જાતિની દયા નથી આવતી? તારૂં અપમાન તું સાંખી શકે છે? તો પછી એક પવિત્ર અબળાનું શીલ ભંગ કરવામાં તું કેમ મદદરૂપ થાય છે? મારાથી બધા ડરે છે તેનું કારણ માત્ર એટલુંજ કે હું સત્યનો સાથી છું."

"તો પછી મારાજેવીને કેમ મદદ કરવા તૈયાર થાઓ છો?" કમલાએ પૂછ્યું.

"તારૂં હૃદય પીશાચી નથી. તેમ તું સત્ય માર્ગ ગૃહણ કરવ હવે તત્પર થઇ છે માટેજ." માધવલાલે કહ્યું.

"ત્યારે શું મારા દરેક પ્રપંચમાંથી મને મુક્ત કરી શકશો ?" કમલાએ પૂછ્યું.

"તે હું વસંતરાવને મળીશ પછી સમજાશે. હાલ તો હું જાઉ છું. પણ જો મારી સાથે દગો રમવાનો વિચાર કર્યો તો પછી નરો-રામદાસવાળું લખત યાદ કરજે. તેના વડે સહુ [illegible] લખત ઉપર કમલારૂપે સહી લેનાર આ માધવલાલ. [illegible] માધવલાલ ચાલ્યો ગયો અને કમલા વસંતરાવની [illegible]



# પ્રકરણ ૧૧ મું.



## વરજીવન.

"હો ને વિપત્તિ આવતી, વળી હો પડે દુઃખ શિર પરે,
સંસાર સહુ શત્રુ થતાં, કદી તાપ ત્રિવિધી ભરે;
કહિ શત્રુ સમ, આ જીવ સઘળા, હૃદય સંતાપે ભલે,
પણ સત્ય–નીતિ–ધર્મ પ્રિય, નિજ ધર્મથી કદી ના ચળે."



ખમીરાજાનને રૂપિઆ આપી ફરીયાદ પાછી ખેંચી લેવડાવવાનું નકકી કરી વરજીવનદાસ પ્રેમજીને ત્યાં ગયો. પ્રેમજીભાઇ ઘેર નહોતા માણેકબાઇ એકલી હતી. વરજીવનદાસને જોતાંજ તેણી તેને આવકાર આપવા સામી ગઇ. હમેશના કરતાં માણેકબાઇએ આજે વરજીવનદાસને આવકાર આપવાની જે રીત અખ્ત્યાર કરી હતી તે ખરેખર કાંઇ જુદીજ હતી. વરજીવનદાસને જોતાંજ તેના હૃદયમાં આનંદ ઉભરાઇ જતો હતો. તેના મુખ ઉપર સંપૂર્ણ આનંદમય હાસ્ય સ્ફુરી નીકળ્યું હતું, આનંદના ઉદ્દગાર સાથે તેના હાવભાવ અત્યારે તેના યૌવન સૌંદર્યમાં અધિક વૃદ્ધિ કરતા હતા. વરજીવનને આસન આપી બેસાડયા પછી તે બોલી:—

"વરજીવન! તેં શું કર્યું?"

"બાઇ! લેશ પણ ચિંતા કરવાનું કારણ નથી. હું પોતે ખમીરાજાનને ત્યાં ગયો હતો, તેને સમજાવી ફરીયાદ સાથે સાક્ષી સમન્સ પાછો ખેંચી લેવડાવવાનું નકકી કરી આવ્યો છું. હવે કાંઇ ભય નથી. ઇશ્વરે લાજ રાખી છે." વરજીવનદાસે આશ્વાસન આપતાં કહ્યું.

"હા—શ. તારા વિના આ કામ કોણ કરે! કેટલો ખર્ચ થયો તેતો કહે!" માણેકબાઇએ વરજીવનને પૂછયું.

"ફકત એક હજારમાંજ પત્યું. પણ હવે બાઇ ફરીથી એવે રસ્તે ન જાય તો ઠીક." વરજીવને પોતાની ઇચ્છા જણાવી.

"હું બધા મુનીમોને રજા આપું છું. અને તું અહીં રહે અને દેખરેખ રાખ. તારા વિના સર્વ અંધારંજ છે. તારા

અહીં રહેવાથી સર્વ સારૂંજ થશે." એમ કહી માણેકબાઇ ઉઠી અને થોડીવારે પાછી ફરી વરજીવનના હાથમાં એક પડીકું મૂક્યું. વરજીવને તે ઉઘાડતાં તેમાં હજાર હજારની પાંચ નોટ ઉપરાંત પાંચ ગીની જોઇ. વરજીવને પૂછ્યું:—

"આ શામાટે ?"

"તને થયેલો ખર્ચ છે. બીજુ કાંઇ નથી." માણેકબાઇએ ખુલાસો કર્યો.

"ના. આ હું નહિં લઉ. ફક્ત એક નોટજ આપો. બીજાની શી જરૂર છે ?" વરજીવને બીજી નોટ તથા ગીની પાછી આપતાં કહ્યું.

"વરજીવન ! વરજીવન !! તું મારો તિરસ્કાર ન કર. તારે માટે હું શું કરૂં ? તેં આજે મારી કેટલી આબરૂ બચાવી છે ? મને તારે માટે ઘણીજ લાગણી થાય છે." માણેકબાઇ હજી કાંઇ વધુ બોલે એટલામાં ભટે દુધના બે પ્યાલા લાવી ત્યાં હાજર કર્યા. માણેકબાઇએ એક પ્યાલો વરજીવનના આગળ મૂકયો અને પછી ગંભીર બની બોલી:—

"વરજીવન ! તારી લાયકી માટે હું શું કરૂં ? તારા ઉપકારનો બદલો હું કેવે પ્રકારે વાળું ?"

"બાઇ ! એમાં મેં શું વધુ કર્યું છે ? છતાં આપ મારા ઉપર જેવી છે તેવીજ મમતા હમેશ રાખશો તો હું મને કૃતાર્થ થયો સમજીશ." વરજીવને સરળ હૃદયે પ્રત્યુત્તર આપ્યો.

"વરજીવન ! મારી મમતા—અરે પ્રેમ—તારાપર છે. તે કદી કમી થવાનો નથી. એતો શું પણ મારૂં જીવન સર્વસ્વ પણ તારે માટેજ

છે. આવ ! આવ ! ! મને એકવાર ભેટી મારા હૃદયને શાન્ત કર !" માણેકબાઇ ઉભી થતી બોલી. વરજીવન તો આ સાંભળી છેકજ દીગ્મુઢ થઈ ગયો. એક પલમાં આ બધું શું થઇ ગયું અને પવિત્ર સાધ્વી માણેકબાઇના હૃદયમાં આ ફેરફાર શાથી થઇ ગયો તે સમજી શકયો નહીં. જરા પાછો હઠતાં તે બોલ્યો:—

"બાઇ ! આ શું કરો છો ? હું તો તમારો બાળક છું."

"એમ ન બોલ, વરજીવન ! એવા શબ્દ ન ઉચ્ચાર." માણેકબાઇ તેની પાસે જતાં બોલી.

"માણેકબાઇ ! માતાતુલ્ય માણેકબાઇ ! આજ તમારી બુદ્ધિમાં આ શો ભ્રમ થયો છે ? બાળક વરજીવન પર આવી કુદ્રષ્ટિ !" વરજીવને સમજાવતાં કહ્યું.

"એ બધી ડહાપણની વાત જવા દે, અને મારી માગણી કબુલ કર. જે કાંઇ આ દુનિયામાં મારા તરીકે ઓળખાય છે તે સર્વ તારૂંજ સમજી લેજે. મને નિરાશ ન કર !" માણેકબાઇએ છેકજ મર્યાદા મૂકવા માંડી.

"શિવ ! શિવ ! ! શિવ ! ! ! જેને હું પવિત્ર પ્રેમની શુદ્ધ પ્રતિમા સમજતો હતો તે શું આમ અનીતિ આદરે છે ?" વરજીવન ખિન્ન થતાં બોલવા લાગ્યો. "હું નહોતો જાણતો કે માતાજ પોતાના બાળકને ઝેર આપશે. બાઇ ! જરા તો વિચારો ! તમે કોણ ? તમારી આબરૂ સામું તો જુઓ ! આ કાર્ય તમને છાજે છે ?"

"વધુ બોલી મને ન લોભાવ. જો, જો, મારા હૃદયમાં કાંઇ કાંઇ

થઇ જાય છે. તારે મારી માગણી કબુલ કરવીજ પડશે." એમ બોલતાં બોલતાં તો તેણે વરજીવનનો હાથ પકડયો. વરજીવને તેનો હાથ તરછોડતાં કહ્યું:—આખરે સ્ત્રી તે સ્ત્રીજ. સારાસારનો વિચાર કયાંથી હોય? માણેક! જરા વિચાર કર. આ તું કેવું પગલું ભરે છે? શું દુનિયામાં ધર્મ નથી? અરેરે! તારા પતિની જે આબરૂ માટે તું તારો પૈસો આપી દેવા માગતી હતી, જે આબરૂ માટે તું ભીખ માગી પેટ ભરવા તૈયાર થઇ હતી, જે આબરૂ માટે તું તારો પ્રાણ પણ આપવા તૈયાર થઇ ગઇ હતી, તે આબરૂ માટેની તારી લાગણી કયાં ગઇ? શું તું તેજ આબરૂને આગ લગાડવા તત્પર થઇ છે? તે તારા શબ્દો યાદ નથી આવતા? અરે મૂર્ખ સ્ત્રી! તને હું શું કહું અને શું કરૂં? મારા શેઠની શરમ અને આબરૂ આડે આવે છે નહિં તો—"

વરજીવન બોલતાં બોલતાં અટકી ગયો. માણેકબાઇ પણ પોતાની બુદ્ધિ ઠેકાણે આવી હોય તેમ શાન્ત થઇ ગઇ. વ્હાલા વાંચક! પ્રકૃતિ ચંચળ છે, અને સ્ત્રી એ પ્રકૃતિનું સ્વરૂપ હોવાથી અસ્થિર મનની હોય તેમાં શી નવાઇ! અને તેથી બ્રહ્મચારી, યોગી, સન્યાસિ વિગેરેને કાષ્ટની પણ પુતળી સાથે એકાન્તમાં રહેવાને મના છે.

વરજીવનના આટલા શબ્દોએજ માણેકબાઇ ઉપર ઘણી સારી અસર કરી. માણેકબાઇને પોતાની ક્ષણિક મનોવૃત્તિ માટે ઘણોજ પશ્ચાતાપ થવા લાગ્યો. આખરે કેટલીકવાર પછી હિંમત લાવી બોલી.

"વરજીવન! તારા મારાપર કેટલા ઉપકાર થયા છે! આજે પણ તેંજ મને ડુબતી બચાવી છે. ખરેખર! સ્ત્રીઓને અતિશય છુટ અગર પર પુરૂષનો એક પલનો પણ સમાગમ ઘણોજ ભયંકર છે. તે મેં આજે

જ જાણ્યું. મને માફ કર. મારી એવી વૃત્તિ માટે મને ઘણોજ પશ્ચાતાપ થાય છે."

"થવોજ જોઇએ. ઓ વિકારોને વશ થનાર સ્ત્રી! તારૂં હૃદય પણ બળવુંજ જોઇએ. અને એ પાપના પ્રાયશ્ચિતમાં તારે તારા સ્વામીની પાછળ તારા દેહનું પતન કરવું જોઇએ. સમજ, જરા સમજ, અને ઇશ્વરનો ડર રાખ." વરજીવને જરા કડક બનતાં કહ્યું.

"ક્ષમાકર, વરજીવન! હું તારી શીખામણ માનીશ. હવે એ વાત ભુલી જા." માણેકબાઇએ આજીજી કરતાં કહ્યું. હજી વરજીવન તેને કાંઇ કહેવા જતો હતો એટલામાં પ્રેમજી ભાઇ આવી પહોંચ્યા.

---

# પ્રકરણ ૧૨ મું.



## ભયંકર ભેદ.

"મનુષ્યની ધારણા કરતાં ઇશ્વરની કૃતિ કેટલેક અંશે જુદી જ હોય છે. રામચંદ્ર જેવાને પણ ખબર ન હતી કે પ્રાતઃકાળે રાજ્યાભિષેકને બદલે વનાભિષેક થશે."

---

માધવલાલ જેવો કમલાને ત્યાંથી નીકળ્યો તેવોજ શ્રીકાન્તને મળ્યો અને બધી હકીકતથી તેને વાકેફ કર્યો. શ્રીકાન્તે તેને આટલી

બધી ઉતાવળ કરવા બાબત ઘણોજ ઠપકો આપ્યો અને હવે પછી પોતાની સલાહ વિના તેવું કોઇ પણ પ્રકારનું કાર્ય કરવા તેને મના કરી. માધવલાલ નિર્મલાનો પ્રેમી હતો તેથી આ કેસનું છેવટ જેમ જલ્દી આવે તેમ તે ઇચ્છતો હતો. પરંતુ તેને ખબર નહોતી કે જેમ જેમ તે ઉતાવળ કરતો હતો તેમ તેમ તે કેસ ઘણોજ મુસ્કેલ થતો જતો હતો. શ્રીકાન્તપાસે યાસીન ટોળીને સપડાવવાનું કોઇપણ સાધન નહોતું. ચંપકલાલ ડાહ્યરના બંગલામાં હતો તેજ એક પુરાવો હતો અને તે વડે તે કાંઇક પગલાં ભરવા માગતો હતા. પરંતુ માધવલાલે જે ઉતાવળું પગલું ભર્યું તેથી તે ધારણા નષ્ટ થઇ ગઈ. માધવલાલને પોતાની ભુલ માલુમ પડતાં તેણે પણ હવે ઘણીજ ગંભીરાઇથી અને સાવચેતીથી ચાલવા નિશ્ચય કર્યો. જો કે માધવલાલ તથા શ્રીકાન્તની ખાત્રી થઇ ગઇ હતી કે યાસીન ટોળીના નામથી પેલી પ્રપંચી પંચમૂર્ત્તિનાંજ આ બધાં કામ હતાં. છતાં તે સાબીત કરવાનો પુરાવો તેમની પાસે ન હતો. નિર્મલાને પોતાની સાથે રાખવામાં શ્રીકાન્ત માધવલાલ સાથે સંમત ન થયો. અને તેથી કેવડી તથા નિર્મલાને કોઇ સુરક્ષિત સ્થળે સાથે રાખવા તેણે યોજના કરવા માંડી. માધવલાલને પ્રથમ તો આ રૂચ્યું નહિં પરંતુ છેવટે તે પણ તેમ કરવા કબુલ થયો. શ્રીકાન્તે કેવડી તથા નિર્મલાને એક બંગલામાં રાખ્યાં અને યાસીન ટોળી પાછળ તે બન્ને જણ મંડયા. પરંતુ તેમને તપાસ કરતાં માલુમ પડયું કે ચંપકલાલ તે ડાહ્યરના બંગલામાં નહોતો અને તેથી તેમનું તે કામ ઘણુંજ મુસ્કેલ થઇ પડયું.

ઉપરના બનાવને પંદરેક દિવસ વીતી ગયા હતા. નિર્મલાના ઘાયલ થવાના અને ચંપકલાલના ગુમ થવાના સમાચારો જે વારંવાર વર્તમાન

પત્રોમાં મોટાં હેડીંગથી લખવામાં આવતા હતા તે પણ ધીમે ધીમે બંધ થઇ ગયા હતા. છતાં ઇન્તેજાર મનુષ્યો હમેશાં વર્તમાન પત્ર હાથમાં આવતાની સાથેજ તેમાં તે વિષેની કાંઇ બિના હોય તો તે શોધવા—જાણવા—પોતાની આતુર દ્રષ્ટિ ચારે બાજુ ફેરવતા. આજે પણ વર્તમાન પત્રમાં એક લાંબી બીના

## " અદ્‌ભુત બનાવ. "

### " ભયંકર ભેદ: એક સાથે છ માણસો ગુમ. "

આ મથાળા નીચે વાંચકોનાં હૃદય ખેંચી રહી હતી. સ્થળે સ્થળે આ બીનાનીજ વાતો થતી હતી. પ્રિય વાંચક ! અધીરો ન થા ! આ બીના નીચે મુજબ હતી:—

## " અદ્‌ભુત બનાવ. "

### ભયંકર ભેદ: એકસાથે છ માણસો ગુમ.

" અમારા વાંચકોને વિદિતજ છે કે થોડા સમય ઉપર વિરારમાં આવેલા શેઠ ચંપકલાલના બંગલા ઉપર કેટલાક બદમાશોએ દરોડો પાડયો હતો. જેના પરિણામે ચંપકલાલ શેઠ ગુમ થયા હતા, અને તેમની પુત્રિ નિર્મલા બાલાબ સ્થિતિમાં બંગલામાંથી મળ્યાં હતાં. આ બદમાશોને પકડવાનું કામ આપણા જાણીતા ડીટેકટીવ મી. શ્રીકાન્તે માથે લીધું હતું; પરંતુ અમને આજે જણાવતાં દીલગીરી ઉપજે છે

કે આજ બે દિવસથી શ્રીકાન્ત બાબુ તથા તેમના શિષ્ય માધવલાલ ગુમ થયા છે જેનો પત્તો નથી: એટલુંજ નહિ પણ ચંપકલાલની પુત્રિ નિર્મલા તથા તેની દાસી પણ ગુમ થયાં છે. આ કામ યાસીન ટોળીનું લાગે છે. ઘણા વખતથી આપણે આ ભયંકર ટોળી વિષે સાંભળીએ છીએ. અને તેના અત્યાચારોથી પ્રજા ઘણીજ હેરાન થઇ રહી છે. શ્રીકાન્ત જેવા બહાદુર ડીટેકટીવના ગુમ થવાથી આપણને વધુ ખેદ થાય છે. હવે તો જલદીથી આ યાસીન ટોળીનો નાશ થાય તોજ પ્રજાને શાન્તિ થાય. વળી ગીરગામ ઉપર રહેતી કમલા નામની એક ગાનારી તથા તેનો નોકર વસંતરાવ પણ ગુમ થયો છે. આ ગાનારી પાસે ઘણોજ પૈસો હોવાનું સંભળાય છે અને અમને શક છે કે યાસીન ટોળી કે જે એવાનેજ ખોળ્યા કરે છે તેનુંજ આ કાવતરૂં હોવું જોઇએ. શહેરના પ્રખ્યાત ડીટેકટીવો આ બાબતમાં તપાસ ચલાવે છે."

---:o:---

શહેરમાં સ્થળે સ્થળે આ શો ભેદ હશે તે સંબંધી વાતો ચાલી રહી હતી. કેટલાક ડીટેકટીવોનાં પાણી આ બનાવથી ઉતરી જતાં. હતાં. એટલુંજ નહિં પણ જેમ રાક્ષસના નામથી બાળકો ત્રાસે તેમ યાસીનના નામ માત્રથીજ લોકો ત્રાસવા લાગ્યા હતા; અને તેમાં છાપાવાળાઓ કે જે હમેશાં કાગનો વાઘ કરવામાં અને લાંબા લાંબા લેખોથી પેપરો ભરવામાંજ શ્રેષ્ઠતા માને છે તેમની લેખન શૈલી મનુષ્યોના હૃદયમાં વધુ ભીતિ ઉપજાવતી હતી.

પ્રિય વાંચક ! આ બાબત આટલેથી છોડી આપણે બીજી તરફ વળીએ. કમલાએ તે દિવસે રામરાવના કરેલા અપમાનથી તેને ઘણીજ લાગણી થઇ હતી, અને તે સમયથી તે કમલાને ઝાઝો મળતો પણ નહીં. પરંતુ કમલાના પ્રતિની તેની પ્રેમની લાગણી દિવસે દિવસે વધવા લાગી અને તે એટલે સુધી કે રાત્રિ દિવસ તે કમલાનેજ ઝંખવા લાગ્યો. જો કે કમલા પોતાનાં છુપાં કૃત્યોમાં રામરાવને ભેળવતી નહીં પરંતુ પેલા સાહ લાખનો ખરો ગુપ્ત ભેદ ફક્ત રામરાવનાજ જાણવામાં હતો તેથી રામરાવ સાથે ઉપર ઉપરથી સારો સંબંધ રાખવા તે પ્રયત્ન કરતી અને રામરાવની આવી અરધી ગાંડા જેવી સ્થિતિમાં તે વારંવાર તેને મળતી. રામરાવ કાંઇ ગાંડો નહોતો થઇ ગયો પરંતુ કમલા વિના તેને ચેન પડતું નહીં અને કમલા તેની દરકાર કરતી નહીં આથી તેના હૃદયમાં જે ખિન્નતા થતી તે તેને વ્યગ્ર બનાવી ગાંડા જેવો કરી મુકતી. જ્યારે જ્યારે કમલા તેની પાસે આવતી ત્યારે ત્યારે તેને ઘણો આરામ મળતો. આજે રામરાવ એક આરામ ખુરશીપર પડયો પડયો પેપર વાંચતો હતો. પેપર વાંચતાં વાંચતાં તેની નજર "અદ્દભુત બનાવ" "ભયંકર ભેદ" આદિ વાક્યો ઉપર પડતાંજ તે ચમકયો, અને ધ્યાનથી વાંચવા મંડયો. યાસીન ટોળીના બંધારણની તેને ખબર નહોતી તેથી પ્રથમ તો કાંઇ અસર થઇ નહીં પરંતુ જ્યારે કમલા અને વસંતરાવના ગુમ થયાના સમાચાર તેણે વાંચ્યા ત્યારે તેના ગભરાટની હદ રહી નહીં. તેનું મગજ ચારેબાજુ ફરવા લાગ્યું. તેની આંખો ફાટી જતી હોય તેમ નીકળી પડતી જણાવા લાગી અને તે ખુરશીપર અડધો બેભાન જેવો

પડયો. પાસેજ એક નોકર ઉભો હતો તેણે ઉતાવળે તેને ઝાલી લીધો અને પવન નાખવા માંડયો. થોડી વારે તે શુદ્ધિમાં આવી બબડયો. "ઘણુંજ ભયંકર; કમલા! કમલા!! ગઇ? આખરે ગઇ!! હા!" આટલું બોલી વળી બેભાન થઇ પડયો. નોકર બિચારો બાજુ-માંથી ડોકટરને બોલાવી લાવ્યો. ડોકટરે આવી બાહ્યોપચારથી તેને શુદ્ધિમાં આણ્યો. પરંતુ આ સમાચારથી તેના હૃદયમાં જે આઘાત થયો હતો તેથી તેની હાલત ઘણીજ કઢંગી થઇ પડી હતી. ડોકટરે મત આપ્યો કે થોડો વખત ખુલ્લી હવામાં રહેવાની જરૂર છે, તેમજ કોઇ સારા કંપેનીયનની જરૂર છે. તેમના મગજપરનો બોજો હલકો થવો જોઇએ. ડોકટરની ચંચળ નજરથી અને તિક્ષ્ણ બુદ્ધિથી તે સમજી શકયો કે પેપરમાંના ભયંકર ભેદવાળા બનાવ સાથે જરૂર રામરાવને કોઇપણ પ્રકારનો સંબંધ હોવોજ જોઇએ. છેવટે ડોકટરે રજા લીધી અને રામરાવે બેરીસ્ટર, નરોત્તમદાસ, વિગેરે પોતાના સહાયકોને બોલાવવા માણસ મોકલ્યું. તે લોકોના આવતા સુધીનો સમય હજારો તર્ક વિતર્કમાં ગાળ્યો. ધીમે ધીમે નરોત્તમદાસ, એદલજી, ઇબ્રાહિમ, બેરીસ્ટર બાળ-કૃષ્ણ વિગેરે આવી પહોંચ્યા અને પરસ્પર ન્હીલે મોઢે જોતા ચુપ ચુપ બેઠા. દરેકના હૃદયમાં કમલા તથા વસંતરાવના ગુમ થવાથી જુદા જુદા તરંગો ચાલી રહ્યા હતા; પરંતુ તેમાં ભેદ હતો. જે વિચારો રામરાવ નરોત્તમદાસ અને બાળકૃષ્ણના હૃદયમાં હતા તેથી જુદાજ વિચારો ઇબ્રાહિમ અને એદલજીના હૃદયમાં ચાલી રહ્યા હતા. ઇબ્રાહિમ તથા એદલજી યાસીન ટોળીની બાબત જાણતા હતા. તેથી તેમને વિશેષ મુઝવણ થતી હતી. કારણ શ્રીકાન્ત તથા માધવલાલ ગુમ થયા

હતા તે જાણીને તો તેઓ રાજી થયા હતા; પરંતુ કમલા અને વસંતરાવ કેવી રીતે ગુમ થયાં તે એક મોટો પ્રશ્ન હતો. વળી યાસીન ટોળીએ ઉપાડેલાં કામ અધુરાં રહી જવા માટે પણ તેમને ઘણી લાગણી થતી હતી. તે બિચ્ચારાઓ કમલાના ગુમ થવાથી છેકજ નિરાશ થવા સાથે ભયમા આવી પડયા હતા. જયારે રામરાવ, નરોત્તમદાસ અને બેરીસ્ટર તો ફક્ત સાઠ લાખ રૂપિયા અને કમલાના પ્રેમમાં નિરાશ થવાથી દીલગીર હતા. છેવટે રામરાવે શરૂઆત કરીઃ—

" છેવટે આપણી મહેનત ધૂળ મળી ગઇ છે. રૂપિયાના રૂપિયા ગુમાવ્યા અને કમલાની કમલા ગઇ."

" મને તો આજે કેટલાય દીવસથી પેલા વસંતરાવ ઉપર વ્હેમ હતો કે સાળો જરૂર કમલાને ફસાવશે." એદલજી બોલ્યો.

" પણ હવે આપણે કરવું શું ?" બેરીસ્ટરે પ્રશ્ન કર્યો. " શું તે વળી ઓઢવો ચોફાળ અને મેલવી પોક." ઇબ્રાહીમે નિશ્વાસ નાખતાં જવાબ આપ્યો.

" હવે આપણે એક પણ રસ્તો નથી. આજસુધી આશામાંને આશામાં તણાયા અને છેવટે પોક મુકી રડવાનો વખત આવ્યો—" રામરાવ હજી કાંઇ બોલવા જતો હતો એટલામાં એક વિચિત્ર દેખાવ જોઇ તે અટકી ગયો, સર્વ ગભરાયા અને મોઢાં વિકાસી દીગ્મુઢ બની ગયા. એ બનાવ તે શું ! રામરાવના મકાનમાં એક પોલીસ કાન્સ્ટેબલ અને એક મુસલમાન એમ બે માણસ ચઢી આવ્યા.

# પ્રકરણ ૧૩ મું



## કુટિલ કેશવરાવ.

" કુટિલ મનુષ્યો એક કાર્યમાં નિષ્ફળ થાય છે તો બીજું ઉપાડે છે અને બીજામાં નિષ્ફળ થાય છે ત્યારે ત્રીજી જાળ ગુંથે છે. પણ જંપીને બેસતા નથી. ખરેખર નર્કનો જીવ નર્કમાંજ આનંદ માને છે. "



ખેતવાડી બેકરોડ ઉપર આવેલા એક મકાનમાં એક નાનો પણ રોનકદાર બંગલો હતો. આજુબાજુ નાનુ સરખું કંપાઉન્ડ પણ નાનાં નાનાં ફુલઝાડથી શોભતું હતું. ઠેકાણે ઠેકાણે ઝાડનાં કુંડાં પણ ગોઠવી દીધાં હતાં. બંગલો એકજ માળનો અને બેઠા ઘાટનો હતો. બારણામાં રાંગોળી પુરેલી હતી, અને ઓટલા ઉપર લટકતાં કુંડાંમાં તુળશીનું કુંડું પણ હોવાથી તે બંગલાનો રહેવાસી કોઇ હિન્દુ હોય તેમ જણાતું હતું. તે મકાનના અંદરના ભાગમાં આગળજ એક મોટું દીવાનખાનું હતું, જેના મધ્ય ભાગમાં એક મોટું રાઉન્ડ ટેબલ અને તેની આજુ બાજુ પંદરેક ખુરશીઓ નાખી દીધી હતી. ટેબલ ઉપર જુદાં જુદાં માસિકો, પાક્ષિકો, સપ્તાહિકો, દૈનિક વિગેરે પત્રો પડયાં હતાં. આજુ બાજુની દીવાલ સાથે નાનાં નાનાં પણ સુરમ્ય અને સુશોભિત કબાટો

ગોઠવી દીધાં હતાં, જેમાં વિધવિધ જાતનાં પુસ્તકો ભરેલાં હતાં. વચ્ચે વચ્ચે આરામ ખુરસીઓ તથા તેની સાથે એક એક ટીપાઈ ગોઠવી દીધી હતી. એક નાના ટેબલ ઉપર પેપરરેક (કાગળો રાખવાનું લાકડાનું સાધન) ખડીઓ, હોલ્ડર, પેન્સીલ વિગેરે પડયું હતું. એકંદર રીતે જોતાં દીવાનખાનાને અપ ટુ-ડેટ ફેશનથી શણગારવામાં આવ્યું હતું. વળી તે દિવાનખાનામાંથી બાજુના ઓરડામાં જવાનાં જે દ્વાર હતાં તેના ઉપર પણ મોતીના ભરેલા પડદા નાખી દેવામાં આવ્યા હતા. દિવાનખાનામાં પેસતાં ડાબી બાજુનો ઓરડો સુવાના કામમાં આવતો હોય તેમ જણાતો હતો જ્યારે જમણી બાજુના ઓરડામાં અત્યારે કોઇ સ્ત્રી પુરૂષ જણાતાં હતાં. જમણી બાજુના ઓરડામાં એક પલંગ, બે ટેબલ, પાંચ ખુરસીઓ ઉપરાંત મધ્યમાં હિંદોળો બાંધેલો હતો. અત્યારે આ હીંદોળા પર એક પાંત્રીસેક વર્ષનો માણસ બેઠો હતો તે શરીરે ઘણોજ પુષ્ટ હતો. તેની બાજુમાંજ એક અઢારેક વર્ષની તરૂણી બેઠી હતી. મુખમાં પાન ચાવતી તે દક્ષિણી સ્ત્રી તેના ગૌર મુખચંદ્ર અને રક્ત અધરોષ્ટથી જોનારને મોહ ઉપજાવતી હતી. તેના નાજુક અંગો જીર્ણ વસ્ત્રમાંથી દ્રષ્ટિગોચર થતાં હતાં. તેની બાજુમાં બેઠેલા પુરૂષ તરફ તેની વારંવાર દોડતી તિવ્ર પણ આડી દ્રષ્ટિ તે મનુષ્યનું હૃદય ચોરવાને પુરતી હતી. બન્ને જણાના મુખમાં પાન હતાં. પેલી સ્ત્રીએ પાન ચાવતાં ચાવતાં તે પુરૂષના ગળામાં હાથ નાખતાં કહ્યું:—

"ત્યારે એટલું તો ખરૂંજને કે કાથો અને ચુનો પ્રમાણસર હોય તોજ પાનની લહેજત આવે ?"

"હાસ્તો ! તેમાં શી નવાઇ !" તે પુરૂષ કે જેનું નામ કેશવરાવ હતુ તેણે જવાબ આપ્યો.

"અને તેમાં પણ સાથે સોપારી ઇલાયચી આદિ મુખવાસની વસ્તુઓ હોય તો વળી અનુપમ સ્વાદ આપે !" તે સ્ત્રી નયન નચાવતાં બોલી.

"બસ બસ. તું તો મને મુગ્ધ બનાવી મુકે છે." તે પુરૂષ તે સ્ત્રીને ગળે વીંટળાતાં બોલ્યો. "સુશીલા ! તારાથી તો હું હાર્યો."

"બસ કે ? પણ વ્હાલા ! આજે પેલો ખુલાસો નહીં કરો ?" સુશીલાએ વિનીત ભાવે પૂછ્યું.

"કયો ?"

"તમે વારંવાર ઉદાસ કેમ થઇ જાઓ છો ?"

"કાંઇ નહિં. એતો સ્હેજ. હવે તેમ બનવાનું નથી." તે પુરૂષે હસતાં હસતાં જવાબ આપ્યો.

"પણ તોય, હતું શું ?" તે સ્ત્રીએ આજીજીથી પુછ્યું.

"એ તો આપણી મીલ્કત ઉપર એક માણસ દાવો કરનાર હતો. પરંતુ હવે તે કાંઇ કરી શકે તેમ નથી." કેશવરાવે જેમ તેમ વાત પતાવી, પરંતુ બિચારી સુશીલાને કયાં ખબર હતી કે આ કેશવરાવનાં કામ કેવાં હતાં ! પ્રિય વાંચક ! જો સ્મરણમાં હોય તો આ કેશવરાવનું નામ એક વખત તારા સાંભળવામાં આવી ગયું છે. બિચારી કમળા ઉર્ફે કેવડીનું સત્યાનાશ કાઢનારજ આ કેશવરાવ છે.

પોતાનો પૈસો કેમ અને કેવી રીતે આવ્યો છે અને જે બંગલામાં તે રહે છે તે કેવી રીતે મળ્યો છે તેની ખબર બિચારી સુશીલાને પણ નહોતી. કેવડીના પિતા જગન્નાથની માલિકીનો આ બંગલો હતો. જગન્નાથ અને કેશવરાવ બન્ને એકજ ઓફીસમાં નોકર હતા. જગન્નાથને ન્યુમોનીયા થયો હતો. જ્યારે તેને એમ માલુમ પડયું કે હવે તે બચી શકવાનો નથી. ત્યારે તેણે પોતાની છોકરી કમલા કેશવરાવને સોંપી અને તે સાથે પોતાની મિલ્કત પણ તેના દ્વારાએ જેની ઓફીસમાં તે નોકર હતો તે સાહેબ કે જેનું નામ મી. વીલીયમ્સ હતું તેને સોંપી. કેશવરાવ ઘણોજ લુચ્ચો, દંભી પણ મીઠડા સ્વભાવનો માણસ હતો. કન્યા તથા દ્રવ્ય જોઇ તેની બુદ્ધિ બગડી અને તેથી બિચારી કેવડીપર કેવો સીતમ ગુજાર્યો તે આપણે જાણીએ છીએ. હાલ જે સુશીલા તેના બંગલામાં છે તે પણ તેની પરણિયત સ્ત્રી નથી. જગન્નાથ જો કે ઘણોજ વિશ્વાસુ પરંતુ ચોકસ હૃદયનો માણસ હતો. તેથી મી૦ વીલીયમ્સને તેણે પાછળથી કેશવરાવ ન જાણે તેમ એક પત્ર લખી મોકલ્યો હતો. જગન્નાથના મૃત્યુ પછી કેવડાને જળશાયી કરી, પરંતુ તે વાત તેના પીતરાઇ રામરાવના જાણવામાં આવી. રામરાવને અને કેશવરાવને પ્રથમથીજ બારમો ચંદ્ર હતો. અને તેમાં જ્યારે જગન્નાથ મરી ગયો ત્યારે તે જગ્યા કેશવરાવને મળી અને તેથી તેની ઓફીસમાં ખાલી પડેલી જગ્યા માટે રામરાવે ઉમેદવારી કરી પણ કેશવરાવે તેને તે જગ્યા મળવામાં મુશ્કેલી નાંખી. પણ રામરાવ કાંઇ કેશવરાવથી જાય તેવો નહોતો. કમળાને જળશાયી કરવાના સમાચાર તેણે જાણી લઇ કાંઇ નવીજ યુક્તિ રમવા માંડી કે જે વાંચક વર્ગ જાણે છે જ. પરંતુ આ તરફ કેશવરાવે પણ

તેવીજ યુક્તિ રચી હતી. સુશીલા નામની એક નાની છોકરીને પોતે પંઢ-રપુરના અનાથાશ્રમમાંથી લઇ આવ્યો હતો. અને તેને શિક્ષણ આપી ગાન-તાનમાં પણ હોશીયાર કરી તેના ચૌવન મંદિરનો પુજારી બની તે બિચારી બેસમજ બાળાને પોતાની મરજી પ્રમાણે વર્તવા શીખવાડયું હતું. મતલબ કે બહારથી તે તેને કન્યા—કુમારી તરીકે ઓળખાવતો જ્યારે તેમનાં અતર્જીવન પાપીને પણ કમકમાવે એવાં હતાં. આ બધો પ્રપંચ કરવામાં તેની મતલબ સુશીલાને કમળા તરીકે ઓળખાવી મી૦ વી-લીયમ્સ પાસેથી રૂપિયા સાઠ લાખ લેવા અને પછીથી જાહેર રીતે કમલા—સુશીલા સાથે લગ્ન કરી સંપૂર્ણ સ્વામિત્વ મેળવવાની હતી. વચ્ચે જ્યારે તેને કાને એવી વાત આવી કે રામગાવ પાસે કમલા નામની એક કન્યા છે ત્યારે તેને ઘણોજ ભય ઉત્પન્ન થયો હતો. પરંતુ આજે કમલાના ગુમ થવાના સમાચારે તેને ઘણોજ આનંદિ બનાવ્યો હતો.

પાછળ જણાવ્યા પ્રમાણે સુશિલા અને કેશવરાવ વિનોદ કરતાં બેઠાં હતાં. કેશવરાવે કહ્યું:—

“ વ્હાલી ! હવે આવતા અઠવાડીઆમાં આપણને સાઠ લાખ રૂપિયા મળશે. પછી બોલ તારે માટે શું શું લાવવું છે ? ”

“ વ્હાલા ! આમ મશ્કરી શું કરો છો ? ” સુશીલાએ કેશવરાવના ગાલ પર ધીમેથી તમાચો મારતાં કહ્યું.

“ સુશીલે ! સુશીલે ! ! હું સાચુંજ કહું છું તારા વડે-અરે કહેને કે તનેજ-સાઠ લાખ રૂપિઆ મળશે. ફક્ત તારે એક કામ કરવું પડશે. અને તે—”

"શું. શું ? કહો તો ખરા. અચકાઓછો કેમ ?. મારા વ્હાલાને મારે હું બધું કરીશ." સુશીલાએ કેશવરાવના ખોળામાં માથું મુકતાં કહ્યું.

"વ્હાલી ! બીજું કાંઇજ નહિં. ફકત એટલુંજ કહેવાનું કે " મને કેશવરાવ ઘણીજ સારી રીતે રાખે છે અને હું તેમની સાથેજ રહીશ અને તેમની સાથે લગ્ન કરીશ." એટલા શબ્દો કહીશ કે બસ. આપણો બેડો પાર-પણ પેલું ન ભુલની. કોઇ પુછે તો તારૂં નામ કમલા જણાવજે. અને તારા પિતાનુ નામ જગન્નાથ કહેજે."

"ઓહો ! એમાં શું ? એતો જે ખરી બાબત છે તેજ કહેવાની છે. એમાં કાંઇ ખોટું થોડુંજ છે કે તમે મને યાદ દેવડાવો છો ? તમેજ મને નહોતા કહેતા કે તારા પિતા જગન્નાથ ગુજરી ગયા છે અને ત્યારથી હુંજ તારૂં ભરણ-પોષણ કરૂ છું. એ બાબત જરા પણ ચિંતા કરશો નહિ." સુશિલાએ જવાબ આપ્યો.

ગરીબ બિચારી સુશીલા ! નામ પ્રમાણેજ ગુણ ધરાવતી ભોળી બાળાને કયાં ખબર હતી કે તે કેશવરાવ જેવા એક નરાધમ દુષ્ટને પલ્લે પડી હતી.

સુશીલાના પ્રત્યુત્તરમાં કેશવરાવે સુશીલાને ભુજબંધમાં જકડી લીધી. તે નાજુક નિર્દોષ બાળા કેશવરાવના આવા ઉપર ઉપરના વિષયાસક્ત પ્રેમથી મુગ્ધ બની ગઇ. કેશવરાવ હવે ઓફીસમાં જવા તૈયાર થવા લાગ્યો સુશીલાએ ફરીથી પાન આપ્યું, અને બહાર ગાડીની ઘંટી વાગવાથી કેશવરાવ નીકળ્યો, ગાડીમાં બેઠો અને ગાડી કોટ તરફ

હુંકારી. હવે સુશીલા એકલી પડી. કેશવરાવની મોટી મોટી વાતો, તેનો દમામ અને સાઠ લાખની થયેલી વાતચીતથી તે આજે ઘણીજ હર્ષઘેલી બની ગઇ હતી. તેને સુખનાંજ સ્વપ્ન આવતાં હતાં અને તે એમજ સમજતી હતી કે સૃષ્ટિમાં તેના જેવું કોઇ સુખીજ નહોતું.

ગરીબ બિચારી નિર્દોષ સુશીલાને તેના સુખ દુઃખનુ, તેની જીંદગીના પરિણામનું કયાંથી ભાન હોય? સૃષ્ટિમાં કેટલા રંક નિર્દોષ બાલિકાઓ આવા નરપિશાચ અને કામાંધ મનુષ્યોની કુટિલતાનો ભોગ થઇ પડતી હશે? આવા વિષયાંધ વાનરો કેટલી કુલિન બાળાઓના શીલનો ભોગ લેતા હશે? ખરેખર! જ્યાં સુધી સૃષ્ટિમાં નીતિ, ધર્મ અને સત્યનો પ્રચાર નહીં થાય ત્યાં સુધી સમાજની ઉન્નતિ કદી પણ થનાર નથી, નથી અને નથીજ.

---

# પ્રકરણ ૧૪ મું

## પત્ર ગુમ.

**જેમ હઠીલા મંકોડાને ખેંચતાં, તેના કટકા થવા છતાં પકડેલી વસ્તુ મૂકતો નથી તેમ પાપી મનુષ્યો પોતાના અધર્મમાં નાસીપાસ થવા છતાં સન્માર્ગે વળતા નથી.**

પ્રિય વાંચક! કહેવાની કાંઇજ અગત્ય નથી કે જ્યારે બેરીસ્ટર બાળકૃષ્ણ ખમીરાજનને ત્યાં ગયો ત્યારે તેને બધો મામલો ગુંચવાઇ

ગયેલો જણાયો; અને તેથી જે ખટપટ થઇ તેના પરિણામમાં આપણે રામરાવને ત્યાં એક મુસલમાન અને એક પોલીસ કોન્સ્ટેબલને જોયા હતા. બેરીસ્ટરના ઉપર ખમીરાજાને મોટું તરકટ ઉભું કર્યું હતું અને તેના ઉપર વોરંટ કઢાવ્યું હતું. જેના પરિણામમાં બેરીસ્ટરે ખમીરાજનને અમુક દ્રવ્ય આપી સમાધાન કર્યું. આ સમયે યાસીન ટોળીનો નાશ થઇ ગયેલો એક દૃષ્ટિએ જણાતો હતો. કારણ કમલા તથા વસંતરાવના ગુમ થવાથી રામરાવ હતાશ થઇ ગયો હતો. તેની આશા ઉડી ગઇ હતી, અને તે છેકજ પાયમાલ થઇ દિવસે દિવસે મૃત્યુ તરફ પ્રયાણ કરતો હતો; જ્યારે બીજી બાજુએ નરોત્તમદાસ પણ કમલાના પ્રેમમાં નિષ્ફળ થવાથી અને વળી તેના ગુમ થવાથી આ પ્રપંચી ટોળીથી કંટાળ્યો હતો અને અત્યારસુધીમાં ખાધેલા ખત્તાઓથી પસ્તાઇ પોતાની જીંદગી સુધારવા ઇચ્છતો હોય તેમ હવે આ ટોળીમાં ભાગ લેતો નહોતો. બેરીસ્ટર સાહેબ પણ કમલાના સૌંદર્યથી ફસ્યા હતા પણ તેને ગુમાવ્યા પછી, ખમીરાજાનના તરકટથી ચારે બાજુએથી હડધુત થયા હતા. અને તેથી પોતાની ગયેલી આબરૂ અને દ્રવ્યથી પસ્તાઇ આ ટોળીને છોડી ધંધે લાગવા પ્રયત્ન કરતા હતા. બેરીસ્ટરની થયેલી બેઆબરૂથી મી૦ એદલજી પણ કાંઇક ચેત્યા હતા. અને પોતાની બેન્કપર ધાડ ન આવી પડે તેમ ઇચ્છતા જરા વેગળા ખસતા હતા. ઇબ્રાહિમ તો પૈસાનો પુજારી હતો પરંતુ હવે અત્રે કાંઇ વળે તેમ નથી જાણી ચાલતો થયો હતો. આ રીતે કમલા અને વસંતરાવના ગુમ થવાથી બધો રંગ પલટાઇ ગયો હતો. પરંતુ કમલા તથા વસંતરાવના ગુમ થવાનો ભેદ કોઈ જાણી શક્યું નહોતું.

પ્રિય વાંચક ! કમલા, વસંતરાવ અને સાથે સાથે શ્રીકાન્ત, માધવલાલ, નિર્મળા અને કેવડીના ગુમ થવાથી સાદ લાખના ભેદ ઉપરાંત બીજા બનાવો પણ અંધારામાં રહી ગયા છે જે જાણવાની તને ઉત્કંઠા હશે. પણ ધીરજ રાખજે. જે થાય છે તે ઇશ્વરની ઇચ્છાને અનુસરીને જ થાય છે. તેમના ગુમ થવામાં પણ કાંઇ રહસ્ય જ હશે.

એક બાજુએ યાસીન ટોળીની આ દશા હતી ત્યારે બીજી બાજુએ વર્તમાનપત્રો દ્વારા યાસીન ટોળીના પ્રપંચો અને અત્યાચાર વિષે લાંબાં લાંબાં લખાણો થતાં હતાં અને સમાજનાં અંતઃકરણ તે તરફ વિશેષ આકર્ષાતાં હતાં.

જે દિવસે કમલા અને વસંતરાવ ગુમ થયાં હતાં તેજ દિવસે મી વીલીયમ્સને ત્યાં એક અકસ્માત થયો હતો. મી૦ વીલીયમ્સ મઝગામમાં એક બંગલામાં રહેતો હતો. તેને ફક્ત એક નાની ચારેક વર્ષની પુત્રી હતી. વીલીયમ્સના ઓફીસમાં આવ્યા પછી એકાદ કલાક પછી બંગલેથી ટેલીફોન આવ્યો અને સાહેબને ઘેર જવું પડયું. ઘેર જતાંજ સાહેબને માલુમ પડયું કે તેની છોકરી બંગલાની પાછલી બાજુએ બારીએથી પડી ગઇ હતી. પરંતુ ઇશ્વરકૃપાએ તેજ વખતે એક ભીખારી ત્યાં ઉભેલો હોવાથી તેણે સમયસુચકતા વાપરી ઝીલી લીધી હતી જો કે તે ભીખારીએ બનતો પ્રયત્ન કર્યો પરંતુ ચાર વર્ષની તે છોકરી હોવાથી તેના હાથમાં અદ્ધર રહી શકી નહોતી, પરંતુ તેના ધક્કાથી તે ભીખારી સુદ્ધાં નીચે પડી ગયો હતો. ભીખારી નીચે અને છોકરી ઉપર. આમ થવાથી તે છોકરીને વાગ્યું નહિં. મડમસાહેબને ખબર પડતાંજ તે

દોડી આવ્યાં અને તે છોકરી સાથે ભીખારીને પણ બંગલામાં લઇ ગયાં હતાં. આ બધી બીનાથી વાકેફ થઈ સાહેબે તે ભીખારી તરફ ઘણી માયા બતાવી. મડમસાહેબે પણ તેને માટે સાહેબને ભલામણ કરી. સાહેબ પાછો ઓફીસમાં જવા નીકળ્યો અને તેણે ભીખારીને પોતાની ગાડીમાં સાથે લીધો.

ગાડીમાં થયેલી વાતચીત દરમ્યાન સાહેબ જાણી શક્યો કે તે ભીખારીનું નામ રામચંદ્ર હતું અને તે ભીખ માગીનેજ પોતાનું પુરૂં કરતો હતો. તેનો ચ્હેરો જણાવી આપતો હતો કે તે કાંઈ છેક હલકા કુળનો નહોતો. સાહેબે તેને પોતાની ઓફીસમાં પોતાના વિશ્વાસુ બોય તરીકે રાખ્યો અને તેને જમવા વિગેરેનો બંદોબસ્ત કેશવરાવને ત્યાં કરાવ્યો. એટલે તેને ખાતાં પીતાં રૂ. પંદર મળવા લાગ્યા. રામચંદ્રે પોતાના કપડાં બપડાંનો ભપકો ફેરવી નાખ્યો હતો અને ધીમે ધીમે બે ત્રણ દિવસમાં તો કેશવરાવ તથા સુશીલાનો પ્રેમ પણ તેણે જીતી લીધો હતો. વીલ્યમ્સ સાહેબ તથા કેશવરાવનો વિશ્વાસ આખી ઓફીસમાં તેનાપર સૌથી વધારે હતો. રામચંદ્રને સાહેબના બોય તરીકેનું કામ સોંપવામાં આવ્યું હતું.

દિવસ પર દિવસ ગત થતા ગયા તેમ તેમ રામચંદ્ર પણ પોતાની કુશળતાથી કેશવરાવનો વિશ્વાસ જીતતો ગયો. ધીમે ધીમે કમળાને મળવાના સાઠ લાખનો દિવસ આવી પહોંચ્યો. આજે કેશવરાવ ઘણાજ ઉલ્લાસમાં ઓફીસમાં આવ્યો હતો. વીલીયમ્સ સાહેબ પણ ઓફીસમાં પોતાના કામથી પરવારી બેઠો હતો. તે વખતે કેશવરાવે તે સંબંધી વાત છેડી.

"સાહેબ ! હવે મીસ જગન્નાથ ઉમ્મર લાયક થઇ છે."

"હા! તે ખરૂં પણ હું એમને ઓળખતો નથી. જો કે મને તમારાપર વિશ્વાસ છે છતાં કાંઇક પુરાવાની જરૂર છે." સાહેબે કહ્યું.

"મીસ જગન્નાથ જાતેજ હાજર થાય તેથી બીજો શો પુરાવો આપું?" કેશવરાવે પ્રત્યુત્તર આપતાં પૂછ્યું.

"ઠીક છે મારી પાસે મારા ધારવાપ્રમાણે કાંઇક પુરાવો છે તે હું જોઇશ. પછી વાત."

સાહેબના આ જવાબથી કેશવરાવના મનમાં તેલ રેડાયું. તેને લાગ્યું કે રખેને કાવતરૂ પકડાઇ જાય. તેણે હવે સાહેબની હીલચાલ તપાસવા તથા તે જે પુરાવા ઉપર આધાર રાખનાર હતો તે ખોટા પાડવા અથવા પોતાને અનુકૂળ કરી લેવા જેવા પ્રયત્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. સાહેબ પોતાના ખાનગી અને ઓફીસના સર્વ કાગળો ઓફીસમાંની પોતાની ટેબલ ફીક્સ કેશબોક્સમાં રાખતો અને તેની ચાવી હમેશ પોતાની પાસે રાખતો. ભોગજોગે તેજ દિવસે સાંજના કેટલાક કાગળો સહી કરાવવા સાહેબ પાસે લઇ જતી વખત કેશવરાવની નજર કેશ બોકસના ઉઘાડા ખાનામાં પડી અને તેમાં તેને એક પરબીડીયાપર જગન્નાથના હસ્તાક્ષર જેવું માલુમ પડયું. સાહેબ સાથે થયેલી વાતચીત ઉપરથી તેને તુરતજ વ્હેમ આવ્યો કે વખતે આ કાગળમાંજ કાંઇ બીના ન લખી હોય! અને તેથી તે કાગળ ત્યાંથી ગુમ કરવાનો તેણે વિચાર કર્યો. ઓફીસનો ટાઇમ થતાંજ સાહેબ કેશબોકસ બંધ કરી ચાવી સાથે લઇને ગયો. અને રામચંદ્ર પણ હમેશ મુજબ કેશવરાવ સાથે તેને બંગલે ગયો.

આજે હમેશના જેવો આનંદ કેશવરાવના ચ્હેરાપર નહોતો. તે

ઘણોજ ચિંતામગ્ન થઇ ગયો હતો. સાહેબ પાસે શો પુરાવો હશે? જગન્નાથના હસ્તાક્ષરવાળા પત્રમાં શું હશે? શું પોતાનું કાવતરૂ પકડાઇ આવશે? જગન્નાથવાળો કાગળ શી રીતે ગુમ કરવો? વિગેરે વિચારોએ તેનું મગજ ભમાવી મૂકયું હતું. બિચારી સુશીલાએ ઘણુંજ પ્રેમથી આગ્રહ કર્યો પણ કેશવરાવે રાત્રે વાળુ પણ ન કર્યું. આજે સુશીલા સાથે વાત કરવાને પણ કેશવરાવ ચ્હાતો નહતો. બિચારી ભોળી સુશીલા કેશવરાવની દીલગીરીનું કારણ જાણવા ઘણા પ્રશ્નો કરતી પરંતુ કેશવરાવના મનમાં તો હવે શું કરવું! એજ વિચારો ચાલી રહ્યા હતા. સુશીલા કેશવરાવના આજના આવા વર્તનથી ઘણીજ દીલગીર થઇ ગઇ હતી અને તેને ઘણુંજ લાગી આવ્યું હતું. તેથી પોતે આગલી બાજુ બાગ તરફ આવી ઓટલાની એક બાજુએ ઉભી ઉભી ડુચુ જોઇ અશ્રુપતન કરવા લાગી. રામચંદ્ર પણ તેજ ઓટલાપર હમેશ સુતો હતો. આ વખતે તે ઓટલાની એક બાજુએ બેઠો હતો. સુશીલાને રડતી જોઇ તે ધીમે ધીમે તેની પાસે આવ્યો અને બોલ્યોઃ—

"બ્હેન! આજ કેમ તમે ઉદાસ જણાઓ છો?"

સુશીલા આ શબ્દો સાંભળતાં ચમકી અને મોઢું ડાવકુ રાખ્યું પણ કાંઇ જવાબ ન આપ્યો. રામચંદ્રે ફરીથી તેજ પ્રશ્ન કર્યો પણ જવાબ ન મળવાથી તે બિચારો નિરાશ થઇ ગયો અને કેશવરાવ પાસે ગયો. ત્યા જઇ ઉભો રહ્યો. પરંતુ કેશવરાવ પોતાના વિચારમાંથી ન જાગ્યો. રામચન્દ્રે ધાર્યું કે કેશવરાવ કાંઇ પણ આફતમાં આવી પડયો છે તેથી ધીમેથી તેણે તે જાણવા પ્રયત્ન કરવા માંડયો.

" દાદા ! આજ કેમ ઉદાસ થઇને બેઠા છો ? "

કેશવરાવ જાગૃત થયો અને રામચંદ્રને પોતાની પાસે ઉભેલો જોયો. તેણે જવાબ આપ્યો:—

" કાંઈજ નહીં. પણ સુશીલા કેમ જણાતી નથી ?"

" તે તો બહાર ઉભાં ઉભાં રડતાં હતાં અને તેથીજ હું તમારી પાસે આવ્યો છું. "

કેશવરાવ આ સાંભળી જરા વિચારમાં પડી ગયો. થોડીવાર પછી તેણે રામચંદ્રને પૂછ્યું.

" રામચંદ્ર ! તું અમને કોઇ રીતે મદદ કરી શકીશ ? "

" દાદા ! તમે કહેશો તે કરીશ. મારી શકિત બહાર નહીં હોય તે બધું હું કરીશ. "

" ફક્ત એકજ નજીવું કામ છે. છે તો ગંભીર પણ તું માથે લે તો તો નજીવુંજ છે. "

" કહો, કહો, હું જરૂર કરીશ. મારા આશ્રયદાતા માટે હું સર્વ કાંઇ કરી શકીશ. "

" સુશીલાને રડવાનું કારણ તું જાણે છે ? "

" ના. "

" તેની મીલ્કત ઉપર એકજણ દાવો કરવા નીકળ્યો છે. "

" કોણ છે એવો દુષ્ટ ! "

" તેનું નામ સાહેબની પાસે એક કાગળમાં છે, ફક્ત તે કાગળ તેમાંથી તેનું નામ વાંચી પાછો તેજ જગ્યાએમુકી દેવાનો છે. એટલુંજ માત્ર કામ છે."

" એમાં શું ? મારી બ્હેનના સુખને માટે હું તે બધું કરીશ." રામચંદ્રે જુસ્સાથી જવાબ વાળ્યો.

" તું જો આ કામ કરીશ તો તને સારૂં ઇનામ આપવામાં આવશે."

" તમારી મહેરબાની એજ મારૂં ઇનામ છે. મને બીજા કશાની જરૂરજ નથી."

કેશવરાવે સુશીલાને બોલાવી શાન્ત્વન આપતાં બધી બાબત સમજાવી અને તે સાથે રામચંદ્રે કબુલેલી બાબત પણ કહેવા ચૂક્યો નહિં. સુશીલાને આ ખુલાસાથી શાન્તિ થઇ. રામચંદ્ર પણ પોતાને સોંપવાના કામપર વિચાર ચલાવતો નિદ્રાવશ થયો., અને રાત્રિદેવીએ પણ પોતાનું જોર સર્વનાપર ચલાવ્યું."

કહેવાની કાંઇજ અગત્ય નથી કે બીજે દિને ઓફીસના ટાઇમે કેશવરાવ તૈયાર થઇ જઇ પહોંચ્યો હતો. હમેશ કરતાં તેની આંખ આજ કાંઇ જુદીજ લાગતી હતી. જેમ ચોરની દૃષ્ટિ ધન ખોળવામાં તિવ્રતા જણાવે છે તેમ આજે કેશવરાવની દૃષ્ટિ પણ તેવીજ તિવ્રતા બતાવતી હતી. સાહેબને ટીફીન કરવાનો વખત થયો. એટલે કેશવરાવને ઘણીજ ચટપટી થઇ. સાહેબ જેવો ટીફીન કરવા ગયો કે તરતજ કેશવરાવે પેલો કાગળ રામચંદ્રને બતાવ્યો, અને પાંચેક મીનીટ પછી કામનું બ્હાનું કાઢી ઘેર મોકલી દીધો. રામચંદ્રના ગયા પછી

બે એક કલાકે ટેલીફોન આવ્યો જે દ્વારાએ મીસ. જગન્નાથ સીક હોવાના સમાચાર મળતાં સાહેબની રજા લઇ કેશવરાવ પણ ઓફીસ છોડી ગયો. તે દિવસે વિશેષ કામ ન હોવાથી સાહેબ પણ હમેશ કરતાં જરા વ્હેલો ઘેર ગયો.

રામચંદ્ર ઓફીસમાંથી નીકળી આશરે દોઢેક કલાક પછી બંગલે આવી પહોંચ્યો. બંગલે આવી કાગળ સુશીલાને આપ્યો અને કરી રાખેલી ગોઠવણ મુજબ ટેલીફોન કરી કેશવરાવને બોલાવી લીધો. કેશવરાવે ઘેર આવી રામચંદ્રને તેની હિમ્મત અને હોંશીઆરી માટે ઘણોજ ધન્યવાદ આપ્યો. અને સર્વ કામ છોડી પેલો કાગળ લઇ પોતાના દીવાનખાનામાં જઇ બેઠો. હિકમતથી સીલ ન તુટે એમ કાગળ ઉઘાડયો. એક વખત બે વખત ત્રણ વખત એમ ઉપરા ઉપરી વાંચ્યો અને વીમાસણમાં પડયો. કાગળ પાછો હતો તેમ પેક કરી દીધો, કેશવરાવને આ કાર્ય આટોપતાં લગભગ દોઢ બે કલાક ગયા. તે અરસામાં સુશીલા તથા રામચંદ્રની વચ્ચે શું વાત થઇ તે જોઇએ. જ્યારે કેશવરાવે સુશીલા પાસેથી કાગળ લઇ રામચંદ્રને ધન્યવાદ આપ્યો ત્યારે નિર્દોષ સુશીલાની આંખો પણ ઉપકારની લાગણીથી ભરાઇ આવી. રામચંદ્ર કે જેણે પોતાના એક હરીફનો પત્તો મેળવી આપ્યો હતો તેના ઉપકારના બદલામાં શું કરવું એ વિચાર તેના હૃદયમાં ઘોળાવા લાગ્યો. કેશવરાવ કામમાં ગુંથાયો એટલે સુશીલાએ રામચંદ્રને કહ્યું:—

"રામચંદ્ર! આજે તેં અમારા ઉપર કેટલો બધો ઉપકાર કર્યો છે!"

"એમાં મેં શું કર્યું છે. તમારો કાંઇ મારા ઉપર થોડો ઉપકાર છે ?"

"નહિં. નહિં આના આગળ તે કાંઇજ હિસાબમાં નથી. લે. તારા કામના બદલામાં હું તને આ માળા આપું છું." એમ બોલતાં પોતાના ગળામાંની એ સરની મોતીની માળા કાઢી આપી.

"એને હું શું કરૂં ? મને એ શા ઉપયોગમાં આવનાર હતી ? તમારો સ્નેહજ મારે માટે બસ છે. એ માળા મારી પાસે હોય તો વળી કોઇ દિવસ હું આફતમાં આવી પડું. કારણ મારીપાસે એ માળા જોનાર તરતજ મને ચોરધારી હેરાન કરે." રામચંદ્રે ઉપકાર માનતાં જણાવ્યું. આ શબ્દોની અસર રામચંદ્રના ધારવામુજબ થઇ.

"તને એવી બીક લાગતી હોય તો લે હું તને લખી આપું છું કે મારા કરેલા કામના બદલામાં મે તને આ આપી છે." એમ બોલતાં તેણે એક કાગળપર નીચેમુજબ લખી તે કાગળ તથા માળા રામચંદ્રને આપી. તે કાગળમાં નીચેપ્રમાણે લખ્યું હતું.

"આ મોતીની માળા રામચંદ્રે મારા ખાસ અગત્યના કરેલા કામના બદલામાં મેં મારી ખુશીથી આપી છે. તા. ×—×

લી૦ સુશીલા.

c/o કેશવરાવ.

ખેતવાડી મુંબઇ.

રામચંદ્રે કેટલીક આનાકાની પછી તે માળા તથા ચીઠ્ઠી લાવ્યાં. એટલામાં કેશવરાવ પણ પોતાના કાર્યથી પરવર્યો. અને વાતવાતમાં તેણે થોડા વખત બહારગામ જવાનો પોતાનો વિચાર સુશીલાને જણાવ્યો. રામચંદ્રે પણ તેમની સાથે જવાની મરજી બતાવી. જે સુશીલાના આગ્રહથી કબુલ રાખવામાં આવી. બીજે દીને સાહેબના ખાનામાં લાગ જોઇ પેલો કાગળ મુકી દેવામાં આવ્યો. કેશવરાવે મીસ જગન્નાથની નાદુરસ્ત પ્રકૃતિના સબબે બહારગામ હવા ફેર માટે જવાને એક માસની રજા માગી. સાહેબે તે મંજુર કરી અને તેજ રાતના કેશવરાવ, સુશીલા તથા રામચંદ્ર સુરત જવા માટે નીકળ્યાં.

---

# પ્રકરણ ૧૫ મું

## મુસાફરી.

"પરમ કૃપાળુ પરમાત્મા હમેશાં સત્યપરાયણ મનુષ્યોને આવતી વિપત્તિ, ભય અથવા સુખનું ભાન અનેક સંજ્ઞાઓ દ્વારા કરાવે છે. પરંતુ જ્ઞાની હોય તેજ તે સમજી શકે છે."

---

રાય બહાદુર અમલેન્દુ સાથે કુંદનલાલ તથા રમાનાથ વિગેરે જવાને તૈયાર થયાનું આપણે પાછળ છઠ્ઠા પ્રકરણમાં જોઇ ગયા

છીએ. મુંબઇથી જ્યારે તેઓ કેટસગંજ જવા નીકળ્યાં ત્યારે અમલેન્દુ, વિમલેન્દુ, વિનુબાબુ, રમાનાથ, કુંદનલાલ, સરયૂબાળા, કેશર ચંદ્રિકા તથા કુંદનલાલ અને કેશરનાં વિશ્વાસપાત્ર રણમલ અને વરીઆ પણ હતાં. પુરૂષ તથા સ્ત્રીવર્ગ માટે મળી ત્રણ કંપાર્ટ-મેન્ટ સેકન્ડ કલાસના રીઝર્વ કરાવવામાં આવ્યા હતા. મુંબઇથી નીકળતી વખતથીજ કુંદનલાલને તેનો ચાર્જ સોંપી દેવામાં આવ્યો હતો. શરૂઆતની મુસાફરી દરમ્યાન કાંઇ જાણવા જેવું બન્યું નહીં પરંતુ વડોદરામાં કુંદનલાલની શંકા નીવારણ કર-વાનો પ્રસંગ આવી પહોંચ્યો વડોદરાના રાજ્ય મહેલ જોવાની ઇચ્છાથી સર્વ મંડળ ત્યાં ઉતર્યું. પાસની ગોઠવણ કરી રાજ્ય મહેલ જોવા ગયાં. જતી વખતે કુંદનલાલે સર્વને પોતાની સ્થિતિ મુજબ તૈયાર થવાનું જણાવ્યુ. પોતાની પાસેની વીંટી ચન્દ્રિકાને પહેરવા આપી. અને મુંબઇથી લીધેલું ઝવેરાત પણ સરયૂબાળાને ઉપયોગમાં લેવા જણાવ્યું. કુંદનલાલે નિશ્ચય કર્યો કે આમ કરવાથી જો કદાપિ સરયૂ બાળા વીંટી નહીં પહેરે તો શંકાનું નિવારણ થઇ શકશે પરંતુ કુંદ-નલાલના આશ્ચર્ય વચ્ચે તે જોઇ શક્યો કે જેવી વીંટી ચન્દ્રિકાને પહેરવા આપી હતી તેવીજ વીંટી સરયૂબાળાએ પણ પોતાના હાથે પહેરી હતી. તેને લાગ્યું કે સરયૂબાળાઉપર પોતાને જે વ્હેમ હતો તે ખોટો હતો. કારણ જો પોતે ખરીદેલી વિંટીજ માધવલાલને મળી હોય તો બીજી વીંટી ક્યાંથી આવે ? આટલું થવા છતાં કુંદનલાલના મનનો વ્હેમ ગયો નહીં. તેને લાગ્યું કે ગમે તેમ હોય પરંતુ એ વીંટી સર-યૂબાળાનીજ હોવી જોઇએ. પરંતુ વળી વિચાર આવ્યો કે નિર્મળાને

તથા ચંપકલાલને હેરાન કરવામાં સરયૂને શું લાભ? અને જો તેજ દિને વીંટી પડી ગઇ હોય તો તુરત બીજી ક્યાંથી આવે? અનેક તર્ક વિતર્કની આખરે કુંદનલાલના મગજની શંકા નીકળી ગઇ. વડોદરામાં બે દિવસ રોકાઇ, જોવા લાયક સર્વ સ્થળો જોયાં અને પાછી મુસાફરી શરૂ થઇ. જતાં જતાં રમાનાથે આબુરાજ જવાની મરજી દર્શાવી. રાયબહાદુર તથા વિમલેન્દુ ને ઇચ્છાને મળતા થયા. અને સર્વ આબુરોડ આવી પહોંચ્યાં. આબુરેડમાં પાંચેક દહાડા મુકામ કરવાનો નિશ્ચય કર્યો હતો. આબુરોડમાં મુસાફરખાનામાં ઉતારો કરી સર્વ સગવડ રણમલે થોડાજ સમયમાં કરી લીધી.

આબુરાજની શોભા ઘણીજ અનુપમ છે. અને ગુજરાતમાં તે સ્થળ ઘણુંજ પ્રખ્યાત હેવાથી તેનું વિશેષ વર્ણન આપવાની કાંઇજ અગત્ય નથી. રમાનાથ ઇશ્વરી રચનાનો ઘણોજ શોખીન ન હોવાથી સવાર સાંજ કુંદનલાલ વિમલેન્દુ તથા રાયબહાદુર સાથે આબુરાજ ઉપરની રચના જોવા જતા હતા. આજે પુરૂષ તથા સ્ત્રીમંડળ બધાંને આબુ-રાજ જોવા જવાનું ઠરાવ્યું હતું પરંતુ સરયૂબાળાની પ્રકૃતિ ઠીક ન હોવાથી વિનુ તથા સરયૂબાળા ઉતારે રહ્યાં અને તેથી રણમલ તથા યશોદા પણ ન ગયાં. પુરૂષ મંડળ સાથે કેશર અને ચન્દ્રિકા પણ ગયાં હતાં. રમાનાથ, કુંદનલાલ તથા વિમલેન્દુને આબુરાજની શોભાથી ઘણોજ આનંદ થતો. આજે સર્વ છુટાં છુટાં ઉપરની કુંજ અને ગુફાઓમાં વિચરવા લાગ્યાં. વિમલેન્દુને રમાનાથ સાથે ઘણોજ સ્નેહ થઇ ગયો હતો. વિભુતી રચનાનું અવલોકન કરતાં કરતાં તેઓ ચાલ્યા જતા હતા. એક કુંજ ઘણીજ રમણિય અને આલ્હાદક જણાતી

નજદીક આવી પહોંચી. વિમલેન્દુ રમનાથ સાથે તે કુંજમાં દાખલ થયો. કુંજનો દેખાવ જાણે ખાસ કરીને રચવામાં આવેલી એક ગુફા હોય તેવો જણાતો હતો. પાણીનું એક ધીમું અને નાનું ઝરણું વહેતું હતું. એક પથ્થરની નાની શીલા ત્યાં પડી હતી. તેના ઉપર એક દૈવિ પુરૂષ સમાધિસ્થ જણાતો હતો. આજુબાજુ કોઇ દેખાતું નહોતું. કુંદનલાલ તથા રાયબહાદુર પણ ત્યાં આવી પહોંચ્યા અને ચન્દ્રિકા તથા કેશરે પણ તેમની પાછળજ તે કુંજમાં પ્રવેશ કર્યો. સર્વેએ જઇ તે સિદ્ધ પુરૂષને પ્રણામ કર્યા. પ્રણામ કરી ઉંચું જોયું તો તે સિદ્ધ પુરૂષને અદ્રશ્ય થયેલો જોઇ સર્વ આશ્ચર્ય પામ્યાં અને તે સંબંધી પરસ્પર કાંઇક વાત કરે એટલામાં વળી કાંઇ બીજોજ ચમત્કાર નજરે પડયો.

એક તેજનો મહાન ગોળો આ ગોળા તરફ આવતો હોય તેમ જણાયું અને થોડીવારે તે વીખરાઇ જઇ તેમાં બે સ્ત્રીઓ સફેદ વસ્ત્રમાં સજ્જિત થયેલી શકિતઓ રૂપે અંતરીક્ષમાં ક્રિડા કરતી જણાઇ. આ સ્ત્રીઓ પુર ઉમંગ અને ઉત્સાહમાં હતી. ક્રિડા કરતી જાણે બાગમાં ફરતી હોય તેમ છુટી છુટી પુષ્પ વીણતી વિહરવા લાગી. પાંચેક મીનીટ થઇ હશે એટલામાં કાળા રંગનો એક ગોળો તેમાંની એક વ્યકિત પાસે આવી પહોંચ્યો અને તેમાંથી બે કાળાં મલિન વસ્ત્રથી સજ્જ થયેલી આકૃતિ નીકળી. તેમાંની એક તે વ્યકિત તરફ દ્રષ્ટિ કરી ઉભી રહી જ્યારે બીજી પેલી બીજી વ્યકિતની માર્ગપ્રતિક્ષા કરતી જરા દૂર થોભી. પહેલી આકૃતિ પેલી વ્યકિત સાથે યુદ્ધ ચલાવવા લાગી એટલામાં બીજી વ્યકિત એ તરફ આવવા લાગી. પેલી બીજી આકૃતિએ તેની સાથે યુદ્ધ ચલાવવા માંડયુ. થોડીવાર તે પ્રમાણે થયા પછી બીજી વ્યકિતએ બીજી આ-

કૃતિને હરાવી, એટલે બન્ને આકૃતિઓ ચાલી ગઇ અને બન્ને વ્યક્તિઓ પરસ્પર ભેટી પડી વળી એકદમ ચારે. બાજુએથી તેજ ઉભરાઇ જતું હોય તેમ ભેગુ થઈ ગયું અને તે તેજમાં પેલી વ્યક્તિઓ અદ્દશ્ય થઇ ગઇ.

સર્વ સ્તબ્ધ થઇ આ બનાવ જોતાં હતાં. તેમને તો આ સર્વ સ્વપ્નતુ લાગ્યું. પણ રમાનાથના હ્રદયમાં આથી ઘણોજ આઘાત થયો તેની આંખમાંથી અશ્રુ નીકળી પડયાં. કુંદનલાલ તથા વિમલેન્દુએ આ બાબતનો ખુલાસો જાણવા ઇચ્છા જણાવી. આ વખતે સમય ઘણો થયો હતો. સર્વેએ ઝરણુપાસે બેસી ફળાહાર કર્યો અને શીતળ જળથી તૃપ્ત થઇ તે બાબત શરૂ કરી. રમાનાથે કહેવા માંડયું:—

"સર્વ શકિતમાન ઇશ્વર સ્થળે સ્થળમાં વ્યાપક છે એવી જે માન્યતા છે તે બીલકુલ ખોટી નથી. પ્રત્યેક પદાર્થમાં અને અણું અણુંમાં તેની વ્યાપકતા છે. પ્રાણી માત્રનો તે ઉત્પન્નકર્તા છે અને તેથી સર્વના સુખની તેને ચિંતા છે. અને તે મુજબ તે અખિલ વિશ્વને નિયમમાં રાખી ચલાવ્યે જાય છે. અને તેથીજ જે જે વ્યકિત તેના ઉપર આધાર રાખી પોતાનું જીવન ગાળે છે. અને કોઇ પણ પ્રસંગે હર્ષ શોકથી સુખદુઃખ અનુભવતી નથી. તે કદી પણ દુઃખી થતીજ નથી. પરંતુ જ્યારે ઇશ્વર ઉપરનો વિશ્વાસ છોડી દઇ મનુષ્ય જ્યારે પોતેજ પોતાના સુખદુઃખનો કર્તા-કર્મમાં હુંપદ-માની લે છે ત્યારે તે કર્મથી લેપાય છે અર્થાત્ કર્મ બંધનમાં પડે છે. જેમ બાળક કે પૂત્ર જ્યાં સુધી માતાપિતાની સંભાળમાં હોય છે-માતાપિતા ઉપર આધાર રાખે છે ત્યાં સુધી તેને માતા પિતા હરએક પ્રકારે.

સુખી કરવા પ્રયત્ન કરે છે, પરંતુ સ્વતંત્ર થઈ માતાપિતા ઉપર આધાર રાખતો નથી, ત્યારે પોતે પોતાના કર્મે કરીને સુખી દુઃખી થાય છે: તેમ જ્યારે ઇશ્વર ઉપર ભરોંસો કે આધાર રાખતા નથી ત્યારે તે કર્મો મનુષ્યને નડે છે. પરંતુ જેમ માતાપિતાથી સ્વતંત્ર થવા છતાં માતાપિતા તટસ્થ રહી તેના સુખ દુઃખે સુખી દુઃખી થઇ તેને બચાવવા પ્રયત્ન કરે છે તેમ ઇશ્વર પણ તટસ્થ રહી આપણાં ભાવિ સુખદુઃખોનું સૂચન કરે છે. આ બનાવ પણ આપણા ઉપરની ભાવિ વિપત્તિ સૂચવે છે. હશે! ઇશ્વરેચ્છા બળવાન છે. એ બાબત શોક કરવો મિથ્યા છે."

"શું પ્રત્યેક વ્યક્તિને સૂચન થતું હશે?" વિમલેન્દુએ પ્રશ્ન કર્યો.

"જ્યારે જ્યારે મનુષ્યના ઉપર તેના કર્મે કરીને સુખદુઃખ આવી પડે છે, ત્યારે તેની અગમચેતી ઇશ્વર તરફથી તેને મળ્યા વિના રહેતીજ નથી. પરંતુ તે સર્વને એકજ રૂપમાં મળતી નથી; ભિન્ન ભિન્ન રૂપે મળે છે. પછી વ્યક્તિની પોતાની શકિતઅનુસાર તે સમજે છે."

આમ વાત કરી તે સર્વે ઉઠયાં અને વળી બીજી રચનાઓ અને કુંજોમાં ફરતાં આગળ ચાલવા લાગ્યાં.

કેટલોક સમય આ પ્રમાણે ફરી તેઓ ઉતારા તરફ પાછાં ફર્યાં. સરયૂબાળા તથા વિનુ જે ઉતારે રહ્યાં છે તે તરફ જોઇએ રણમલ તથા યશોદા પોતાના કાર્યથી પરવારી ઉતારાની બહારના ભાગમાં બેઠાં હતાં, સરયૂ અંદરના ભાગમાં સુતી હતી અને વિનુ બ્હાર ગયો હતો. થોડીવારે વિનુ આવ્યો. તેની સાથે એક બીજો માણસ પણ હતો. પાંચેક મીનીટ કાંઇક મસલત કરી તે માણસ ચાલ્યો ગયો. આવા અજાણ્યા પ્રદેશમાં

વિનુની સાથે અપરિચિત મનુષ્ય આવી સરયૂબાળા સાથે વાત કરી ચાલ્યો ગયો તે જોઇ રણમલને કાંઇક વ્હેમ પડ્યો; પરંતુ તે કાંઇ બોલ્યો નહીં. આબુરાજમાં ચારેક દીવસ ગાળી સરયૂની નાદુરસ્ત પ્રકૃતિને લીધે તેઓએ તાબડતોબ કેટસગંજનો રસ્તો લીધો.

# પ્રકરણ ૧૬ મું

## "આફત."

"હું કરૂં, આ મેં કર્યું, એ માનવી મિથ્યા બકે,
પણ ઇશની મરજી વિના, નવ પાન પણ હાલી શકે;
આશા નિરાશા વાદળિના રંગ શા બદલાય છે!
પ્રાણી પ્રયત્ન કરી મરે ધાર્યું વિધીનું થાય છે."

કેશવરાવ, સુશીલા અને રામચંદ્ર મુંબઇથી નીકળી સુરત આવી પહોંચ્યાં. ત્યાં એક સુંદર મકાન રાખી પોતાને જોઇતી સર્વ સગવડ કેશવરાવે ટુંક સમયમાંજ કરી લીધી. કેશવરાવના સુરત આવવાના કારણનો ખુલાસો મેળવવા સુશીલા વારંવાર વિવિધ પ્રશ્નો કરતી. પરંતુ તેનો કોઇ પણ પ્રકારે સંતોષકારક જવાબ મળતો નહીં. તેથી સુશીલાનું મન દિન પ્રતિદિન વ્યગ્ર રહેવા લાગ્યું. રામચંદ્ર કાં તો સુરત આવવાનું

કારણ જાણતો હોય યા તો તેને જાણવાની દરકાર ન હોય તેમ તે બાબત કાંઇ પ્રશ્ન કરતોજ નહિં. કેશવરાવનું મૌન્ય સુશીલા અને કેશવરાવ વચ્ચે કલહનું કારણ થઇ પડયું હતું; પરંતુ સુશીલા સમજતી હતી કે દુનિયામાં કેશવરાવ વિના બીજુ કોઇજ તેની સંભાળ લેનાર નહોતું તેથી તેણે પણ મૌન્ય ધરી પોતાના મનને મારી રાખ્યું હતું. રામચંદ્ર બહારથી બેદરકાર જણાતો પરંતુ અંદરખાનેથી જાણે તે બન્ને જણની હીલચાલ તપાસતો હોય તેમ વર્તતો. સુરત આવ્યાને ચારેક દીવસ થયા હશે એટલામાં એક દીવસ કેશવરાવે સુશીલાને કહ્યું:—

"વ્હાલી! આટલો સમય હું તને કહેતો નહોતો; પરંતુ આજે મારે તને કહેવું પડે છે કે આપણું અહીં આવવાનું કારણ ઘણુંજ ગુપ્ત અને ભેદ ભરેલું છે."

આટલા શબ્દો સાંભળતાં તો બિચારી સુશીલાના કોમળ હૃદય પર આઘાત થયો. ભેદ ભરેલું એ શબ્દોએ તેનું હૃદય હલમલાવી નાખ્યું; અને આગળ સાંભળવાને તે જાણે અશકત હોય તેમ એકદમ કંપી ઉઠી. કેશવરાવ તેના હૃદયની સ્થિતિ સમજી ગયો અને તેણે વાત ફેરવી નાખવાનો યત્ન કર્યો.

"વ્હાલી! એ વાત જવા દે. તારૂં મન આજકાલ ઘણુંજ ઉદાસ રહે છે. હું ધારૂં છું આજે આપણે જો ખાડી તરફ ફરવા જઇએ તો મુંબઇની માફક તને જરા ઠીક લાગશે."

ફરવા જવાનું સાંભળી સુશીલા જરા ઉમંગમાં આવી. મુંબઇ છોડયે ચાર પાંચ દિવસ થવા આવ્યા હતા તે દરમ્યાન બ્હાર ન

નીકળેલી હોવાથી તેને ફરવા જવાની હોંસ થઇ અને રામચંદ્રને બોલાવી ગાડી મંગાવી. રામચંદ્રે તેમની વાતચીત સાંભળી હતી. અને તેથી તે તુરતજ હાજર થઇ ગાડી લઇ આવ્યો. કુદરતીજ કેશવરાવ કરતાં તે સુશીલાને ખુશી રાખવા વિશેષ પ્રયત્ન કરતો હતો. ગાડી આવી અને સૌ ગાડીમાં બેસી વ્હાણોના ડક્કા પાસે જઇ પહોંચ્યાં. ક્યાં મુંબઇની ચોપાટી અને ક્યાં સુરતની ખાડી—અને તે પણ વ્હાણો માટેની એટલે સુશીલાને શી રીતે આનંદ આવે? સુશીલાએ થોડે સુધી વ્હાણમાં બેસી ફરવાનો વિચાર જણાવ્યો. કેશવરાવને તેની મરજીને તાબે થવું પડયું; અને ત્રણેજણ એક નાનકડા હોડકામાં બેસી ખાડીની સફર કરવા લાગ્યાં. હોડકામાં એક ખલાસીનો નાનો છોકરો પણ હતો. બિચારા કેશવરાવે જ્યારથી વિલીયમ્સ સાહેબ પાસે મીસ. જગન્નાથના વારસાની વાત કરી હતી ત્યારથીજ તેના ગૃહ નબળા લાગતા હતા, અને તેમાં પણ તેણે પેલો કાગળ વાંચ્યો ત્યારથી તેને માનસિક ચિંતા ઉત્પન્ન થઇ હતી. રાત્રિ અને દિવસ બિચારાને કાંઇને કાંઇ નિરાશાજનક અને દુઃખદ વિચારો આવતા હતા. હોડકામાં બેઠાં બેઠાં પણ તેના હૃદયમાં તો તેના તેજ વિચારો ચાલ્યા કરતા હતા. હોડકુ ધીમુ ધીમુ ખાડીના મોજામાં આગળ વધવા લાગ્યું ભરતીના સમય સુધી તો ઠીક ચાલ્યું પણ હવે પાણી પાછું વળવા લાગ્યું. ખલાસીના છોકરાએ હલેસાથી તેને કિનારા તરફ લાવવા માંડયું પણ એટલામાં કેશવરાવના હાથનો ધક્કો લાગતાં હલેસુ હાથમાંથી પડી ગયું અને હોડકુ ડામાડોળ થઇ પાણી સાથે તણાવા લાગ્યું. છોકરાએ બુમો પાડવા માંડી ત્યારેજ કેશવરાવ પોતાના વિચારમાંથી જાગૃત થયો. ત્રણેમાંથી કોઇને

તરતાં આવડતું નહોતું; પરંતુ રામચંદ્ર હિમ્મત હારે તેવો નહોતો. તેણે હોડકાને સ્થિર રાખવા હાથ વડે પાણી કાપવા પ્રયત્ન કરવા માંડયો. પા કલાક, અડધો કલાક, અને હોડકુ ખાડીમાંથી નીકળી દરિયાના પાણી તરફ ઉંચુ નીચું થતું ઘસડાયું. દરિયો તોફાની થવા લાગ્યો, સર્વના હોંસ કોંસ ઉડી ગયા. બિચારી સુશીલાની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, અને તે કેશવરાવને બાઝી પડી. કેશવરાવ પણ પોતાના નસીબને દોષ દેવા લાગ્યો. મૃત્યુ કેવળ નજીક આવતુ જણાવા લાગ્યું. સ્વાભાવિક રીતેજ પાપી અને દુષ્ટ મનુષ્યોને મૃત્યુ સમયે જેમ પોતાનાં પાપ કર્મો નજર આગળ તરે છે તેમ હવે તેનાં ભૂતકાળનાં પાપી કૃત્યો તેની નજર આગળ તરવા લાગ્યાં. જગન્નાથની મિત્રતા, જગન્નાથનો દેહત્યાગ, તેના દ્રવ્યની સુપરત, કમલાની ભલામણ એ સર્વ એક પછી એક પ્રત્યક્ષ રૂપ થવા લાગ્યાં. કમલાનું યૌવન–સૌંદર્ય, કામવિવશતા, પોતાનો તિરસ્કાર સર્વ દૃષ્ટિગોચર થવા લાગ્યાં. છેવટે નાશિક જવું અને કમલાને ગોદાવરીના જળમાં ફેંકી દેવાનો ચિતાર પણ આંખ આગળ ખડો થયો. પોતાને બાઝીને રડતી સુશીલાને જોતાં જાણે કમલાજ ત્યાં આવી હોય તેમ જણાવા લાગ્યું. તેનું હૃદય ભયથી આકુળ વ્યાકુળ થવા લાગ્યું. પોતે હાલ કયાં છે તે પણ તે ભુલી ગયો. સુશીલાને કમલા ધારી, તે પોતાનાં કૃત્યો ખુલ્લાં કરવા આવી છે એમ સમજી તેને તરછોડી પાણીમાં ધકેલવા વિચાર કર્યો. પરંતુ દૈવયોગે, તે તેને પાણીમાં ધક્કો મારે તે અગાઉ તો તે હોડકુજ પાણીમાં ઉંધુ વળી ગયું. પરંતુ સુશીલા ઘણીજ બીકણ હોવાથી જ્યારે તે કેશવરાવને બાઝી પડી અને હોડકામાંના આડા પાટીઆને

તેણે પોતાના પગ ભરવી રાખેલા હતા. આથી હોડકુ ઉંધું થવા છતાં તેના પગ છુટી ન શકયા. રામચંદ્ર પણ હોડકાની બીજી બાજુને વળગી રહેવા પ્રયત્ન કરતો હતો. ખલાસીનો છોકરો તો આંચકો લાગતાંજ દરિયાના પાણીમાં પડયો હતો. એટલામાં દૈવયોગે ત્યાંથી જતી કોઇ સ્ટીમરે તેમને જોયેલાં હોવાથી મદદ આવી પહોંચી અને ત્રણે જણને દરિયામાં પડતાની સાથેજ ઉપાડી સ્ટીમર ઉપર લઇ લીધાં જો કે હોડકાના ઉંધાવળતાની સાથેજ તેમને બચાવવામાં આવ્યાં હતાં પરંતુ તે સર્વ ભયને લીધે બેભાન બની ગયાં હતાં. સ્ટીમરના કપ્તાને તેમના સારી રીતે સારવાર કર્યા પછી કેટલીકવારે તેઓ સાવ-ચેત થયાં પરંતુ તેમને તુરતમાં બોલવાની ના પાડવામાં આવી હતી. તે આખી રાત્રિ તેમને વિવિધ ઉપચાર કર્યા પછી બીજે દિને સવારના તેમની પ્રકૃતિ સુધરી. વાતચીત ઉપરથીજ કપ્તાન જાણી શકયો કે તે મુંબઇનાં વતની હતાં તેમ કેશવરાવે પણ જાણ્યું કે તે સ્ટીમર કલકત્તા જતી હતી. સ્ટીમર કલકત્તા નજીક જઇ પહોંચતા પહેલાં તેના સાંચા કામમાં બગાડ થવાથી તેમને એક વહાણમાં નજીકને કિનારે પહોંચાડ-વામાં આવ્યાં, જ્યાંથી તેઓ નજીકમાં આવેલા કીશોરગંજ નામના ગામડામાં પહોંચ્યાં. એકાદ દિવસ ત્યાં વિશ્રાન્તિ લઇ કલકત્તાનો રસ્તો લેતાં તેઓ કેટસગંજમાં આવી પહોંચ્યાં. સુશીલા કોઇ દિવસ ચાલેલી ન હોવાથી તેમ ભુખ અને થાકથી છેકજ નબળી થઇ ગઇ હતી તેથી રામચંદ્રે કેશવરાવને એકાદ બે દિવસ કેટસગંજમાં રોકાવા જરૂર જણાવી. કેશવરાવની પણ તેજ દશા હતી અને તેથી એક ધર્મશાળામાં તેમણે મુકામ કર્યો અને રામચંદ્રે ગામમાં જઇ ખાવાપિવાની વ્યવસ્થા કરવા

ઇચ્છા જણાવી. કેશવરાવે પોતાની આંગળી ઉપરની વીંટી ઉતારી આપી અને જોઇતી ચીજો ખરીદવા રામચંદ્રને હુકમ કર્યો. રામચંદ્રના ગયા પછી સુશીલા અને કેશવરાવ પોતાનાપર આવી પડેલી વિપત્તિમાં પરસ્પર હિમ્મત આપવા લાગ્યાં. લગભગ એકાદ કલાકમાં તો રામચંદ્ર બીજા ત્રણેક માણુસો સાથે ત્યાં પાછો ફર્યો. આ નવા આવનારમાં એક તો આપણો મુંબઇનો પ્રખ્યાત ઝવેરી કુંદનલાલ હતો, અને બીજા બે સીપાઈ હતા. રામચંદ્ર એક શરાફને ત્યાં કેશવરાવની વીંટીનો ખુરદો કરતો હતો તે વખતે તેની પાસેની કીમતી વીંટી જોઇ પોલીસને સ્વાધીન કરવામાં આવ્યો હતો; જેના પરિણામમાં કુંદનલાલ પોતે બે સીપાઇ સાથે ત્યાં આવ્યો હતો. કેશવરાવની બધી હકીકત સાંભળી કુંદનલાલ તેને પોતાની સાથે લઇ ગયો અને એક સારૂ મકાન તેને રહેવા આપી સર્વ વ્યવસ્થા કરી આપી. ઉપરાંત એમ પણ જણાવ્યું કે પંદરેક દિવસના આરામ પછી તેમને મુંબઇ પહોંચાડવામાં આવશે. અણધારી આવી મદદ મળવાથી કેશવરાવ ઘણોજ ખુશી થયો અને જે કાર્યાર્થે મુંબઇથી પોતે નીકળ્યો હતો તે અત્રેજ આટોપી લેવાનો તેણે નિશ્ચય કર્યો. બે ચાર દિવસ વિત્યાબાદ પોતાની પ્રકૃતિ નરમ હોવાનું જણાવી એક ડોકટરને ત્યાં તે જઇ પહોંચ્યો. ડોકટર સાથે કેટલીક વાતચીત કર્યા બાદ પાછો આવ્યો. રામચંદ્ર જે કેશવરાવની હીલચાલ તપાસતો હતો તેને આજે કાંઇ સંશય આવ્યો અને તેથી તે કોઇને વ્હેમ ન પડે તેમ તેની હીલચાલ પર બારીક નજર રાખવા લાગ્યો. કેશવરાવે રાત્રિના કાંઇક પદાર્થ સુશીલાને સુતી વખત દુધમાં આપી દીધો, જે રામચંદ્ર સારી રીતે જોઇ શક્યો. રાત્રિના બારેક

વાગે એક માણુસે બારણામાં ટકોરા માર્યા. રામચંદ્ર ઉંઘવાનો ઢોંગ કરી પડયો હતો. કેશવરાવે રામચંદ્રને ન ઉઠાડતાં અવાજ સાંભળી મીણબત્તી લઇ બારણું ઉઘાડયું, એક કાળો જભ્ભો પહેરેલો માણસ ઘરમાં દાખલ થયો અને બારણું બંધ કરવામાં આવ્યું. તેના અંદર આવ્યા પછી કેશવરાવ બોલ્યો:—

"વેલ ડૉકટર, વાર ન કરશો. જલ્દી કરો."

રામચંદ્રે હવે ધીમે ધીમે જોવા માંડયું. ડૉકટરે કાંઇ જવાબ ન આપતાં હાથ લાંબો કર્યો. કેશવરાવે હાથમાં કાંઇક મૂકયું, જે ખીસામાં મૂકી ડૉકટર પલંગ તરફ વળ્યો. કેશવરાવે પણ બત્તી ધરી એટલે કોટ નીચેથી બગલમાંથી એક નાની પેટી કાઢી, તેમાંથી કાંઇક હથીયાર કાઢી પેટી બાજુમાં ઉઘાડીજ મૂકી, અને સુશીલાના પગ તરફ વાંકો વળ્યો. થોડી વારે રામચંદ્રે જોયું કે કાંઇક લોહીથી નીતરતું તેણે પેલી પેટીમાં મૂકયું; વળી પેટીમાંથી કાંઇક લીધું અને પાછું મૂકયું; અને પછી જવા તૈયાર થયો. કેશવરાવે બત્તી ધરી અને તે ચાલ્યો ગયો. કેશવરાવ પણ બારણું બંધ કરી ઘરમાં ગયો. ડૉકટર થોડે સુધી ગયો હશે એટલામાં તો પાછળથી કોઇએ ડૉકટરના મગજપર એવો તો સપાટો લગાવ્યો કે તે તંમર ખાઇ જમીનપર પડયો તેની ટોપી અને બગલમાંની પેટી કયાંય દૂર પડી. બેએક મીનીટે ડૉકટરસાહેબને ભાન આવ્યું અને ઉઠયા ત્યારે પેટી બેટી કાંઇ મળ્યું નહિં. આગળ પાછળ તપાસ કરતા ગુપચુપ ચાલ્યા ગયા.



# પ્રકરણ ૧૭ મું.

## ભયંકર ભેદ.

"મનુષ્ય ઉપર સમયે સમયે ભયંકર વિપત્તિઓ આવી પડે છે; પરંતુ તે વિપત્તિ સમયે ધૈર્યનું અવલંબન કરી પુરૂષાર્થ કરવો અને ધર્મને વળગી રહેવું તેનેજ વિદ્વાનો ઉચ્ચતમ ગણે છે."

કેટસગંજમાં કુંદનલાલે પોતાના રહેવાનું મકાન રાયબહાદરથી જુદું નહિ તેમ ભેગું પણ નહીં એવી વ્યવસ્થાથી રાખ્યું હતું. રમાનાથને માટે તદ્દન જુદોજ ભાગ રાખવામાં આવ્યો હતો. બન્ને મકાન એકજ કંપાઉન્ડમાં અને સાથે સાથે હતાં. કેશવરાવને ત્યાંના ભેદી બનાવને બીજે દિને સવારમાં કુંદનલાલ તથા રમાનાથ પોતાના નિત્ય કર્મથી પરવારી મોટા હોલમાં બેઠા હતા. કેશર તથા ચન્દ્રિકા પણ ત્યાં સાથેજ બેઠાં હતાં. ઉદય પામતા સૂર્યનાં બાલ કિરણ તે હોલમાં નાચતાં હતાં. દરેકના આગળ દુધના પ્યાલા પડેલા હતા અને વિનોદ ચાલતો હતો.

"તમારો અભ્યાસ ચાલે છે તો ઠીકને!" કુંદનલાલે પુછ્યું.

"કરો પરિક્ષા એટલે સર્વ સમજાશે." રમાનાથ હસતાં હસતાં બોલ્યો.

"ત્યારે હું પાદપૂર્તિ કહું તે પુરી કરો જોઇએ." કુંદનલાલ બોલ્યો.

"એતો તમારી પાદપૂર્તિને!" કેશર બોલી.

"જુઓ. "જાણે રમા શોભતી." એ પાદપૂર્તિ કરી લાવો." કુંદનલાલે કહ્યું

જરાવાર વિચાર કરી પ્રથમ કોણ બોલે તેનો વાદવિવાદ ચાલ્યો. આખરે ચંદ્રિકાએ પ્રથમ બોલવું એમ ઠર્યું. એટલે ચન્દ્રિકા બોલી:—

"બાળા પ્રેમભરી દ્રગે નિરખતી, આનંદથી કંથને,
તિર્ય્ચછાથકિ પેખતી વિહરતાં, પ્રીતી તણા પંથને,
દિવ્યાંગી રમણી રસાળ પ્રમદા, પ્રેમાંકુરે ઓપતી,
ભાસે કેવળ દિવ્ય જયોતિ સરલા. જાણે રમા શોભતી."

× × × × ×

ચંન્દ્રિકા બોલી રહી. કેશર સમજી કે આ પોતાની મશ્કરી કરે છે તેથી હવે ચન્દ્રિકાને બનાવવા બોલી:—

"સૂન્નિદ્રા સહુ ફંદ છંદ તજીને, વાત્સલ્ય પ્રેમે વહે,
ત્યાગી સંગ સમસ્ત આપ્ત જનનો, માયાંકુરોને દહે;
ચિંતી કેવળ ચિત્તમાંહિ વિભુને, સૌંદર્યને ઓપતી,
ભાવિ નાથ નિહાળતી, સુનયના! જાણે રમા શોભતી."

* * * * *

સર્વેએ સ્મિત હાસ્ય કર્યું. એટલામાં સિપાઇએ કોઇ મળવા આવ્યાનું જણાવ્યું. કુંદનલાલે તેને અંદર આવવા રજા આપી. આવનાર માણસ રામચંદ્ર હતો. તેણે અંદર આવી એકાન્તમાં વાત કરવાની જણાવી અને કુંદનલાલ તેને તેડી બીજા ઓરડામાં ગયો. ત્યાં રામચંદ્રે તેના હાથમાં કાંઇ મૂકી અડધાએક કલાક સુધી કાંઇક વાત કરી. રામચંદ્ર ચાલ્યો ગયો અને કુંદનલાલ પાછો ફર્યો. ક્ષણમાં કેટલું બધું પરિવર્તન થઈ ગયું ! થોડીજવાર પહેલાં સહાસ્ય વિનોદ કરનાર કુંદનલાલનું વદન મ્લાન થઇ ગયું હતું. પાછો આવી બેસતાં તેના મ્લાન મુખથી સર્વનાં હૃદય દુભાવા લાગ્યાં. કોઇ એક અક્ષર પણ બોલી શક્યાં નહીં. કુંદનલાલના ચ્હેરા ઉપરથી તે રમાનાથ સાથે કાંઇ ખાનગી વાત કરવા ઇચ્છતો હોય તેમ જણાવાથી કેશર તથા ચન્દ્રિકા ત્યાંથી ચાલ્યાં ગયાં. હવે રમાનાથ અને કુંદનલાલ બેજ જણ રહ્યા. કુંદનલાલ રમાનાથને કાંઇ કહેવા જતો હતો તેવામાં રમાનાથ બોલી ઉઠયોઃ—

“ કુંદનલાલ ! શાન્ત થાઓ. હું બધું જાણું છું. જે ભેદ તમે હમણાં જાણ્યો તેનાથી પણ એક બીજો ભયંકર ભેદ તમારે જાણવાનો બાકી છે.”

આટલા શબ્દો સાંભળતાં કુંદનલાલ સ્તબ્ધ થઇ ગયો. મારા મનના વિચારો રમાનાથે શી રીતે જાણ્યા ? વળી તે ભેદ એના જાણવામાં શી રીતે આવ્યો ? બીજો ભયંકર ભેદ શો હશે ? અને તે રમાનાથે શી રીતે જાણ્યો હશે ? વિગેરે પ્રશ્નોએ તેનું મગજ ભમાવી મૂક્યું. કાંઇપણ પ્રત્યુત્તર ન આપતાં તે અનિમિષ દ્રષ્ટિએ જોઇજ રહ્યો. વળી રમાનાથ બોલ્યો:—

" પરંતુ હાલ તેની આવશ્યકતા નથી. સમય આવ્યે સર્વ જણાઇ રહેશે. પરંતુ એટલુંજ કે વિપત્તિનું વાદળ માથા ઉપર ઝઝુમ્યા કરે છે; માટે સાવચેતીના ઉપાય લેવા એ કર્તવ્ય છે. હજી તમને આવ્યે વધુ દિવસ થયા નથી, એટલામાં તો તમારી સામે જાળ પથરાઈ ગઇ છે. જેનું તમે હિત ચાહો છો તેના સામે પણ અનિષ્ટની બાજી રચાઇ ગઇ છે. ગભરાઓ નહીં, પણ સાવધાનતા રાખો. હાલ તો એટલુંજ. વિશેષ વખત આવ્યે જણાશે. પણ છેવટ આપણોજ જય છે."

રમાનાથ બોલતો બંધ થયો. કુંદનલાલને જો કે છેલ્લા શબ્દોથી ઘણું ધૈર્ય મળ્યું, અને તેમાં પણ રમાનાથના શબ્દો અને જ્ઞાન ઉપર તેને ઘણો વિશ્વાસ હતો. પરંતુ તેના તે વિચારો તેના હૃદયમાં ઘોળાવા લાગ્યા. ધીમે ધીમે બનેલી બાબતો ઉપર વિચાર કરતો તે પોતાના કાર્યમાં પ્રવર્ત્યો.

* * * * *

સુશીલા સવારના જાગી ત્યારે પોતાના જમણા પગનો અંગુઠો કપાઇ ગયેલો અને ત્યાં મલમપટ્ટા લગાડેલા જોયા અને તેની પીડાથી તાવ પણ આવેલો જણાયો. પોતાને આ શું થયું હતું, તેની તેણે કેશવરાવને પૂછપરછ કરી. કેશવરાવે અતિ પ્રેમથી જવાબ આપ્યો:—

" પ્રિયે ! કાલે તો તારા જીવનની પણ મને આશા નહોતી, એક ભયંકર સર્પ તને ડસી ગયો હતો. જેમાંથી બચાવનાર ડૉ૦ આસુતોષ બાબુ હમણાંજ આવતા હશે. જો તે વખતે તેમણે આવી તારો અંગુઠો કાપી દવાથી ઝેર ન ઉતારી નાખ્યું હોત તો તો મારી વ્હાલીનું મુખ

પણ હું આજ ન જોઈ શકત."

આ શબ્દો બોલતાં બોલતાં તેણે સુશીલાને ચુંબનથી વધાવી લીધી અને સુશીલા પણ પોતાને જીવન આપનાર તરફ પ્રેમ ભરી અનિમિષ દ્રષ્ટિથી જોઇ રહી.

ધીમે ધીમે સુશીલાને આરામ થતો ગયો. કેશવરાવનો સહવાસ કુંદનલાલ સાથે વધતો ચાલ્યો. એક દિવસે વાત નીકળતાં કુંદનલાલે મી૰ વિલીયમ્સ સાહેબ સાથેની પોતાની મિત્રતા જણાવી, જતી વખત પત્ર લઇ જવા કહ્યું. તે ઉપરથી કેશવરાવે ધાર્યું કે જો અહીંજ સાહેબ આવે અને મીસ. જગન્નાથના પૈસાનો નિકાલ થઇ જાય તો ઘણુંજ સારૂં. તે ઉપરથી તેણે વાત ઉપાડી.

"મી૰ કુંદનલાલ ! તમે અત્રે આમાત્યપદે છો તે તો સાહેબ જાણતાજ હશેને !"

"નાજી ! હું આવતી વખત તેમને મળી શક્યો નથી."

"ત્યારે સાહેબને પણ અત્રે બોલાવો તો આપની મુલાકાત સાથે મારૂં પણ કાર્ય થાય." એમ કહી કુંદનલાલને મીસ. જગન્નાથ વિષેની વાત જણાવી, તેના પૈસાનો નિકાલ કરવા સાહેબનેજ ત્યાં બોલાવવા એક મિત્ર તરીકે વિનવ્યું. કુંદનલાલે તે કબુલ કરી સાહેબને તાર કર્યો. કેશવરાવ મલકાતો મલકાતો પોતાની મહેનત સફળ થયેલી માનતો ઘેર ગયો. બેએક દીવસ વીતી ગયા અને સાહેબ આવી પહોંચ્યો. કુંદનલાલના લખવાથી સાહેબ પેલો કાગળ પણ સાથેજ લાવ્યો હતો.

સાહેબના આવ્યા પછી રમાનાથે કુંદનલાલને હવે પેલો ભયંકર ભેદ પણ ખુલવાનો હોવાથી બધી સાવચેતી રાખવા જણાવી દીધું હતું.

# પ્રકરણ ૧૮ મું.



## ખરી કમલા કયો !

**Man proposes God disposes.**

**મનુષ્ય ગમે તેવી ઉત્તમ યા અધમ ધારણાઓ કરે છતાં ધાર્યું હમેશ ઈશ્વરનુંજ થાય છે.**



આજે મીસ જગન્નાથના વારસાનો નિકાલ થવાનો હતો; તેમજ રમાનાથના જણાવ્યા મુજબ એક મોટો ભયંકર ભેદ પણ ખુલ્લો થવાનો હતો. કેશવરાવ તથા સુશીલાના હૃદયમાં આજના આનંદનો અવધિ નહોતો; કુંદનલાલ પણ આજે જે ભંયકર ભેદ ખુલવા સાથે હૃદયદારક બનાવ બનનાર હતો તેની અગમચેતી રૂપે રણમલ, યશોદા આદિ વિશ્વાસપાત્ર ભૃત્યવર્ગને સાંકેતિક હુકમો આપતો હતો; રમાનાથ પણ ગંભીર બની આગામી વિપત્તિ ટળવા ગુરૂ તથા ઇષ્ટનું સ્મરણ કર્યા કરતો હતો. વિનુ તથા સરયૂનું હૃદય પણ આજ કાંઇક આનંદથી મુક્ત જણાતું હતું વિલીયમ્સ સાહેબ પણ જગન્નાથના ઋણમાંથી પોતે આજ મુક્ત થશે એ વિચારથી હૃદયભાર ઓછો કરતો હતો; ફક્ત રામચંદ્ર કાંઇ મોટી ખટપટમાં પડયો હોય તેમ આખો દિવસ આમથી તેમ આંટા ફેરા કરતો હતો. વળી રાયબહા-

દુરના મકાનમાં તો બીજાં પણ એ ત્રણ માણસો કાંઇ ખટપટમાં પડયાં હોય તેમ જણાતું હતું. મીસ. જગન્નાથના વારસાનો નિકાલ સાંજના વાળુ કર્યા પછી લગભગ રાત્રે નવેક વાગે થવાનો હતો. સમયને જતાં વાર ન લાગી. સાત વાગ્યા, આઠ વાગ્યા અને છેવટે નવનો પણ ટકોરો થયો. રાયબહાદુરના ગામ બહારના બગીચામાંના બંગલામાં આ વખતે કુંદનલાલ, રમાનાથ, વિલીયમ્સ સાહેબ, કેશવરાવ, બીજી કમલા (હવે આપણે સુશીલાને બીજી કમલા તરીકેજ ઓળખીશું.) તથા રામચંદ્ર એમ છ માણસ હતા. કેશવરાવે મીસ. જગન્નાથનો વારસો તેને સોંપવાની વિજ્ઞપ્તિ કરી એટલે સાહેબે કાગળ કાઢયો. જેવો સાહેબ કાગળ ફોડવા જાય છે એટલામાં બહારથી સીપાઇએ આવી એક ચીઠી કુંદનલાલના હાથમાં મૂકી. કુંદનલાલ તે વાંચી વિચારમાં પડી ગયો અને તેણે તે રમાનાથને આપી. રમાનાથનું મુખ મલકયું અને તેણે ઇશારત કરવાથી તે સીપાઇ એક સ્ત્રી તથા પુરૂષને લઇ અંદર આવ્યો. તેને જોતાંજ કેશવરાવનું મેહું વ્હીલું પડી ગયું. તેના હૃદયમાં ક્રોધાગ્નિ સળગી ઉઠયો. પરંતુ વળી કાંઇક વિચાર આવતાં પાછો શાન્ત થયો. સાહેબે ફરી તે કાગળ ફોડવા તૈયારી કરી. એટલામાં વળી તે સીપાઇ એક બીજો કાગળ લઇ પાછો કુંદનલાલપાસે આવ્યો. કુંદનલાલે તે વાંચ્યો અને ઉપરા ઉપરી આ શું બને છે તે ન જાણવાથી મુંઝાયો. પણ રમાનાથે તે કાગળ લઇ હસતા મુખે સિપાઇને ઇસારત કરી કે પાછો તે બીજી એક સ્ત્રી તથા પુરૂષ એમ બેજણને લઇ આવ્યો.

પ્રિયવાંચક ! પ્રથમ આવનાર સ્ત્રીપુરૂષ તે રામરાવ અને કમલા હતાં

જ્યારે પાછળથી આવનાર કેવડી અને શ્રીકાન્ત હતાં. સાહેબને કાગળ ફોડતાં અટકાવી રમાનાથે નવિન આવનાર મનુષ્યોને ત્યાં આવવાનું પ્રયોજન પુછ્યું. રામરાવે તથા શ્રીકાન્તે વારા ફરતી પોતાની સાથેની સ્ત્રીને ખરી કમલા હોવાનું જણાવ્યું. મામલો ગંભીર થઇ પડયો. રમાનાથ બધી બાના જાણુતો હોવાથી મનમાં હસવા લાગ્યો, પરંતુ કુંદનલાલ અને તેનાથી પણ વિશેષ વિલીયમ્સ સાહેબ તો મોટા ગુંચવાડામાં પડયો તે સમજી ન શકયો કે આ ત્રણમાંથી કમલા કયી ? સાહેબે ધીમે ધીમે પોતાના મનને શાન્ત કરીને કાગળ ફોડયો, પણ તે વાંચે તે પહેલાં તો રમાનાથે કુંદનલાલને કાંઇક ઇશારત કરી કે તુરત કુંદનલાલે એક સીટી મારી અને એકદમ સીપાઇઓએ આવી રામરામ, કમલા, કેશવરાવ તથા બીજી કમલા યાને સુશીલાને બંધીવાન કર્યાં. તેઓ સમજ્યાં નહિં કે શામાટે આમ કરવામાં આવ્યું હતું. સાહેબે ધીમેથી કાગળ વાંચ્યો જેનો ભાવાર્થ નીચે મુજબ હતો.

મારા વ્હાલા સાહેબ !

મારી દીકરીની મીલ્કત તમને સોંપી છે અને કમલા કેશવરાવને ત્યાં છે; પરંતુ દ્રવ્યની લાલચે મારી છોકરીની જીંદગીની ઘાત થાય અગર કાંઇ દગો ન રમાય માટે મારે આપને તસ્દી આપવી પડે છે કે જ્યારે પણ કમલાને તેડી કેશવરાવ આપની પાસે આવે ત્યારે તમે પુરી ખાત્રી કરીનેજ દ્રવ્ય સોંપજો, અને તેમાં સુગમતા થવા જણાવું છું કે મારી છોકરીના ડાબા પગે ઘુંટણની નીચેના ભાગમાં એક લાખુ છે; એજ.

લી૦ આપનો તાબેદાર,
**જગન્નાથ.**

પત્ર વંચાઇ રહ્યો. શું નિકાલ કરવો તે બાબત નિશ્ચયપર આવતા પહેલાં તો ' રાજમહેલમાં આગ, આગ ' ની બુમ આખા ગામમાં ફેલાઇ ગઇ અને સિપાઇદ્વારા કુંદનલાલને પણ ખબર મળી. કુંદનલાલ, રમાનાથ તથા સાહેબ તુરતજ ત્યાંથી નિકળ્યા અને સીપાઇઓને તે બંધીવાનો તથા શ્રીકાન્ત, ફવડી તથા રામચંદ્રને પણ સાથે લાવવા હુકમ કર્યો, જ્યારે કુંદનલાલ વિગેરે રાજ્યમહેલમાં પહોંચ્યા ત્યારે તો આગને બુઝાવી નાખવામાં આવી હતી. કુંદનલાલ જઇ કાંઇ તપાસ કરે તે પહેલાં તો રણમલ ત્યાં આવી પહોંચ્યો અને સરયૂ, વિનુ તથા બીજા ત્રણ જણને ત્યાં બંધીવાન તરીકે સાથે લઇ આવ્યો. આ શી બીના હતી તે કુંદનલાલ સમજી શક્યો નહી. રમાનાથ તો આ જોઇને જાણે માથેથી વિપત્તિ ટળી ગઇ હોય તેમ શાન્તજ રહ્યો; પણ સાહેબના મનમાં તો ઘણા વિચારો થતા અને તેમાંનો મુખ્ય તો એ હતો કે પેલી ત્રણમાંથી ખરી કમલા કયી ?

---

# પ્રકરણ ૧૯ મું.

## તપાસ.

શઠ મનુષ્યોથી કામ પાડનાર સજ્જનને પણ સમય આવ્યે શાઠ્ય કરવું પડે એ સ્વાભાવિક છે.

પ્રિય વાંચક ! ગયા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે જે સમયે રામરાવ, કમળા, કેશવરાવ તથા સુશીલાને બંદીવાન કર્યાં તેજ સમયે સરયૂ, વિનુ તથા બીજા ત્રણ માણુસોને પણ બંદીવાન કરવામાં આવ્યાં હતાં. પરંતુ આશ્ચર્ય ઉપજે છે કે રામરાવ તથા કમલા અને કેશવરાવ તથા કેવડી ત્યાં શીરીતે આવી પહોંચ્યાં ? તથા વિલીયમ્સ સાહેબ પાસેના જે કાગળ અનુસાર કેશવરાવે સુશીલાનો અંગુઠો કાપી નખાવ્યો હતો તે કાગળમાં કેમ અને કેવી રીતે ફેરફાર થઇ ગયો ? તથા ખુદ રાણી સરયૂ તથા વિનુને શામાટે પકડવામાં આવ્યાં ? આ ખુલાસો જાણવા માટે આપણે થોડો વખત થોભવું જોઇશું, અને નિર્મલા, કેવડી, વસંતરાવ, કમલા, શ્રીકાન્ત અને માધવલાલ કેમ ગુમ થયાં અને તેમણે શું કર્યું તે તપાસવું જોઇશે.

માધવલાલ ભીખારીના વેશમાં કમલાને મળ્યો ત્યારથીજ કમલાએ બધું પોગળ ખુલ્લું થઇ જવાની ધાસ્તીથી થોડો વખત મુંબઇ છોડી જવાનો વિચાર કર્યો હતો. પરંતુ જ્યારે વસંતરાવ બ્હારથી પાછો ફર્યો અને રાયબહાદુર બીજેજ દિને ઉપડી જનાર છે એવી ખબર લાવ્યો ત્યારે બન્ને જણે છુપી રીતે ચાલ્યા જવા—રાયબહાદુરની પુંઠ પકડવાનો નિશ્ચયજ કર્યો; અને તે નિશ્ચયાનુસાર રાયબહાદુરની પુંઠ છુપા વેશમાં લીધી. આબુમાં વિનુ જે અજાણ્યા માણુસને સરયૂ પાસે લઇ આવ્યો હતો તે વસંતરાવજ હતો. વસંતરાવ અને કમલા કેદસગંજમાં આવ્યાં અને ત્યાં વસંતરાવ એક ડાકટર તરીકેનો ધંધો શરૂ કરીને રહયો. ત્યાં તેઓ વિનુદ્વારા બધી હકીકત જાણતાં અને પ્રપંચ રમતાં. અત્રે જણાવવું જોઇએ કે સુશી-

ભાનો અંગુઠો કાપનાર ડૉ૦ આસુતોષ તે બીજું કોઇ નહી પણ વસંતરાવ હતો. જ્યારે વસંતરાવે અને કમલાએ વિનુદ્વારા જાણ્યું કે મીસ જગન્નાથના વારસાના નિકાલ માટે મુંબઇથી વિલીયમ્સ સાહેબને તેડાવ્યા છે ત્યારે તો તેમને ઘણોજ ગભરાટ ઉત્પન્ન થયો અને તેથી તેમણે રામરાવને તાર કરી ત્યાં તેડાવ્યો હતો. એટલુંજ નહિં પરંતુ વિમલેન્દુનું પણ કાસળ કાઢવાનો ટુંકો માર્ગ શોધવા માંડયો. છેવટે એવો નિશ્ચય કર્યો કે જે વખતે મીસ. જગન્નાથના નિકાલ માટે બધા રોકાયલા હોય તે વખતે રાજમહેલમાં વિમલેન્દુ અને અમલેન્દુના ઓરડા આગળ એકદમ આગ લગાડવી અને ગભરાટની બુમો પડે તે વખતે સરયૂ બાળાએ વિમલેન્દુના ઓરડા તરફ કોઇને પણ જવા ન દેવો અર્થાત્ રસ્તો રોકી રાખવો, જ્યારે વિનુએ વિમલેન્દુને પુરો કરવો. આ ગોઠવણ મુજબ આપણે 'રાજમહેલમાં આગ આગ' ની પહેલી બુમ સાંભળી હતી. રમાનાથ, શ્રીકાન્તપાસેથી સાંભળેલી ચીઠીની વાત તેમજ આબુરાજપર થયેલી ઇશ્વરી સૂચના તેમજ સહવાસથી મનુષ્યોના સ્વભાવના જાણીતા થવાથી અને પોતાને પ્રાપ્ત વિદ્યાના બળવડે આ પ્રપંચનો પૂર્ણ ભાગ જાણી શકયો હતો, એટલુંજ નહિં પણ પોતે ગુપ્ત રહીને મહેલની તેમજ મહેલનાં મનુષ્યોની તપાસ પણ રાખતો.

રમાનાથે કુંદનલાલને તે બાબત જણાવી નહોતી, પરંતુ રણમલને તથા યશોદાને સહેજ માહિતગાર કરેલાં હતાં, જેના પરિણામે રમાનાથને હરેક હરેક બાબત જાણવાને સારૂં સાધન થયું. જ્યારે રમાનાથને આ પ્રપંચની ખબર પડી ત્યારે તેણે રણમલને આજ્ઞા આપી હતી કે જે વખતે આગની બુમ પડે તેજ વખતે વિમલેન્દુના બચાવ કરવા ઉપરાંત સરયૂ તથા વિનુ જે તેમની મકસદ મુજબ વિમલેન્દુના ઓરડા તરફ

હશે તેમને પકડવાં અને આગ લગાડનાર હરામખોરોને પણ પકડવાં; અને તે ગોઠવણ મુજબજ આપણે તેમને બંદીવાન થયેલાં જોયાં હતાં.

માધવલાલ તથા શ્રીકાન્ત પણ જે દિને કમલા તથા વસંતરાવ ગુમ થયાં તેજ દિને ગુમ થયાં હતાં. શ્રીકાન્તે જ્યારે જોયું કે માધવલાલની ઉતાવળથી બધી બાજી બગડી ગઇ હતી ત્યારે થોડા વખત માટે તે બધી વાત શાન્ત પાડવા તથા તે દરમ્યાન કેશવરાવની તપાસ કરવાનો વિચાર કર્યો. અને તેથી કેવડી તથા નિર્મલાને પણ ગુપ્ત રીતે તેણે રાખ્યાં. શ્રીકાન્તનું મુખ્ય કામ કેશવરાવને ખોળી કાઢવાનું હતું, અને તે તેને મુશ્કેલ લાગ્યું નહીં. પાંચેક વર્ષ અગાઉની ટાઇમ્સ ઓફ઼ ઇન્ડીઆ અને ઠક્કર્સ ડીરેક્ટરી લઇ તેમાં બોમ્બે રેસીડેન્ટસ, ફ્રમ્સ અને સ્ટ્રીટસની વિગત તેણે જોવા માંડી તેમાં મેસર્સ વિલીયમ્સ એન્ડ કો. ની ઓફીસના મેનેજર તેમજ હેડ કલાર્ક તરીકે મી૦ જગન્નાથનું નામ જોયું અને તેની સાથેજ તે ફર્મના બીજા કલાર્ક કેશવરાવનું નામ પણ વાંચ્યું. જગન્નાથ પાસે આઠ લાખ રૂપિયા જોઇ તે કોઇ મોટો માણસ હશે અને તેથી તેનું નામ ડીરેકટરીમાંથી નીકળશે એવી શ્રીકાન્તની ધારણા હતી; અને જે માણસને એટલી મોટી રકમ સોંપી હતી તે માણસ પણ કોઇ ગૃહસ્થજ હોવો જોઇએ અને આખરે બન્ને નામ સાથે જોવાથી તેને કાંઇક સંશય આવ્યો. પાછળની એક બે વર્ષની ડીરેકટરી જોઇ તો તેમાં જગન્નાથનું નામ ન જણાતાં મેસર્સ વિલીયમ્સની કંપનીના મેનેજર અને હેડ કલાર્ક તરીકે કેશવરાવનુંજ નામ દીઠું અને તેથી વિલીયમ્સ સાહેબના ઠેકાણાનો પત્તો મેળવી માધવલાલને તે તપાસ સોંપી. આપણે જોઇ ગયા તેમ માધવલાલ તે તપાસમાં અનાયાસે મળી આવેલા પ્રસંગમાં ફાવ્યો

અને ભીખારીના વેષે રામચંદ્રના નામથી સાહેબની ઓફીસમાં બોય તરીકે રહ્યો અને કેશવરાવનો વિશ્વાસ મેળવ્યો. કેશવરાવે જે કાગળ ઓફીસમાંથી સુશીલા ઉપર મોકલ્યો હતો તે લઇ રામચંદ્ર ઉર્ફે માધવલાલ શ્રીકાન્ત પાસે આવ્યો હતો. શ્રીકાન્તે તે કાગળ પોતાની પાસે રાખી તેના જેવાજ અક્ષરનો કાગળ લખી રામચંદ્રને આપ્યો, જે કેશવરાવે વાંચી તેના લખાણ મુજબ સુશીલાનો અંગુઠો કાપી નંખાવ્યો. રામચંદ્રે બીજે દીને પાછો શ્રીકાન્તપાસેનો જે ખરો કાગળ હતો તેજ ઓફીસમાં મુકી દીધો, અને સુશીલા પાસેથી પણ માળા સાથે તેના હાથ અક્ષરની ચીઠ્ઠી લખાવી લીધી હતી. કેટસગંજમાં શરાફ સાથે જાણી જોઇ લડાઇ કરી કુંદનલાલ પાસે પહોંચી જઇ કુંદનલાલને કેટલીક બાબતથી તેણે જાણીતો કર્યો હતો. વસંતરાવ ઉર્ફે ડો. આસુતોષ બાબુએ ઓપરેશન કરી અંગુઠો પોતાની ( સરજીકલ બોકસ ) નસ્તરની પેટીમાં મુકેલો આપણે જોઇ ગયા છીએ, તે પેટી લઇ જનાર પણ રામચંદ્રજ હતો અને બીજે દિને વાતચીત દરમ્યાન કુંદનલાલને તેણે તે પેટી આપી હતી. જ્યારે વિલીયમ્સ સાહેબને બોલાવવાનું નક્કી થયું ત્યારે તેણે પણ શ્રીકાન્તને તાર કરી તે બાબતની ખબર આપી અને નિર્મલા તથા કેવડી સાથે ત્યાં તેડાવી લીધો, કે જે ગોઠવણ મુજબ ખરે વખતે આવીને હાજર થયો હતો. પાછળની આ બધી બીના જણાવી હવે આપણે એ બધાંની ચાલેલી તપાસમાં શું થાય છે તે જોઇએ.

ગયા પ્રકરણના બનાવને બીજે દિને પ્રથમ ખરી કમલા કયી ? તથા આ પ્રપંચો શી રીતે થયા તેની તપાસ ચાલી. ન્યાયનું કામ કુંદનલાલે રમાનાથને સોંપ્યું. પરંતુ રમાનાથે મી. વિલીયમ્સની પાસેજ

તે વારસાની રકમ હોવાથી તેમનેજ ન્યાયાસને બેસવાનું જણાવ્યું. રાયબહાદુર અમલેન્દુના આગ્રહથી વિલીયમ્સ સાહેબ ન્યાયાસને બેઠા અને તપાસ શરૂ થઇ. મી. વિલીયમ્સ સાહેબે કેશવરાવની જુબાની લેવી શરૂ કરી.

# પ્રકરણ ૨૦ મું.

## તપાસ.

હજારો પ્રયત્ન કરવા છતાં પણ જે સત્ય છે તે કદી પણ છુપાતુંજ નથી.

કેશવરાવે પોતાની તપાસ દરમ્યાન, જગન્નાથે પોતાને કેવી રીતે કમળાની સુપરત કરી તથા પોતે પોતાને ખર્ચે કેવી રીતે ઉછેરી વિગેરે હકીકત જણાવી અને સુશીલાનેજ ખરી કમલા હોવાનું જણાવ્યું. તેની ઉલટ તપાસ મુલ્તવી રાખી સુશીલાની જુબાની શરૂ કરી.

વિલી—તમારૂં નામ શું ?

સુશીલા—કમલા.

**વિલી**—તમારા પિતાનું નામ શું ?

**સુશીલા**—જગન્નાથ.

વિશેષ જુબાની આપતાં તેણે જણાવ્યું કે " મારા પિતા મને કેશવરાવને ત્યાં મુકી ગયા હતા ત્યારથી કેશવરાવેજ મારૂં પોષણ કર્યું છે અને હું તેનેજ ચ્હાતી હોવાથી તેનીજ સાથે લગ્ન કરવા ઇચ્છું છું."

**વિલી**—તમારા પગને શું થયું હતું ?

**સુશીલા**—થોડા દિવસ પર એક દિવસે રાતના મને એક સાપ કરડ્યો હતો. તેમાંથી મારી જીંદગી બચાવવાના હેતુથી કેશવરાવેજ ડો. આસુતોષ બાબુ પાસે મારો અંગુઠો કાપી નંખાવ્યો હતો. "

**વિલી**—" તમે ખાત્રીથી કહોછો કે તમારૂં નામ કમલા છે અને તમને સાપ કરડ્યો હતો ? "

**સુશીલા**—" હાજી. મારૂં નામ કમલા છે અને મને સાપ કરડ્યો હતો. "

આ વખતે રામચંદે એક નાની તથા એક મોટી એમ બે પેટીઓ સાહેબના આગળ મૂકી. સાહેબે તેમાંની નાની પેટી ઉઘાડી પાછી બંધ કરી અને પૂછ્યું:—" તમે ડો. આસુતોષને ઓળખોછો ? "

" હાજી. "

" તેમણે તમને કહેલું કે તમને સાપ કરડ્યો હતો ? "

" ના જી. તેમણે તે બાબતમાં મને કાંઇ કહેલું નહીં. "

" આ માળા તમારી છે ? " સાહેબે પેલી નાની પેટીમાંથી માળા બતાવતાં પૂછ્યું.

"હાજી. એ મેં રામચંદ્રને આપી હતી."

"અને આ કાગળ પણ તમારોજ લખેલો છે?"

જરાવાર અચકાઇ કાંઇ જવાબ ન આપ્યો તેથી સાહેબે ફરી પૂછ્યું:—"આ કાગળ પણ તમારોજ લખેલ છે?"

"હાજી. એ મેં રામચંદ્રને લખી આપ્યો હતો."

"તેમાં સહી તમે કરી છે?"

"હાજી."

"તેમાં કમલાને બદલે સુશીલાના નામથી કેમ સહી કરી છે?"

"કારણ મને કેશવરાવ હમેશાં સુશીલા કહીને બોલાવતા તેથી. મારૂં નામ તો કમલા જ છે."

"રામચંદ્રને માળા શામાટે આપી હતી?"

"એક કાગળ મારા ઉપયોગનો તેણે આણી આપ્યો હતો."

"તે કાગળ ઓળખી શકશો? આજ તે કાગળ?" એમ કહી રામચંદ્ર ઉર્ફે માધવલાલે આપેલો કાગળ બતાવ્યો.

"હાજી."

સુશીલાને વિશેષ કાંઇ પુછવા જેવું ન જણાતાં રામરાવની જુબાની શરૂ કરી. તેણે પોતાની જુબાનીમાં જણાવ્યું કે:—જગન્નાથ કેશવરાવને કમળાની સુપરત કરી ગયો પરંતુ કમલા પર તેણે કુદ્રષ્ટિ કરી જેથી કમલાએ તેને તિરસ્કારી કાઢયો. આથી ઉશ્કેરાઇ નાશિકની યાત્રાનું બહાનું કાઢી કમલાને લઇ તે નાશિક ગયો, અને ત્યાં તેણે કમલાને ગોદાવરીમાં નાંખી દીધી. કેશવરાવ જાણતો હતો કે તે મરી ગઇ હતી. પરંતુ તેને મેં

બચાવી હતી. અને ઉમ્મર લાયક થતા સુધી મારે ત્યાં રાખી હતી. કેશવરાવ સુશીલા નામની છોકરીને પંઢરપુર અનાથાશ્રમમાંથી લઇ આવ્યો અને તેનું નામ કમલા તરીકે રાખ્યું જે કમલા આપ સાહેબ સન્મુખ' ઉભી હતી. "

વિલી—" તે કમલાને ખોટી ઠરાવવા તથા આ કમલાને ખરી ઠરાવવાનો તમારી પાસે કાંઇ બીજો પુરાવો છે ? '

" ખાસ લેખી પુરાવો તો નથી. "

રામરાવ પછી કમલાને જુબાની માટે ઉભી કરવામાં આવી. કમલાને ભણાવી રાખ્યા મુજબ બધું તે કહી ગઇ.

વિલી—" કેશવરાવે તમને કયારે કયાં આગળ નાખી દીધાં હતાં. "

" આજથી લગભગ પાંચેક વર્ષ પર ગોદાવરીમાં નાખી દીધી હતી. "

' તમને કોણે બચાવ્યાં ? "

" રામરાવે. "

" પછી તમે કેશવરાવની ખબર કાઢી હતી ? "

" નાજી. એ ચિંતા રામરાવને સોંપી હતી. "

વધુ તપાસ બાકી રાખી હવે શ્રીકાંત અને કેવડીની તપાસ શરૂ થઇ. વિલીયમ્સ સાહેબે શ્રીકાંતને પૂછવા માંડયું.

" તમે શી રીતે આ કમલાને ખરી કમલા ઠરાવો છો ? "

" એક દિવસે રાતના આ કમલા કે જે કેવડીના નામથી ઓળખાય છે તેણે મારી પાસે આવીને પોતાની વીતક વાત કહી. જ્યારે તે

મારે ત્યાં આવી ત્યારે કેવળ ભીખારીની હાલતમાં હતી. તેણે આના મારૂં નામ પૂછ્યું અને કહેવા માંડયું કે તે એક શ્રીમતની પુત્રી હતી. તેના બાપ જગન્નાથે પોતાના મિત્ર કેશવરાવને તેની સુપરત કરી હતી. વિશેષમાં તે એમ જાણતી હતી કે સાઠ લાખ રૂપિયા પણ તેનેજ સોંપ્યા હતા. કેશવરાવે એક વખત તેનાપર કુદ્રષ્ટિ કરી બળાત્કાર કરવાનો વિચાર પણ કર્યો હતો, પરંતુ કેવડીએ તેને ધુતકારી કાઢ્યો હતો. આથી કેશવરાવને ભવિષ્યમાં પોતાના હાથમાંથી કેવડી છટકી જશે અને જો કુદ્રષ્ટિની વાત બ્હાર પાડશે તો આબરૂ જશે એવી બીક લાગી તેથી નાશિક લઇ જઇ તેને ગોદાવરીમાં ફેંકી દીધી, જ્યાંથી તે બચવા પામી અને ભીખારીની હાલતે ભીખ માંગી પોતાનું પેટ ભરતી કેટલોક વખત રખડતી રખડતી મુબઇ આવી અને મારૂં નામ પૂછતી રાતના મારે ત્યાં આવી પહોંચી. તેણી ગરીબ અને રખડતી દશામાં હોવાથી મને ઘણી લાગણી થઇ. અને તેથી તેનું કામ કરવા મેં દ્રઢ નિશ્ચય કર્યો. છેવટે હું તેમાં ફાવી શકયો અને કેશવરાવ આપ સાહેબની ઓફીસમાંજ નોકર છે એમ જાણ્યું. તેથી મારા મદદનીશ માધવલાલને મેં કોઇ પણ રીતે આપનો પ્રેમ મેળવવાનું સૂચવ્યું કે જે દ્વારા કેશવરાવની બાબત જાણી શકાય. આખરે માધવલાલ તેમાં ફાવ્યો અને રામચંદ ભીખારીના રૂપમાં આપની પુત્રીને બચાવી આપનો વિશ્વાસપાત્ર થયો, અને તેથી કેશવરાવનો પણ પ્રેમ મેળવી શકયો. એક દિવસ જ્યારે કેશવરાવે આપને મીસ જગન્નાથના વારસાની વાત કરી ત્યારે આપે આપની પાસેનો પુરાવો હોવાનો જે પ્રત્યુત્તર આપ્યો તેથી કેશવરાવ ગભરાયો. એક દિવસે આપની પાસે કાગળો ઉપર સહી કરાવવા આવતી વખત.

જગન્નાથના હસ્તાક્ષરવાળું પરબીડીયું જોઇ તેજ- તે પુરાવો હોવાનું તેણે અનુમાન કર્યું અને રામચંદ્રને તે છાનુંમાનું ઘેર લાવવા ફરમાવ્યું અને મારી સલાહથી રામચંદ્ર ઉંદર નાખવાને બ્હાને તે પરબીડીયું ઓશીસ-માંથી ઉપાડી લીધું. "

" ત્યારે શું તે કાગળ કેશવરાવે વાંચ્યો હતો ? " સાહેબે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" નાજી. કેશવરાવ તે વાંચવા પામ્યો નહોતો. જો તેણે તે વાંચ્યો હોત તો તો તે કાગળનો નાશ કરત. પણ તે કાગળ મેં મારીપાસે રાખ્યો તેના જેવાજ અક્ષરથી બીજો કાગળ લખી આપ્યો હતો જે રામચંદ્રે કેશવરાવને આપતાંજ કેશવરાવે એક માસની રજા માગી અને સુરત ગયો. "

" તે કાગળમાં શું લખેલું હતું ? "

" તે કાગળ હું અત્રે રજુ કરવાની રજા લઉં છું. "

સાહેબે કાગળ લઇને વાંચવા માંડયો:—

મહેરબાન સાહેબ !

મારી દીકરી આપને બતાવવામાં આવે તેજ છે કે કેમ તેની ખાત્રી કરવામાં આપને મદદરૂપ થઇ પડે માટે જણાવવાની રજા લઉં છું કે મારી છોકરીના જમણા પગનો અંગુઠો કપાઇ ગયેલો છે. રોજ તા.—×—×

આપનો તાબેદાર

જગન્નાથ.

" અને શું આ કાગળના લખાણ અનુસાર તેણે સુશીલા ઉર્ફે કમલાનો અંગુઠો કાપી નાખ્યો ? "

# પ્રકરણ ૨૧ મું.

## તપાસ.

સત્યવાત છુપે નહિં, ક્રોડ પ્રયત્ને જાણ;
જેમ છુપાવી ના શકે અબ્ર જરાએ ભાણ.

" હા ! તે અંગુઠો તથા ડો. આસુતોષની સરજીકલ બોક્સ પણ આપની હજુરમાંજ છે. "

સાહેબે પેટીમાંથી અંગુઠો કાઢી તપાસ્યો અને આગળ ચલાવ્યું.

" ડો, આસુતોષની પેટી તમારી પાસે શીરીતે આવી ? "

" જ્યારે ડૉકટર આ નીચ કૃત્ય કરી પાછો ફર્યો ત્યારે રામચંદ્રે પાછળથી તેને ગભરાવી નાખી, આ પેટી મેળવી હતી.

" વારૂ, પછી ?

પછી બીજે દિવસે મી૦ કુંદનલાલને તે બાબત જણાવી પેટી સ્વાધીન કરી દીધી. જ્યારે માધવલાલને ખબર પડી કે આપ સાહેબ

અત્રે પધારનાર છો ત્યારે તેણે મને તાર કર્યો જેથી હું પણ કેવડીને તેડી અત્રે આવી પહોંચ્યો. હવે કેવડી એજ ખરી કમલા છે કે કેમ ? એ પ્રશ્નનો ખુલાસો આપ કરી લેશોજી."

કેવડીને પુછતાં તેણે પણ જે સત્યબીના તે જાણતી હતી તે જણાવી દીધી. માધવલાલ ઉર્ફે રામચંદ્રને પુછતાં તેણે પણ પોતાનો અનુભવ જણાવી આપ્યો તે ઉપરાંત નરોતમદાસ પાસેથી કમલારૂપે જે દસ્તાવેજ તેણે લખાવી લીધો હતો તે પણ જણાવ્યું અને તે દસ્તાવેજ પણ જાહેર કર્યો. કુંદનલાલે પણ માધવલાલ ઉર્ફે રામચન્દ્રે આપેલી પેટી તથા કરેલી વાતચીત કહી સંભળાવી. હવે સાહેબ બોલ્યાઃ—

"જગન્નાથે પોતાની પુત્રી કેશવરાવને સોંપી, પોતાની મિલ્કત મારે ત્યાં મૂકી તેને બીજેજ દિને મને આ સીલબંધ પત્ર મોકલી આપ્યો હતો જે મેં ગઇ કાલ સર્વ સમક્ષ વાંચી સંભળાવ્યો છે. હવે આ તપાસમાં જે જે જુબાનીઓ લેવામાં આવી છે, તેનો વિચાર કરતાં કેસ તદ્દનજ ખુલ્લો થઇ ગયેલો જણાય છે. રામરાવની, શ્રીકાન્તની, કમલાની તેમજ કેવડીની જુબાની એક બાબતમાં મળતી આવે છે અને તે એ કે કેશવરાવે કમલાને ગોદાવરીમાં ફેંકી દીધી. તે ઉપરથી જણાઇ આવે છે કે કેશવરાવે કમલાને મારી નાખવા પ્રયત્ન કર્યો હતો, અને તેથી સુશીલા એ ખરી કમલા નથી એ સિદ્ધ થાય છે; કારણ કેશવરાવ તથા સુશીલા નદીમાં નાખી દેવાની વાત ઉડાવીજ દેછે. હવે જોવાનું એ છે કે કેવડી અને કમલા એ બેમાંથી ખરી કમલા કોણ ? આ પ્રશ્ન કાંઇક ગુંચવાડા ભરેલો થઇ પડત, પરંતુ તે માત્ર એકજ બાબતથી ચોખ્ખો થઇ જાય છે; અને તે નરોતમદાસ

જેથી માધવલાલે કમલાના સ્વાંગમાં કરી લીધેલું લખત છે. જે નીચે પ્રમાણે છેઃ—

" આ લખતથી હું લખી આપું છું કે તને કમલાને રામરાવદ્વારા રૂપિયા સાઠ લાખ અપાવવા મદદ કરીશ. અને પછીથી તારી સાથે લગ્ન કરવા પણ હું બંધાઉં છું. આ સાઠ લાખ રૂપિયા મેળવવામાં મારા શિવાય અને રામરાવ સિવાય બીજા ત્રણજણ પણ મહેનત કરે છે પણ અમે પાંચેજણ સ્વાર્થથીજ કરીએ છીએ. ઇશ્વર જો આટલું કામ પાર પાડે તો હું બીજા કાવતરામાં ન ભળતાં તારી સાથે લગન કરી મારી મીલ્કત પણ તને સોંપી દઇશ."

લી. તારા પ્રેમનો તરસ્યો.

" નરોત્તમદાસ. "

આ કાગળ જણાવી આપે છે કે રામરાવ એ એક લુચ્ચી ટોળીનો નાયક છે અને કમળા પણ રામરાવને ઠગવાનોજ ઇરાદો રાખે છે. જો કે આ લખત માધવલાલે કરાવી લીધું છે તેથી તેના ઉપર આધાર રાખવા જેવો નથી પરંતુ નરોત્તમદાસે જે અક્ષરો અને લખાણ ઉપર સહી કરી છે તેથી એટલું તો ખરૂંજ કે નરોત્તમદાસ સાઠ લાખ ઉપરાંત રામરાવ તથા કમળા કોણ હતાં તે જાણતો હતો; અને તેથીજ આવી વિગતના લખત ઉપર તેણે સહી કરી હતી. વળી થોડા સમય પર કમલા તથા વસંતરાવ ગુમ થવાનું પેપરદ્વારા જણાયું હતું, જે કમલાના અપવિત્ર વર્તનનું ભાન કરાવે છે. આ ઉપરથી કેવડીનેજ ખરી કમલા હોવાનું મારૂં અનુમાન થાય છે અને તેમાં પણ મુંબઇના

પ્રખ્યાત ડીટેક્ટીવ શ્રીકાન્તે આ તપાસ કરેલી હોવાથી તેમની જુબાની ઉપર વધુ આધાર રાખવો જોઇએ. વળી કેશવરાવની દલીલ તો ઉડી જાય છે; કારણ તેણે શ્રીકાન્તના કાગળ અનુસાર બિચારી સુશીલાનો અંગુઠો કાપી નાખ્યો છે પરંતુ આપણે કાંઇ પણ નિશ્ચય ઉપર આવીએ તે પહેલાં જગન્નાથના કાગળનો ઉપયોગ કરવો જોઇએ. ”

આટલું બોલી સાહેબ અટકયો, અને રમાનાથના સામું જોયું. રમાનાથે ચંદ્રિકા તથા કેશરને બોલાવી તે કાગળ મુજબ તપાસ કરાવવા કુંદનલાલને સુચના કરી. ત્રણે કમલાને એક ઓરડામાં લઇ જઇ ઘુંટણ આગળની નિશાની તપાસવામાં આવતાં કેવડીને ખરી કમલા તરીકે જાહેર કરવામાં આવી સાહેબે તેજ વખતે શ્રીકાન્ત તથા માધવલાલનું સન્માન કરી કેવડીને તેના બાપના રૂપિયા સાઠ લાખ આપ્યા; અને રામરાવ, કેશવરાવ, કમલા તથા સુશીલાનું શું કરવું તે બાબત તે સમય તો મુલતવી રહી. વ્હાલા વાંચક! અત્યારસુધી આપણે ખરી કમલાને જે નામથી બોલાવતા આવ્યા છીએ તેજ નામથી (એટલે કેવડીના નામથીજ) ઓળખીશું.

આ બાબતની તપાસ પુરી થતાં સરયૂ તથા વિનુની તપાસ ચાલી; અને તે વખતે ડોકટર આસુતોષ બાબુને પણ હાજર રાખવામાં આવ્યા સાહેબે આ તપાસ કરવાનું રાયબહાદુરને વિનવ્યું. બધાની સંમતિ થતાં રાયબહાદુરે તેની તપાસ શરૂ કરી. પ્રથમ સરયૂ તથા વિનુને શામાટે કેદ કરવામાં આવ્યાં હતાં તેની તપાસ શરૂ થઇ.

રણમલે પ્રથમ પોતાની જુબાની દરમ્યાન જણાવ્યું કે:—

"આબુરાજમાં એક અજાણ્યો માણસ કે જેને હું અત્યારે ડૉ. આસુતોષ બાબુ તરીકે ઓળખું છું તે સરયૂબાળા પાસે વિનુની સાથે આવ્યો હતો; અને થોડીવાર વાતચીત કરી ચાલ્યો ગયો હતો, તે વખતથી મને કાંઇક શક ગયો હતો. પરંતુ મારે તેમની સાથે ઝાઝો સંબંધ ન હોવાથી મેં તે ઉપર ઝાઝું લક્ષ્ય આપ્યું નહોતું. કેરસગંજ આવ્યા પછી મહારાજશ્રી રમાનાથે મને વખતોવખત બારીક ઉપયોગી સૂચના આપી હતી, અને તેથી કેટલીક બારીક તપાસ પણ હું કરી શક્યો હતો. કમલા તરીકે આ જે સ્ત્રી રામરાવની સાથે છે તે ઘણી વખત સરયૂબાળા પાસે આવતી અને સરયૂબાળા પણ તેનાથી ડરતી હોય તેમ ઘણું માન આપતી."

"બોલ, આગળ ચલાવ." રાયબહાદુરે કહ્યું.

"સાહેબ! એ બાબત ઘણીજ ભયંકર અને ન માનવા જેવી છે." રણમલે ડરતાં ડરતાં જવાબ આપ્યો.

"કાંઇ હરકત નહીં. બોલ." રાયબહાદુરે ગંભીરતાથી કહ્યું.

"એક દિવસે સરયૂબાળા પાસે આ કમલા આવી અને વાતચીત થઇ તે દરમ્યાન કમલાએ સરયૂબાળા પાસેથી હીરાની અંગઠી માગી જે સરયૂબાળાએ તુરતજ કાઢી આપી અને જતાં જતાં તેણે જણાવ્યું કે હવે અમે એક બે દિવસમાંજ વિમલેન્દુનું કામ કાઢી નાખીશું."

"હેં!" રાયબહાદુર ચમકી ઉઠ્યો.

"ખરૂં છે સાહેબ! અને વિશેષમાં એમ પણ જણાવ્યું કે વિમલેન્દુનું કાસળ નીકળી ગયા પછી સરયૂએ રાયબહાદુરની પણ તેવીજ ગતિ કરવી."

"પછી સરયૂએ શું જવાબ આપ્યો ?"

"સરયૂ બાળા વિમલેન્દુની બાબતમાં તો ખુશી દેખાયાં પરંતુ આપની બાબતમાં તેમણે ચોખ્ખી ના પાડી. તેથી કમલા કાંઇક ગુસ્સે થઇ હતી."

"ત્યારે તે હીરાની બંગડી કમલા લઇ ગઇ ?"

"ના, સાહેબ. મેં પાછળથી છુપે વેશે જઇ કમલા પાસેથી તે પડાવી લીધી હતી, આ રહી તે." એમ કહી તે બંગડી રાયબહાદુરના સમક્ષ મુકી. કુંદનલાલે પણ તે મુંબઇની ખરીદી તરીકે ઓળખી.

"ત્યારે તે બંગડી તેં આજસુધી તારી પાસે કેમ રાખી મુકી ?" રાયબહાદુરે પ્રશ્ન કર્યો.

"મને મહારાજ રમાનાથની આજ્ઞા હતી કે તેઓ ન કહે ત્યાંસુધી આ બાબત કોઇને જાણવા ન દેવી."

"વારૂ ઠીક પછી ?"

"જે દિવસે વિલીયમ સાહેબને અહીં તેડાવવાનું નક્કી થયું તેજ દિવસે એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું કે કમલાએ બે ત્રણ માણસો પાસે જે દિવસે અને જે વખતે મીસ જગન્નાથના પૈસાનો નિકાલ થાય તેજ વખતે રાજ્યમહેલને આગ લગાડાવવી અને આગના ગભરાટનો લાભ લઇ વિમલેન્દુનું ખુન વિનુએ કરવું અને સરયૂએ તેમાં સર્વ પ્રકારે મદદ કરવી. તે ગોઠવણ મુજબ આ કાવતરૂ કરવામાં આવ્યું હતું પરંતુ મહાત્મા શ્રી રમાનાથની કૃપાથી સર્વ પકડાઇ ગયું છે."

રણમલની જુબાની પુરી થઇ. વિશેષ બીજા દિવસ પર મુલતવી

રાખવામાં આવ્યું. રણમલની જુબાનીથી રાયબહાદુરને ઘણી ચિંતા થવા લાગી. પોતાના કુટુંબમાં આવો સડો જોઇ તેને ઘણી લાગણી થઇ આવી. તે રાતના તેણે વાળુ પણ ન કર્યું અને ચિત્ત ઉદ્વેગાધિન થવાને લીધે બગીચામાં આમતેમ આંટા મારવા લાગ્યો. "શું સરયૂ આ પ્રપંચમાં સામેલ હશે? વિમલેન્દુને મારવામાં તેનો શો હેતુ હશે? વિનુ અને સરયૂ બન્ને એ પ્રપંચમાં કેમ ભળ્યાં હશે? કાંઇ સમજાતું નથી. ગમે તેમ હો. પરંતુ આ કમળા સાથે સરયૂનો મેળાપ શી રીતે થયો હશે?" વિગેરે વિચારો ઉપરા ઉપરી આવવા લાગ્યા. અને તેમાં 'કમલા સાથે સરયૂનો મેળાપ શી રીતે થયો હશે?' એ વિચારે તેનું હૃદય ઘણુંજ હલમલાવી નાંખ્યું; પણ કાંઇ નિર્ણય થઇ શકયો નહીં. છેવટે રમાનાથ પાસે જવા વિચાર કર્યો. રમાનાથ આ વખતે પોતાના ક્રમથી નિવૃત્ત થઇ ઇશ સ્તવનમાં લીન હતો. રાયબહાદુર ત્યાં આવી પહોંચ્યો. રાયબહાદુરની મુખાકૃતિ ઉપરથીજ તેના હૃદયની ચિંતામગ્ન સ્થિતિ તે કળી ગયો અને તેને શાન્તિ આપતાં રમાનાથ બોલ્યો:—

"પધારો, રાયબહાદુર! આપને કાંઇ ઘણીજ અશાન્તિ લાગે છે?"

"શું કહું મહારાજ! ચારે તરફના સંજોગો અને બનાવો મારૂં હૃદય હલમલાવી નાખે છે. મને જરાપણ સમજ નથી પડતી કે આ સર્વ શું થાય છે? કુટુંબ કલહ અને કુટુંબ પ્રપંચ એ અધઃપાતની સંજ્ઞા રૂપ છે."

"સર્વ ખરૂં; પરંતુ સત્ય અને નીતિનું અવલંબન એ ઉર્ધ્વ ક્ષેમને વધારવાવાળું છે."

"પરંતુ આનું પરિણામ!

"પરિણામ હમેશાં શ્રેયસ્કરજ હોય છે. બાળકના જન્મદાતાપિતા તો હમેશ બાળકના કલ્યાણમાંજ તત્પર રહે છે. તો પછી શંકાને સ્થાન શા માટે આપો છો ?"

"સર્વ ખરૂં પરંતુ આમાં સત્ય શું હશે ?" રાય બહાદુરે વિનીત ભાવે પ્રશ્ન કર્યો.

"કેવો વિલક્ષણ અને કેવો અર્થસૂચક પ્રશ્ન ! રાયબહાદુર, એ પ્રશ્નનો મર્મ–ભેદ સમજવા પ્રયત્ન કરો. તે સમજાશે તો સર્વ ચિંતા જશે, અને અનહદ શાન્તિ પ્રાપ્ત થશે. આ બનાવમાં સત્ય શું છે ? તમારા સંજોગોમાં સત્ય શું છે ? તમારા સ્નેહી સબંધી અને વર્ગમાં સત્ય શું છે ? તમારી મીલ્કત અને રાજ્યમાં સત્ય શું છે ? આ સૃષ્ટિમાં સત્ય શું છે ? તમારા કર્તવ્યમાં સત્ય શું છે ? અને તમારા પોતામાં સત્ય શું છે ? એ સર્વ પ્રશ્નનો સમાવેશ સત્યનેજ ખોળવામાં થઇ જાય છે. માટે "સત્ય શું ?" એજ પ્રશ્નનો ઉત્તર શોધો એટલે તમને જે જોઇએ છીએ તે મળી જશે. મોટા, મોટા ઋષિમુનિયો પણ ફક્ત આટલાજ પ્રશ્ન માટે હજારો વર્ષ તપશ્ચર્યાદિ કરે છે. સંસ્કારોદય થાય તો સત્ય શું તે સમજતાં એકક્ષણ પણ લાગતી નથી. સૃષ્ટિમાં જન્મી સત્યજ ખોળવાનું છે. પ્રત્યેક વસ્તુ પદાર્થ આદિપ્રતિ લક્ષ કરી તેનું મનન કરો અને તેમાં સત્ય શું છે તે ખોળો એટલે ચિંતા તથા ગ્લાનિનું કારણજ રહેશે નહિ. પરંતુ પરમ શાન્તિને પામશો." રમાનાથે ગંભિરતાથી સમજાવવા યત્ન કર્યો.

"આપના કહેવાનો ભાવાર્થ અને હેતુ કાંઇ અગમ્યજ જણાય છે ? સત્ય શું તે સમજવું શું ઘણુંજ મુશ્કેલ હશે ?" રાય બહાદુરે પ્રશ્ન કર્યો.

" સત્ય સમજનારને હર્ષ શોક થતોજ નથી. માયા તેને લેપ કરતીજ નથી. તેનું હૃદય સરળ શાન્ત અને વિશ્વકુટુંબી થાય છે. માટે સર્વ વિચાર છોડી દઇ, પરમાત્માની કૃતિ ઉપર વિશ્વાસ રાખી જે પરિણામ આવે તે ઉપર વિશ્વાસ રાખો. સત્ય તો ઇશ્વર વિના બીજું કાંઇજ નથી. જેને તમે સત્ય માનો છો તે પણ પરિણામે તો અસત્યજ છે. સત્યનું શોધન કરવામાંજ વિરક્ત બુદ્ધદેવને રાજ્ય ત્યાગ કરવો પડયો હતો. જનક રાજેન્દ્ર સત્યને ઓળખવાથીજ વિદેહી કહેવાયા હતા. સત્યનું શોધન કરવું એજ કર્તવ્ય છે." રમાનાથે જણાવ્યું.

" મહારાજ ! આજે હું આપના ઉપદેશામૃતથી કાંઇક સમજી શકું છું. સત્યાસત્યનો નિર્ણય કરવા વિવેકનીજ પ્રથમ આવશ્યકતા છે."

" હા; અને તે વિવેકથીજ ઉપરતિ થાય છે અને ત્યારેજ સત્યને શોધવા મનુષ્ય પ્રવૃત્ત થાય છે."

રાયબહાદુર શાન્ત થયો. તેના હૃદયમાં કાંઇક નવિનજ પ્રભા દેખાવા લાગી. જે વખતે રાયબહાદુર અને રમાનાથની વાતચીત ચાલતી હતી તેજ સમયે કુંદનલાલ પણ રમાનાથ પાસે કેશર તથા ચન્દ્રિકા સહિત આવતો હતો પરંતુ રાયબહાદુર સાથેની વાતચીત સાંભળવા ઉભો રહ્યો. જેવો રમાનાથ અટકયો કે તુરતજ તે ત્રણેજણ ત્યાં દાખલ થયાં. રમાનાથે હસિતવદને આવકાર આપી કહ્યું.

" પ્રિય કુંદનલાલ ! તમારા આગમનનું કારણ હું જાણું છું તે બાબત ચિન્તા કરશો નહિં. પરંતુ ગુરૂ આજ્ઞા વિના કાંઇ બની શકતું નથી."

" પણ ગુરૂશ્રીનાં દર્શન ક્યાં થશે ? " કુંદનલાલ બોલ્યા.

" એમની કૃપા હોય તે ગમે ત્યાં થાય. પોતે ક્યાં છે તે હું પણ જાણતો નથી. ગુરૂનો પ્રભાવ અગમ્ય છે. "

" હું તો એમને પણ મારા ગુરૂજ ગણું છું. " ચન્દ્રિકાએ કુંદનલાલને જણાવ્યું.

" હું ગુરૂ થવાને લાયક નથી. ગુરૂ તેજ ગુરૂ છે. ગુરૂથી અન્ય કાંઇ પણ આ સૃષ્ટિમાં ગુરૂત્વ ધારણ કરી શકે તેમ નથી. " રમાનાથે પ્રત્યુત્તર આપ્યું.

આમ વાર્તા ચાલતી હતી, રાયબહાદુર પોતાના વિચારમાં મગ્ન હતો એટલામાં " ૐ, ૐ, ૐ, " નો ધ્વનિ સંભળાયો. રમાનાથનું મુખ હર્ષિત જણાયું. સર્વ ચારે બાજુ જોવા લાગ્યાં અને તે ઓરડામાં જાજ્વલ્યમાન સુવર્ણ પ્રતિમા જેવી તેજસ્વી અને પ્રભાવશાલી મૂર્ત્તિ દ્રષ્ટિગોચર થઇ. પ્રિય વાંચક ! આ કોણ ?

મહાત્મા શ્રી સ્નેહાનંદજી.



# પ્રકરણ ૨૨ મું.

## કસોટીમાં કચાશ.

**" જ્યાં સુધી મનુષ્યને અધિકાર પ્રાપ્ત થયો નથી ત્યાંસુધી તેને સ્થિતિ પ્રાપ્તિ નથી; અને કદાપિ થાય તો તે ટકી શકતી નથી. "**

" મહારાજની શક્તિ જોઇ કે ! બ્હેન કેશર ! તને આશ્ચર્ય નથી થતું ? " ચન્દ્રિકાએ પ્રશ્ન કર્યો.

"એમાં આશ્ચર્ય શાનું ? તને તો દેખાય છેજ એવું." કેશરે પ્રત્યુત્તર આપ્યું.

"હશે બ્હેન ! અમારી તો દષ્ટિજ એવી હશે. શું કાંઇ દુનિયા નહિં જોતી હોય કે ? તું તો છેજ એવી." ચન્દ્રિકાએ કાંઇક ચીડાઇને જવાબ આપ્યો.

"એમ જરા જરામાં શું ચીડાઇ જતી હશે ?" કેશરે હસતાં હસતાં કહ્યું. "હું તો જરા મશ્કરી કરતી હતી. પણ બ્હેન ! આજે મારા હૃદયમાં કાંઇક શંકા થાય છે તું કહે તો પૂછું."

"ચીઢ ય કેમ નહિ ? જેના પેટમાં બળે તે બોલે. વળી તને શી શંકા અને વિચાર આવે છે !" કુંદનલાલ વચ્ચે પૂરાયો.

"કહું તો ખરી, પણ ચન્દ્રિકા ખરો જવાબ આપે તો. વાત ઉડાવી દે તો તો ઠીક નહિં." કેશરે જણાવ્યું.

"કહે તો ખરી કે શું છે !" ચન્દ્રિકા બોલી.

"મહારાજ શ્રી રમાનાથ પ્રત્યેનો તારો નૈસર્ગિક પ્રેમ નથી પણ મને તો માયિક પ્રેમ લાગે છે."

"કેવળ ખોટું. એવી શંકા કરવાને સ્થાનજ નથી."

"પણ બ્હેન ! ત્હારી યુવાવસ્થા તું આમ વિરક્ત દશામાં કાઢે તે તો ઠીક નહિં. દિન પ્રતિદિન શું સૌંદર્ય ખીલતું જાય છે !"

કુંદનલાલ આ શબ્દો સાંભળતાંજ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

"બ્હેન ! તુ તો હમેશ એવાજ વિચાર કર્યા કરે છે. ચન્દ્રિકા બોલી.

"ત્હારા અનુપમ સૌંદર્યનો આમ નાશ થતો જોઇને મને ઘણુંજ લાગી આવે છે." કેશરે ચન્દ્રિકાની વૃત્તિ જોવા માંડી.

"એવું શું સૌંદર્ય તું મારામાં જુએ છે ??" ચન્દ્રિકાએ પૂછ્યું.

"જો હું પુરૂષ હોત તો ત્હારા સિવાય બીજી સાથે લગ્ન ન કરત. ત્હરૂં મોઢુંજ બસ એવું છે કે જાણે શરદનો ચંદ્ર; ત્હારૂં નાક તો જાણે મારા નીલકંઠનુંજ નાક; ત્હારી આંખે માં તો જંગલની મૃગલી જ દેખાય છે; ત્હારૂં ગળું, હાથ, પગ, જંઘા અને વક્ષસ્થળને શાની ઉપમા આપું ? જો મને એક ક્ષણ પણ પુરૂષનો અવતાર આપે તો—" કેશર એટલું બોલતાં બોલતાં ચન્દ્રિકાને બાઝી પડી.

ચન્દ્રિકાએ કેશરના શબ્દો સાંભળી નિશ્વાસ નાખ્યો. કેશર સમજી કે તેના બોલવાની અસર જોઇએ તેવી થઇ હતી. ચન્દ્રિકાનું મુખ કરમાઇ ગયું; તેના અંગો શિથિલ થઇ ગયાં અને તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં તેણે ફરી નિશ્વાસ નાખ્યો. કેશરે સમયનો લાભ લેવા માંડ્યો અને એક ક્ષણ નિર્દય બનતી હોય તેમ બોલવા લાગી.

"ચન્દ્રિકા ! વ્હાલી ચન્દ્રિકા !! આજે તારૂં અનુપમ સૌંદર્ય મને દીવાની બનાવી દે છે. હું કોણ છું તે પણ હૈું વીસરી જાઉં છું. આહા ! જો હું પુરૂષ હોત તો આ પ્રસંગે કેવું સુખ પામત !" એમ બોલતાં ગાઢ આલીંગન લઇ ભુજબળથી તેને બાંધી લીધી.

ચન્દ્રિકા તેના હાથમાંથી મહા પ્રયાસે છુટી થઇ પણ કાંઇ બોલી શકી નહીં. તેના મનમાં જુદાજ વિચારો આવવા લાગ્યા. તેનું અંતઃકરણ દ્રવવા લાગ્યું તેના હૃદયમાં વિકારો ઉદ્ભવવા લાગ્યા. અધિકાર વિનાના

મનુષ્યથી વિરક્ત થઇ શકાતું નથી તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત દૃષ્ટિગોચર થવા લાગ્યું. જ્યાંસુધી મનુષ્ય પ્રત્યેક આશ્રમ અને સ્થિતિનો અનુભવ લઇ તેમાં દોષ દર્શન કરતાં શીખ્યો નથી, ત્યાંસુધી તેનું મન વૈરાગ્ય પૂર્ણ રહી શકતું નથી. પ્રસંગોપાત વિષયોનું વર્ણન અને બાહ્ય સુખ જોતાં તેની વૃત્તિઓ તે તરફ ખેંચાઇ જાય છે. તેથીજ ગૃહસ્થાશ્રમની આવશ્યકતા આપણા હિન્દુ શાસ્ત્રોએ સ્વીકારી છે; અને ત્યાર પછી વાનપ્રસ્થમાં ઉપરતિને દૃઢ કરી અમુક સમય સંયમ અને મનોનિગ્રહ સાધ્યા પછીજ સન્યસ્તનો અધિકાર ગણાયો છે. અનુભવહિન ચન્દ્રિકાની પણ અત્યારે તેવીજ દશા હતી અને તેમાં કેશરના શબ્દોએ તેના પર વિદ્યુતના જેવી અસર કરી હતી. તેને સંસારિક સુખોની તૃષ્ણા થવા લાગી. જે શબ્દો કેશર બોલી તેજ જો પોતાના પ્રેમીના મુખથી શ્રવણ થાય તો કેટલું પરમ સુખ મળે તે વિચારે તેના હૃદયને હલમલાવી નાખ્યું. પરંતુ તે સંસ્કારી બાળાએ પોતાના હૃદયને શાન્ત કરી વૃત્તિઓને ઠેકાણે લાવવા પ્રયત્ન કર્યો. આખરે ધીમેથી પણ દ્રઢતાથી તે બોલી:—

“ બ્હેન કેશર ! મારૂં હૃદય ભમાવવાનો તારો આ પ્રયાસ અત્યંત નિર્દય અને કઠોર છે. ક્યાંસુધી તું આમ મારી કસોટી કર્યા કરીશ. તું જાણે છે કે જો હું દુનિયામાં કોઇને પણ મારો પ્રેમ અર્પણ કરૂં તો તે મહારાજશ્રી રમાનાથ વિના અન્ય કોઇ નથી; પણ તે બનવું અસંભવિત છે, તો પછી મને શામાટે દગ્ધ કરે છે ? મારૂં શ્રેય ઇચ્છી મને સુખી જોવા માગતી હો તો હવે મહારાજશ્રીના ગુરૂદ્વારા અગર મહારાજશ્રી દ્વારા મને દિક્ષા અપાવ અને મને યોગિની બનાવી મારા

જીવનનું કલ્યાણ કરવામાં મદદ કર. ” આટલા શબ્દો બોલતા ચન્દ્રિકા ગળગળી થઇ ગઇ. તેની સ્થિતિથી કેશરને પણ ઘણું લાગી આવ્યું; અને તેણે કુંદનલાલને બોલાવી ચન્દ્રિકાનો નિશ્ચય જણાવ્યો. છેવટે ત્રણે જણ કાંઇક નિશ્ચય પર આવ્યાં અને રમાનાથ પાસે જવા નીકળ્યાં જેમને આપણે રમાનાથ અને રાયબહાદૂરની વાર્તાના અંતે જોઇ ગયા છીએ.

# પ્રકરણ ૨૩ મું.

## પૂર્ણાહુતિ.

“ શુભ હેતુથી જે જે કૃત્યો કરવામાં આવે છે તેનાં ફલ હમેશાં પ્રભાવશાલીજ હોય છે. સન્મતિ હમેશાં સુફલજ આપે છે. ”

તોફાની પવન અને મેઘાચ્છાદિત ગગનમંડળમાં જેમ એકાએક દિનકરનાં પ્રભાવશાલી કિર્ણો જણાતાં જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ અત્યારે સર્વના હૃદયમાં થઇ રહી છે. સર્વ કોઇ અનન્ય પૂજ્ય ભાવથી મહાત્મા શ્રી સ્નેહાનંદજી પ્રતિ જોઇ રહ્યાં છે. પોતાના મનમાં ચાલતા વિવિધ તરંગોને તિલાંજલી આપી મહાત્માના દર્શનનું પાન કરતા તેમનાં વચનામૃતનું પાન કરવા તલપી રહ્યાં છે. સર્વત્ર અક્ષય શાન્તિ પ્રસરાઇ રહી છે. મહાત્માશ્રીએ સર્વ પ્રતિ અમિદૃષ્ટિ ફેંકી સર્વનાં હૃદયને શાન્તિમાં લીન કરી દીધાં છે. આવા પ્રસંગે પ્રિય વાંચક ! આપણે ત્યાં હોઇએ તો કેવો આનંદ થાય !

થોડી પળ પછી મહાત્માશ્રીએ રમાનાથને ઉદ્દેશી શરૂ કર્યું:—

"પ્રિય વત્સ ! તારી ઇચ્છાનુસાર તને આજસુધી અત્રે વિહરવા દીધો છે. હવે તે સમયનો અવધિ આવ્યો છે. હવે ત્હારી શી ઇચ્છા છે?"

"પ્રભુ ! મારી ઇચ્છાને આધિન થવાથીજ હું મારા કાર્યમાં કાંઇક મંદ થઇ પડયો છું. ખરેખર ! સૃષ્ટિમાં કાંઇ પણ મનુષ્ય કેવળ સ્વતંત્ર થવા સરજાયુંજ નથી. મારે મારૂં શ્રેય જોવું જોઇએ અને તે આપજ પૂર્ણ રીતે જાણતા હોવાથી મારો ભવિષ્યનો કાર્યક્રમ આપના ચરણમાંજ છે." રમાનાથ બોલતાં અટક્યો.

"ધન્ય છે ત્હારી વૃત્તિને !" મહાત્મા હાસ્યયુક્ત મુદ્રાએ બોલ્યા. "પરંતુ હજી ત્હારે સૃષ્ટિમાં—વ્યવહારમાં ઘણાં કરવાના છે, જે જે કાર્યો તેં હાથ ધર્યાં છે તે ઉપરાંત બીજાં પણ ત્હારે હાથે કરાવાનાં છે. હવે ત્હારો બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ થયો છે. તારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશી ગૃહસ્થોએ પોતાનું જીવન કયે પ્રકારે ઉચ્ચ કરવાનું છે, સમાજને કેવી રીતે હિતકર અને ઉપયોગી થવાનું છે, ઇશ્વરની સૃષ્ટિ સંકલ્પનાને કેવી રીતે માન આપવાનું છે, અને અન્ય આશ્રમવાળાઓ પ્રતિ ગૃહસ્થાશ્રમીની શી શી ફરજો છે વિગેરે ઉચ્ચ પ્રતિથી જણાવવાનું છે. સામાજીક અને વ્યવહારિક પ્રત્યેક કાર્યમાં રહેવા છતાં દેહકલ્યાણ, મુક્તદશા અને જીવન સાફલ્ય શી રીતે સધાય તેનું દ્રષ્ટાંત બેસાડવાનું છે અને તદનંતર વાનપ્રસ્થાશ્રમી થઇ સન્યસ્ત ગ્રહણ કરવાનું છે, અને તે આશ્રમોના ધર્મ પણ પૂર્ણપણે સર્વને બતાવી આપવાના છે. માટે તું પ્રથમ ગૃહસ્થાશ્રમી થા."

"પ્રભુ ! મને——"

"શાન્ત થા, વત્સ ! તું મારા અગાધ સ્નેહનું પાત્ર છે. તને ત્યજી દઇશ નહી, જો જરા વિચાર કર. તારે માટે પ્રથમથીજ ગૃહિણીપદને શોભાવનાર મુગ્ધ બાળાની વિભુએ યોજના કરી રાખી છે. સ્વપ્નદ્વારાએ મેંજ તેને ઉપદેશ કર્યો હતો. આવી ઉત્તમ ચારિત્ર્યવાળી અને શુદ્ધ સંસ્કારી બાળા તારે માટેજ છે."

હજી તો મહાત્મા આગળ બેલતાજ હતા તેટલામાં ચન્દ્રિકાના મુખ ઉપર હર્ષની છાયા પ્રસરાઇ રહી. તેનાં અંગો સ્ફુરવા લાગ્યાં અને જાણે તે સ્વર્ગમાં મ્હાલતી હોય તેમ આનંદમાં ડોલવા લાગી.

"ત્હારા મિત્ર કુંદનલાલ પણ અત્યંત યોગ્યતાવાળા છે. રાયબહાદુર ! તમારે હવે વાનપ્રસ્થાશ્રમી થવું જોઇએ. વ્યવહાર ઉપાધિનો ભાર વિમલેન્દુને સોંપી દો. તમારો કુટુંબ કલહ આજથી નાશ પામશે. જે જે વિડંબનાઓ તમારાપર છે તે દૂર થશે અને સર્વત્ર શાન્તિજ પ્રસરશે. હાલ તો એટલુંજ બસ છે. પરંતુ રમાનાથના લગ્ન પ્રસંગે હું વળી પુનઃ મળીશ. ૐ ૐ ૐ."

કોઇ એક શબ્દ બોલે તે પહેલાં તો મહાત્મા અદ્રશ્ય થઇ ગયા. સર્વ નિશ્ચેષ્ટ મૌન્ય ધારી પરસ્પર જોઈ રહ્યાં. ક્ષણ પૂર્વે તેમના હૃદયમાં જે વિચારો હતા તે કેવળ બદલાઇ ગયા. સર્વના હૃદયપરથી જાણે કોઇ પ્રકારનો ભાર ઓછો થઇ ગયો હોય તેમ જણાયું.

આ વખતે લગભગ ચાર વાગવાનો શુમાર થયો હતો. એક પણ શબ્દ બોલ્યા ચાલ્યા વિના સર્વ વિખરાઇ ગયા. રમાનાથ પણ પોતાના કાર્યમાં પ્રવર્ત્યો.

અગીયાર વાગ્યા. ગઇ કાલની બાકી રહેલી તપાસ આજે થવાની હતી. પરંતુ આજ હમેશનાથી કાંઇ જુદોજ દેખાવ જણાતો હતો. વસંતરાવ સર્વથી પ્રથમ ઉભો થઇ પોતે પશ્ચાતાપ કરતો હોય તેમ પોતાની બધી સત્ય હકીકત જણાવી ગયો. કમલા પણ તેમાં પોતાના કૃત્યોનું દિગ્દર્શન કરાવી ભાગીદાર બની, એટલે રણમલની જુબાની લેવાનું માંડી વાળવામાં આવ્યું. વસંતરાવે વીંટીની વાત પણ જણાવી દીધી. સરયૂબાળાએ પણ નેત્રમાં પાણી લાવી પોતાના ગુન્હાઓની કબુલાત આપી દીધી. અણુચિંતવ્યો મામલો આમ એકાએક ફરી જવાથી કેટલાંકના હૃદયમાં આશ્ચર્ય થયું પરંતુ તે બધો મહાત્માશ્રી સ્નેહાનંદનોજ પ્રતાપ હતો. સર્વ ગુંચવાડો દૂર થઇ ગયો. હવે અપરાધીઓને દંડ દેવાનો સમય આવ્યો. રમાનાથ આ વખતે વચ્ચે પુરાયો અને ભવિષ્યમાં સર્વ સારી વર્તણુક ચલાવી પોતાનું જીવન ઉચ્ચ પ્રતિનું કરવા પ્રયત્ન કરે એવી કબુલાતે સર્વને માફી બક્ષી. તેજ વખતે વસંતરાવે ચંપકલાલને પણ ત્યાં હાજર કર્યો અને શ્રીકાન્તે નિર્મલાને ત્યાં આણી. સર્વત્ર આનંદ છવાઇ રહ્યો. રાયબહાદુરે તારથી ચન્દ્રિકાનાં માતાપિતાને ત્યાં બોલાવ્યાં અને રમાનાથનાં લગ્નની ધામધૂમ કરવા માંડી. સમય વ્યતિત થતાં મોરારજી શેઠ તથા રાધાબાઇ આવી પહોંચ્યાં.

× × × × × ×

આજે રમાનાથનાં શુભ લગ્નમાં મંડપાદિની રચના અત્યંત સુશોભિત હતી. રાયબહાદુર પોતેજ તે લગ્નમાં અગ્ર ભાગ લેનાર એટલે બીજી વ્યવસ્થાનું શું પૂછવું ? રાયબહાદૂર પણ આજથીજ વાનપ્રસ્થ લેનાર હતા. સર્વ તૈયારી થઈ રહી હતી મુહૂર્તનો સમય થયો હતો એટલામાં મહાત્મા શ્રી સ્નેહાનંદજી પધાર્યા. પોતે પોતાને હાથેજ રમાનાથ અને ચન્દ્રિકાનો હસ્તમેળાપ કરી આપી શાસ્ત્રવિધિથી તેમનાં જીવન એક કરી દીધાં. સર્વત્ર જયજયકાર થઇ રહ્યો. મંગલધ્વનિનો ઘોષ આખા

કેટસગંજને ગળાવી રહ્યો; અને આપણી નવલકથાનો નાયક રમાનાથ તે દિવસથીજ આશ્રમ સાથે નામાભિધાન ફેરવી રમાકાન્ત નામે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ્યો. ચન્દ્રિકા પણ હવે પતિનામાભિધાનને અનુસરી ચન્દ્રિકાને બદલે રમા કહેવાવા લાગી. લગ્નની ખુશાલીમાં વસંતરાવને વિમલેન્દુએ પોતાના રાજ્યમાં છુપી પોલીસનો અમલદાર ઠરાવ્યો. કમલા તથા વસંતરાવનાં લગ્ન થયાં. રમાકાન્તે સ્વહસ્તે નિર્મલા અને માધવલાલનાં લગ્ન કરી આપ્યાં અને વિલીયમ સાહેબે ફતુડી તથા શ્રીકાન્તનાં લગ્ન કર્યાં. શ્રીકાન્તને છુપી પોલીસના વડા તરીકે નીમ્યો. કેશવરાવ સાથે સુશીલાનાં લગ્ન કર્યાં.

પ્રિયવાંચક ! આ ખુશાલીમાં ભાગ લઇ આપણે પણ હવે છુટા પડીશું. રમાકાન્તના બ્રહ્મચર્યાશ્રમનું અવલોકન આપણે કર્યું છે. હવે તેના ગૃહસ્થાશ્રમનું તેમજ વાનપ્રસ્થ અને સન્યસ્તાશ્રમનુ અવલોકન પણ ઇશ્વર કૃપાએ થોડા સમયમાં કરીશું. હાલ તો આપણે અત્રેથીજ છુટા પડીશું ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



